શ્રી કાલિકાચાર્યે ભરૂચ તરફ વિહાર કર્યો. અનુક્રમે ભરૂચ પધાર્યા. બલભાનુએ ઘણા મહોત્સવ પૂર્વક નગરપ્રવેશ કરાવ્યો. સજ્જનવર્ગને હર્ષ થયો. ગુરૂ દરરોજ ધર્મદેશના આપે છે. તે સાંભળી રાજાને વૈરાગ્ય થતાં દીક્ષા અંગીકાર કરી ગુરૂપાસે આનંદથી રહે છે. ભરૂચના સર્વ લોક પ્રસન્ન થયા પરન્તુ રાજાનો પુરોહિત ગુરૂ પ્રત્યે મહાદ્વેષ ધારણ કરે છે. તેણે રાજાને વિપરીત સમજાવ્યું કે ગુરૂ મહા તપસ્વી, મહાશીલવંત, અને સત્યવંત છે તેથી ગુરૂનાં જ્યાં પગલાં પડે તે પગલાં ઉપર આપણાં પગ પડવાથી મહાદોષ લાગે માટે ગુરૂ જાય તે રસ્તે જવું નહિ. એવું સમજાવી ગુરૂ જાય તો ઠીક એમ રાજાના મનમાં ઠસાવાથી રાજાએ કહ્યું કે તું કાંઇ ઉપાય કર. ત્યારે પુરોહિતે લોકને સમજાવ્યા કે ગુરૂને હંમેશાં આહાર પાણી બનાવી આપીએ તો દોષ નથી, તેથી લોકો ગુરૂને માટે રસવતી કરવા લાગ્યા જેથી સાધુ જ્યાં વ્હોરવા જાય ત્યાં કોઇપણ સ્થાને શુદ્ધ આહાર પાણી મળે નહિ. એ સંબંધમાં આચાર્ય મહારાજે તપાસ કરતાં જણાયું કે પુરોહિતે રાજાને વિપરીત સમજાવ્યો છે માટે અહિં રહેવું નહિ, એમ વિચારી ચોમાસામાં પૈઠાણપુરમાં (પ્રતિષ્ઠાનપુર) તરફ વિહાર કર્યો. ત્યાં પાંચમની ચોથ (પ્રતિષ્ઠાનપુરમાં) કરી વિગેરે ઘણો અધિકાર 'સમ્યક્ત્વ સપ્તતિકા'માં કહ્યો છે. એ શ્રી કાલિકાચાર્ય ભગવાનના નિર્વાણ બાદ ૯૯૩ વર્ષ થયાં છે.

**શ્રી મલ્લવાદિસૂરિજીનું આગમન.**

'સમ્યક્ત્વ સપ્તતિકા'માં લખ્યું છે કે ભરૂચ નગરમાં શ્રી જિનાનન્દસૂરિ ચોમાસુ રહ્યા હતા, તે સમયે બૌદ્ધદર્શન સાથે વાદ થયો તેમાં એવો ઠરાવ હતો કે જે હારે તે આ દેશ છોડીને ચાલ્યા જાય, એવા ઠરાવથી જૈનદર્શનવાળા હાર્યા અને બૌદ્ધદર્શનીઓ જીત્યા ત્યારે જૈનદર્શનીઓ ભરૂચમાંથી વિહાર કરી વલ્લભીપુર નગરમાં ગયા, પણ ત્યાં જિનાનંદસૂરિ બહુ ચિંતાતુર રહે છે. એ આચાર્યની બ્હેન દુર્લભદેવીને ત્રણ પુત્ર છે તે ત્રણે પુત્ર સહિત દુર્લભદેવીએ દીક્ષા લીધી. તે સાધ્વીજીએ ગુણે કરી સંઘ તથા ગુરૂને પ્રસન્ન કરી પુસ્તકના ભંડારનાં અધિકારી થયાં તેથી પુસ્તકો લખાવા સારૂ પુસ્તકો કાઢે મૂકે છે, અને સર્વ સંભારી રાખે છે ગુરૂએ અજીતયશ, યક્ષ અને મલ્લ એ ત્રણે ભાણેજને સારી રીતે ભણાવ્યા, પણ એક નયચક્ર નામનો પ્રમાણવાદનો ગ્રંથ ભણાવ્યો નહિ. કારણ કે જે પૂર્વાચાર્યે પ્રમાણવાદ પૂર્વમાંથી ઉદ્ધરીને એ ગ્રંથ રચ્યો છે તે દેવાધિષ્ટિત છે તે જેણે શ્રુતદેવીનું આરાધન કરી શ્રુતદેવીની આજ્ઞા લીધી હોય તેનાથી ભણાય છે. માટે ભણાવ્યો નહિ. ત્યારબાદ ગુરૂજીએ મલ્લવાદીને યોગ્ય જાણીને નયચક્ર ગ્રંથ સાધ્વીને સોંપ્યો અને જાણ્યું કે જે યોગ્ય હશે અને ભાગ્યવાન હશે તો પોતાની મેળેજ વાંચશે. પછી ગુરૂજી વિહાર કરી ગયા. મલ્લવાદિજીને ઇચ્છા થઈ કે એ ગ્રંથ હું વાંચું, તેથી માતાને કહ્યા વિનાજ ભંડારમાંથી તે ગ્રંથ કાઢીને વાંચવા લાગ્યા. એટલામાં શ્રુતદેવીએ હાથમાંથી ગ્રંથ લઇ લીધો. તે વિગત પોતાની માતા સાધ્વીજીને કહી, ગ્રંથ ચાલ્યો જવાથી સર્વ સંઘ નારાજ થયો.

શ્રી મલ્લવાદિજીએ અભિગ્રહ લીધો કે જ્યાં સુધી એ ગ્રંથ મળે નહિ ત્યાંસુધી વનમાં રહેવું, અને વાલ ખાવા. એવો નિશ્ચય કરી શહેર બહાર પર્વત ઉપર રહ્યા, અને શ્રુતદેવીનું આરાધન કર્યું. એક દિવસ નયચક્રની પહેલી ગાથા વિચારે છે એટલામાં શ્રુતદેવીએ આવી

પૂછ્યું કે '**किमत्तं ?**' (શું ખાધુ ?) શ્રી મલ્લવાદિએ જવાબ આપ્યો. '**वल्लाः**' (વાલ) પુનઃ ૬ મહિના બાદ પુનઃ શ્રુતદેવીએ આવી પૂછ્યું કે '**काभ्यां ?**' (શેની સાથે ?) મલ્લવાદિજીએ તુર્ત જવાબ આપ્યો કે '**घृतगुडाभ्यां**' (ઘી અને ગોળની સાથે ). અર્થાત્ ઘી ગોળ સાથે વાલ ખાધા હતા એવો જવાબ સાંભળી શ્રુતદેવીએ તર્કશક્તિવાળા માનવાથી પ્રસન્નતાથી પ્રત્યક્ષ થઇ કહ્યું જે માગવું હોય તે માગો, ત્યારે મલ્લવાદિજીએ નયચક્ર માગ્યો તે શ્રુતદેવીએ આપ્યો, અને કહ્યું કે તમે વાદવિવાદમાં જય પામશો. એ સાંભળી શ્રી સંઘ પ્રસન્ન થયો, અને શ્રી જિનાનંદસૂરિને તેડાવ્યા. સૂરિએ આવી ત્રણે ભાણેજ મુનિઓને આચાર્ય પદ આપ્યું.

ત્યારબાદ શ્રી મલ્લવાદિજીએ બૌદ્ધો સાથે વાદ કરવાનો નિશ્ચય કરી ભરૂચ આવ્યા અને રાજાને નવીન કાવ્યો સંભળાવી ખુશી કર્યો. રાજાને કહ્યું કે બૌદ્ધોને તેડાવો, તેમની સાથે વાદ કરવાનો છે. રાજાએ બૌદ્ધધર્મીઓને બોલાવ્યા અને જે હારે તે દેશ છોડી જાય એવો ઠરાવ કરી વાદ કરવા કહ્યું. ૬ દિવસ સુધી વાદ ચાલ્યો તેમાં બૌદ્ધના ધર્મગુરૂ બૌદ્ધાનંદને શક્તિરહિત કર્યા. તોપણ બૌદ્ધાનંદે સાતમા દિવસની મુદત માગતાં સાતમે દિવસે વાદ કરવાનું ઠરાવ્યું, પરન્તુ જવાબ દેવાની ચિંતામાં છઠ્ઠા દિવસની રાત્રેજ બાદ્ધાનંદ મરણ પામ્યો. તેના મરણની રાજાને ખબર પડતાં રાજાએ બીજા બાકી રહેલા બૌદ્ધોને ગુજરાત છોડી જવા કહેવાથી સર્વે બૌદ્ધો ગુજરાત છોડી ગયા. ત્યારથી આજ સુધીમાં ગુજરાતમાં બૌદ્ધો આવ્યા નથી તેજ વખતે રાજાએ શ્રી મલ્લસૂરિજીને મલ્લવાદિ બિરૂદ આપ્યું. એ મલ્લવાદિસૂરિ શિલાદિત્ય રાજાના વખતમાં થયા છે જેથી આસરે ૧૬૦૦ થી વધુ વર્ષ થયાં છે.

## શ્રી હેમચંદ્રાચાર્યનું આગમન.

શ્રી હેમચંદ્ર આચાર્ય પણ ભરૂચ પધાર્યા હતા. જે વખતે ઉદાયન પ્રધાનનો છેલ્લો વખત ( અન્ત સમય ) હતો ત્યારે સૂરિજીએ કહ્યું કે શત્રુંજયનો અને ભરૂચમાં શકુનિકા વિહારનો ઉદ્ધાર કરવો, તેથી ઉદાયન પ્રધાનના મરણ બાદ તેના પુત્ર આમ્રભટે જીર્ણોદ્ધાર કર્યો તેની પ્રતિષ્ઠા વખતે શ્રી હેમચન્દ્રસૂરિ અને કુમારપાળ રાજા પધારેલા હતા તેથી આમ્રભટ્ટને ઘણો હર્ષ થયો. તે વખતે આમ્રભટ્ટને વ્યંતર દેવી ઉપદ્રવ કરતી હતી તેથી શ્રી હેમચંદ્રસૂરિ મંત્ર ગણવાપૂર્વક કાંગરને ખાંડણીમાં નાખી ખાંડવા લાગ્યા જેથી એક ઘાએ દેવીનું મંદિર કંપાયમાન થયું, અને બીજે ઘાએ દેવી ઉડી આવીને સૂરિજીને પગે લાગી ક્ષમા માગી વિગેરે બનાવો ભરૂચમાં બન્યા છે. આમ્રભટ્ટને આરામ થયો. એ અધિકાર 'પ્રબોધચિંતામણિ'માં છે. આમ્રભટ્ટે વિક્રમ સંવત ૧૨૦૦ ની લગભગમાં તીર્થોદ્ધાર કર્યો. એવા ઘણા મહાપુરૂષો ભરૂચમાં પધાર્યા છે.



ॐ

॥ श्री जिनाय नमः ॥

શ્રેષ્ઠિવર્યશ્રી અનુપચંદ મલુકચંદ રચિત.

# ચૈત્યવંદન-ચોવીશી.

## श्री ऋषभदेवस्वामीनुं चैत्यवंदन.

અલબેલો આદીશ્વર પ્રભુ, તું ત્રણ જગનો નાથ;
સ્યાદ્વાદ રંગી પ્રભુ, સ્મરતાં સુખ સનાથ. ૧
આતમઋદ્ધિ નિજ લહી, રહ્યો નિજ ગુણમાંહિ;
તત્ત્વજ્ઞાન પૂરણ લહી, વિચર્યા પૃથ્વીમાંહિ. ૨
ઉપકારી પ્રભુ મોટકા, જેહની નહિં કોઇ જોડ;
જગત જીવમાં મોટકા, વારતા મોહની જોડ. ૩
જ્ઞાયક ભાવ લેવા ભણી, આવ્યો છું તુજ પાસ;
આશા પૂરણ તું ધણી, આશા પૂરો ન આશ. ૪
અનુપમ અંતર જ્ઞાનને, આપો હો જિનરાજ;
નિજ સ્વરૂપને જાણીને, પામું શિવપુરરાજ. ૫

[1]સંક્ષિપ્તાર્થઃ—

હે આદીશ્વર (ઋષભદેવ) પ્રભુ! તું અલબેલો એટલે (ત્રણે જગતના જીવોને દુઃસાધ્ય મોક્ષમાર્ગને પ્રાપ્ત કરવાથી) મોહ ઉપજાવનાર સાર્થક નામવાળો છે, ત્રણે જગતનો સ્વામી છે, વળી હે પ્રભુ! તું સ્યાદ્વાદ (એટલે એક વસ્તુમાં સમકાળે અનેક–અનંત ધર્મની પ્રતિપત્તિ રૂપ) રંગ વડે રંગાયેલ છે, અને ત્હારા સ્મરણથી જીવો સુખી અને સનાથ થાય છે. ૧

૧ દરેક ચૈત્યવંદનોનો સંક્ષિપ્તાર્થ ગ્રંથશોધકનો લખેલો છે અને વિસ્તારાર્થ ગ્રંથકર્તાએ લખેલ છે.

હે આદીશ્વર પ્રભુ ! આત્માની-પોતાની જે અનંતજ્ઞાન, અનંતદર્શનાદિ અનંત-લબ્ધિઓ રૂપ ઋદ્ધિ પ્રાપ્ત કરીને તું ત્હારા સ્વભાવમાં ( શુદ્ધ આત્મસ્વરૂપમાં રહેલો છે, વળી તમો સંપૂર્ણજ્ઞાન જે કેવળજ્ઞાન તે પ્રાપ્ત કરીનેજ ( સંપૂર્ણ જ્ઞાન થયા વિના જિનેશ્વરોનો દેશના દેવાનો આચાર નહિ હોવાથી ) ભવ્યજીવોને ઉપદેશ આપતા આ પૃથ્વી ઉપર વિચર્યા છો. ૨

હે આદીશ્વર પ્રભુ ! (જગતના જીવોને અનંત સુખ પ્રાપ્ત કરાવનારો સત્ય માર્ગ દર્શાવવાથી અને અનેક જીવોને તે માર્ગે અનંત સુખરૂપ મોક્ષમાર્ગે પહોંચાડેલ હોવાથી ) તમો મોટામાં મોટા ઉપકારી છો, કે જેની દુનિયામાં કોઇ જોડ નથી અર્થાત્ આ વિશ્વમાં તમારી તુલના કરી શકે એવું કોઈ નથી. વળી મહાઉપકારી હોવાથી જગતના જીવોમાં મ્હોટા તમોજ છો, કારણ કે પરમોપકારી છો એટલુંજ નહિં પણ મોહની જોડ જે રાગ અને દ્વેષ ( રૂપ એની જોડ ) તેને તમોએજ દૂર કરી[1] છે. માટે હે આદીશ્વર પ્રભુ ! ત્હારા સ્મરણથી જીવોને સર્વકાર્યની સિદ્ધિ છે. ૩

હે પ્રભુ ! હું જ્ઞાયકભાવ–એટલે મ્હારા આત્મામાં સત્તાપણે રહેલી સર્વ પદાર્થ જાણવાની શક્તિ–તેને લેવા ભણી એટલે લેવા માટે ( અર્થાત્ પ્રગટ કરવા માટે ) તારી પાસે આવ્યો છું. હે ત્રણ જગતના ધણી, જગતનાજીવોની આશા પૂરનાર તુંજ છે માટે મારી આશા પૂર્ણ કરો. વળી મારી જ્ઞાયકભાવ પ્રગટ કરવાની આશા તે આશ એટલે પૌદ્‌ગલિક આશા ( ધન કંચનાદિ માગવારૂપ ) નથી. ૪

હે આદીશ્વર પ્રભુ તીર્થંકર ભગવાન મને ! ઉપમા રહિત એવું અંતરજ્ઞાન આપો કે જે અંતરજ્ઞાનથી હું મ્હારૂં સ્વરૂપ જાણીને મોક્ષનું રાજ્ય પામું.

## અલબેલો આદીશ્વર પ્રભુ.

**વિસ્તરાર્થ:—**

અહિં આદીશ્વર એટલે ૨૪ તીર્થંકરમાંના પહેલા ઇશ્વર. ઇશ્વર એટલે ત્રણ જગતના સ્વામી. ત્રણ જગતના સ્વામી શાથી થયા ? ત્રણ જગતના જીવોને ધર્મ-માર્ગ દર્શાવ્યો તેથી. ત્યાં ધર્મ એટલે દુર્ગતિમાં પડતા પ્રાણીઓને ધારી રાખે તે ધર્મ. **'प्रपतत्प्राणि धारणाद्धर्म उच्यते'**. ઇતિ વચનાત્ અથવા વસ્તુનો સ્વભાવ તે ધર્મ **'वत्थुसहावो धम्मो'**. ઇતિ વચનાત્ હવે દુર્ગતિમાં પડતા પ્રાણિઓને ધારી રાખે એવો ધર્મ કયો છે ? તે સાધુધર્મ અને શ્રાવકધર્મ એમ બે પ્રકારનો છે. સાધુધર્મ એટલે સર્વથા પ્રાણાતિપાતનો ત્યાગ અર્થાત્ જીવહિંસાનો સ્થૂલથી અને સૂક્ષ્મતાથી બન્ને રીતે ત્યાગ કરવો તે પ્રાણાતિપાતનો સર્વથા ત્યાગ રૂપ

૧ ત્રીજી કડીમાં "વારતા મોહની જોડ" એમાં વારતા એ વર્તમાનકાળ છે અને ચૈત્યવંદન સ્તવનાદિની રચના પદ્ધતિમાં એવો વર્તમાનકાળનો પ્રયોગ હોય તોપણ ભૂત-કાળનો અર્થ થાય છે.

પ્રથમ મહાવ્રત સ્વીકારવું, એ વ્રતને અંગીકાર કરવાથી કોઇ જીવને અંશમાત્ર પણ દુ:ખ થાય નહિં માટે એ **પ્રાણાતિપાતવિરતિ (પ્રથમ) મહાવ્રત** છે. બીજું સર્વથા **મૃષાવાદનો ત્યાગ** કરવો અર્થાત્ સ્થૂલ કે સૂક્ષ્મ બન્ને રીતે બિલ્કુલ જૂઠું ન બોલવું. સાચું બોલતાં પણ કોઇ જીવને દુ:ખ થાય એવું વચન પણ બોલવું નહિં પરન્તુ મૌન રહેવું, અહિં શંકા થાય કે સત્યને સત્ય ન કહેવું એ મૃષાવાદ કહેવાય કે નહિં ? તેનો ઉત્તર એ છે કે પ્રાણાતિપાતવિરતિ નામના પહેલા મહાવ્રતમાં કોઇ જીવને મનથી વચનથી અને કાયાથી લેશમાત્ર પણ (સૂક્ષ્મ પણ) દુ:ખ ઉપજાવવું નહિ એવો નિયમ લીધો છે, તેનો ભંગ થાય છે, અને મૌન રહેવાથી જૂઠું બોલ્યા નથી માટે મૌન રહેવાથી પ્રાણાતિપાતવિરતિ અને મૃષાવાદ વિરતિ એ બન્ને મહાવ્રતનું સમ્યક્ પરિપાલન થાય છે. તથા ત્રીજું **અદત્તાદાન વિરતિ** એટલે પારકી વસ્તુ ધણીને કહ્યા વિના (એક તણખલું કે રાખ સરખી પણ) લેવી નહિ. આ અદત્તાદાન એટલે ચોરી તે મોટી વસ્તુની કે જેમાં લોકભય અથવા રાજ્યદંડ હોય અને નાની વસ્તુની તે તણખલાદિ ગ્રહણ કરવા રૂપ, એમ બન્ને રીતે ચોરી ન કરવાથી ત્રીજું અદત્તાદાનવિરતિ રૂપ મહાવ્રત ગણાય છે. તથા ચોથું મહાવ્રત **બ્રહ્મચર્ય** તેપણ સ્ત્રીનો સંસર્ગ, સ્ત્રીના વસ્ત્રનો સ્પર્શ તથા અનેક પ્રકારની નાની મોટી કામ ચેષ્ટાઓનો સર્વથા ત્યાગ કરવો તે ચોથું સર્વથા **બ્રહ્મચર્ય** મહાવ્રત કહેવાય. તથા પાંચમું મહાવ્રત ધન, ધાન્ય, પશુ, સુવર્ણ, રૂપું વગેરે જે જે ગ્રહણ ધારણ યોગ્ય પદાર્થોમાં મૂર્છાભાવ અને સંગ્રહબુદ્ધિ હોય તેનો સર્વથા ત્યાગ કરવાથી અર્થાત્ પાસે એક ફુટી બદામ જેટલું પણ નહિ રાખવાથી, અને જે વસ્ત્રાદિ કે આહાર આદિ કેવળ કાયાના નિભાવ જેટલોજ વ્રતરક્ષાર્થે ગ્રહણ કરે પણ શરીરપોષણની બુદ્ધિએ ગ્રહણ ન કરે તે પાંચમું **પરિગ્રહવિરતિ** રૂપ મહાવ્રત ગણાય. એ પાંચ મહાવ્રત તે સાધુનો ધર્મ છે. તથા શ્રાવકને એ પાંચ વ્રતો સંપૂર્ણ રીતે પળી શકે નહિ તેથી એ વ્રતોમાંનો સૂક્ષ્મભાગ વર્જી મોટા મોટા નિયમોવાળો (ગૃહસ્થપણું નભી શકે એવા સુગમ નિયમોવાળો) ભાગ પાલન કરે તો તે **દેશવ્રત** કહેવાય (પણ મહાવ્રત ન ગણાય.) એ દેશવ્રતો પણ **પ્રાણાતિપાત વિરમણ** ઇત્યાદિ નામથી પાંચ પ્રકારનાં છે. જેટલું પાલન કરી શકાય તેટલી વિરતિ–વ્રત પાલન કરે માટે એ પાંચ દેશ વ્રતોને પાંચ અણુવ્રત પણ કહેવામાં આવે છે. એ ઉપરાંત શ્રાવકને માટે ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત પણ હોય છે જેથી શ્રાવકનાં ૧૨ વ્રત ગણાય છે. ત્યાં પાંચ અણુવ્રતને ગુણ મળે અર્થાત્ જે વ્રતથી પાંચ અણુવ્રતની વૃદ્ધિ-પોષણ–ગુણ થાય તે ગુણવ્રત કહેવાય, અને જે વ્રતો શિક્ષારૂપે એટલે ક્રિયાકાંડ રૂપે આચારમાં મૂકી શકાય છે તેને શિક્ષાવ્રત કહેવામાં આવે છે. એ ૧૨ વ્રતોનું વર્ણન ગ્રન્થાન્તરથી જાણવું.

એ પ્રમાણે પૂર્વોક્ત ૫ મહાવ્રત રૂપ સાધુધર્મ અને ૧૨ વ્રત રૂપ શ્રાવક ધર્મ એ બે પ્રકારનો ધર્મ આરાધન કરવાથી જીવની દુર્ગતિ ન થાય અને સદ્‌ગતિ પામે માટે દુર્ગતિમાં પડતા પ્રાણીને ધારી રાખે અર્થાત્ દુર્ગતિમાં પડવા ન દે તે ધર્મ કહેવાય.

જગતમાં પરજીવને જેટલું દુઃખ દઈએ તેટલું દુઃખ આપણે બીજા (આવતા) ભવમાં પામીએ છીએ, અને જો પૂર્વોક્ત ધર્મનું પરિપાલન કરીએ તો પરજીવને દુઃખ દેવાનું બંધ થાય એટલુંજ નહિ પણ (અભયદાનાદિ) દાન ધર્મ પણ થાય અને દાન દેનાર મનુષ્ય પરભવમાં સુખ અને સદ્‌ગતિ પ્રાપ્ત કરે છે માટે પૂર્વોક્ત ધર્મનું પાલન કરવું જોઇએ.

અહિં શંકા થાય કે મુનિ મહારાજ શું દાન આપે છે જેથી પરભવમાં સદ્‌ગતિ પ્રાપ્ત થાય છે? તેનો ઉત્તર એ છે કે મુનિ મહારાજ જ્ઞાનદાન દે છે, જેથી હેય, જ્ઞેય અને ઉપાદેયનું સ્વરૂપ સમજાય છે, અહિં હેય એટલે ત્યાગ કરવા યોગ્ય શું છે, **જ્ઞેય** એટલે જાણવા યોગ્ય શું છે! અને **ઉપાદેય** એટલે આદરવા યોગ્ય શું છે? એ ત્રણે સમજાવાથી આ લોકમાં અને પરલોકમાં પણ સુખ થાય છે, યાવત્ મોક્ષસુખ પણ મળે છે. માટે મુનિમહારાજ જેવું દાન કરી શકે છે તેવું દાન તો મહાન ચક્રવર્તિઓ સરખા પણ ન કરી શકે. વળી સમભાવવૃત્તિમાં રહેવું, જગતના જીવોને મિત્ર સમાન માનવા ઇત્યાદિ અનેક રીતે પ્રભુએ ધર્મ બતાવ્યો છે.

હવે ધર્મનો બીજો અર્થ **વસ્તુનો સ્વભાવ.** તે વસ્તુ જગતમાં ૬ છે, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવ, પુદ્‌ગલ, અને કાળ. એ ૬ પદાર્થના જુદા જુદા ધર્મ બતાવ્યા છે, તેમાં અહિં પ્રભુએ જીવદ્રવ્યનો જે સ્વભાવ બતાવ્યો છે તેજ જ્ઞાન સ્વભાવથી લોકાલોકનું જાણવું એકજ સમયમાં થાય એવી જાણવાની શક્તિરૂપ સ્વભાવ તે જીવનો જ્ઞાનસ્વભાવ છે, અને પુદ્ગલમાં પૂરણ ગલન સ્વભાવ છે, ધર્માસ્તિકાયનો સ્વભાવ જીવ પુદ્‌ગલને ગતિ કરવામાં સહાયરૂપે ઉપકારી થવાનો છે. અધર્માસ્તિકાયનો સ્વભાવ જીવ પુદ્‌ગલને સ્થિર રહેવામાં સહાય કરવાનો છે, આકાશાસ્તિકાયનો સ્વભાવ જીવાદિ પદાર્થોને અવકાશ-જગ્યા આપવાનો છે, અને કાળનો સ્વભાવ પદાર્થોને નવા પુરાણા રૂપે કરવાનો છે. જીવ અને પુદ્‌ગલમાં બીજા પણ અનંત સ્વભાવ છે. હવે શંકા થાય કે જો જીવમાં જ્ઞાન સ્વભાવ છે તો એ અનંતા સ્વભાવો કેમ જણાતા નથી, તેનો ઉત્તર એ છે કે જડ જેવા પુદ્‌ગલની (કર્મની) સંગતથી વિપરીત વર્તના અનાદિકાળથી ચાલે છે, તેથી પરવસ્તુ જે જડ પદાર્થ તેના સ્વભાવને જીવે પોતાનો સ્વભાવ માન્યો છે, તેથી જીવનો જ્ઞાનગુણ ઢંકાઇ ગયો છે, પણ જો

પ્રભુએ બતાવેલો ઉપાય કરે તો ઢંકાયેલ આત્મા નિર્મળ થાય. તે ઉપાય એ છે કે **મિથ્યાત્વ** એટલે જે શરીર વિગેરે વસ્તુ જડ છે તેને જીવસ્વરૂપ સમજી મ્હારી માનેલ છે તે મ્હારાપણાની માન્યતા છોડી દઈ આત્મામાં જાણવાનો (પરન્તુ મ્હારૂં ત્હારૂં માનવાનો નહિં એવો) સ્વભાવ છે તેથી જાણવું કે એ જડ પદાર્થો મ્હારા નથી અથવા જડ પદાર્થ તે હું નથી એ રીતે મિથ્યાત્વનો ત્યાગ કરવો. તથા **અવ્રત** એટલે જડ પદાર્થો ઉપર જે અભિલાષા વારંવાર થયા કરે છે; પણ જડ પદાર્થોના ત્યાગની ઇચ્છા થતી નથી તે અવ્રત કહેવાય, એ અવ્રતથી દૂર રહેવું એટલે જડ પદાર્થની ઇચ્છાઓ ન કરવી, અને આત્મ સ્વભાવમાં રહેવું તથા ત્રીજો ઉપાય કષાયનો ત્યાગ કરવો તે છે. તે **કષાય** ક્રોધ, માન, માયા, અને લોભ એ ચાર પ્રકારના છે તે પણ જડના સંયોગે (કર્મના સંયોગે) થઇ રહ્યા છે એ ક્રોધાદિ કરવા તે આત્મસ્વભાવ નથી એમ સમજી સમવૃત્તિમાં રહેવું. જડ પદાર્થમાં આ સારૂં આ નરસું એવો ભેદ કષાયથી થઇ રહ્યો છે, તે પોતાનો ધર્મ નથી એમ જાણી સારૂં નરસું ન કરે તથા ચોથો ઉપાય **યોગ** એટલે મન વચન અને કાયાનો વ્યાપાર તે પણ જડની પ્રવૃત્તિ છે, તે અશુભ એટલે આત્મસ્વભાવ સિવાયના આત્માને અહિત કરનાર માર્ગોમાંથી રોકવી એ ચોથો ઉપાય છે. એ પ્રમાણે ઢંકાયલા આત્માને નિર્મળ થવાના મિથ્યાત્વ નિરોધ, અવ્રત નિરોધ, કષાય નિરોધ, અને યોગ નિરોધ એ ચાર ઉપાય છે. એ ઉપાયોથી આત્મા આત્મસ્વરૂપમાં સ્થિર થાય, આ તો દિગ્દર્શન માત્રજ કહ્યું છે, નહિંતર પરમાત્માએ તો ધર્મનું સ્વરૂપ એટલું બધું કહ્યું છે કે દીર્ઘ આયુષ્યવાળા હજારો મનુષ્યો આખી ઉમર સુધી લખે તોપણ લખી શકાય નહિં.

એ બન્ને પ્રકારે (૧ દુર્ગતિમાં પડતા પ્રાણીને ધારણ કરે, ૨ વસ્તુનો સ્વભાવ એ બે પ્રકારે) ધર્મ બતાવ્યો તેમાંથી જેટલે જેટલે અંશે અંગીકાર થાય, તેટલું તેટલું સુખ પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે સુખના આપનાર પ્રભુ છે તેથી પ્રભુ એ જગતના ઇશ્વર કહેવાય છે.

અહિં શંકા થાય કે સર્વે ધર્મવાળા ઇશ્વરને અનાદિ માને છે અને તમે તો (આદીશ્વર એટલે) ઇશ્વરને આદિ કહો છો તે કેવી રીતે? તેનો ઉત્તર એ છે કે અમે જે આદિ કહીએ છીએ તે દરેક ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળમાં ૨૪ પ્રભુમાંના પહેલા પ્રભુ જન્મે છે, તેથી આદિ કહીએ છીએ, પરન્તુ એ રીતે અનાદિ કાળથી ચાલ્યા કરે છે એટલે અનાદિ કાળમાં જેટલી ઉત્સર્પિણીઓ અને અવસર્પિણીઓ ગઇ તે દરેકમાં પહેલાં પહેલા ભગવાનનો જન્મ થયો એ રીતે પ્રવાહથી (જે ઇશ્વર આદિ કહેવાય છે તેજ ઇશ્વર) અનાદિ અને તે તે વિવક્ષિત ઉત્સર્પિણી અથવા અવસર્પિણીમાં થયેલા પ્રથમ પ્રભુની અપેક્ષાએ ઇશ્વર આદિ પણ કહેવાય, અથવા જન્મથી

ઇશ્વર (તીર્થંકર) આદિ છે, અને પ્રવાહથી ઇશ્વર અનાદિ છે. પરન્તુ કેટલાએક ધર્મવાળા અનાદિકાળથી એકજ ઇશ્વર માને છે, તેમ જૈન ધર્મમાં નથી, કારણકે (જે વખતે ઇશ્વરે સૃષ્ટિ–લોક નહોતો બનાવેલો તે વખતે લોક વિના ઇશ્વર કોના? કારણકે રૈયતવડે રાજા મનાય છે, પણ રૈયત ન હોય તો રાજા કોના? તેમ લોક ન હોય તો ઇશ્વર કોના? વળી અન્યધર્મવાળા એમ માને છે કે કર્તાવિના કોઈ કાર્ય નિપજતું નથી માટે લોકનો કર્તા છે, અને તે ઇશ્વર છે, તો અમે પૂછીએ છીએ કે ઇશ્વરને કોણે બનાવ્યો? વળી તેઓ ઇશ્વરને દેહરહિત માને છે તો દેહ વિના લોકને કેમ બનાવી શકે? અને દેહ વિના ઉપકાર પણ કેમ થાય? માટે ઇશ્વરે સૃષ્ટિ બનાવી એ વાત અનુકૂળ સમજાતી નથી. જ્ઞાનવિના વિચાર પોતાની બુદ્ધિ માફક થાય છે, અને તે વિચારમાં યથાર્થ જ્ઞાનવિના ફેરફાર થઈ જાય છે, ખરાપણું તો જીવને ત્યારેજ સમજાય છે કે જ્યારે નજીકમાં સંસારનો અંત થવાનો હોય, અને ત્યારેજ ખરા માર્ગ ઉપર પ્રીતિ થાય છે, ખરા પુરૂષ ઉપર શ્રદ્ધા થાય છે, નિષ્પક્ષપાત બુદ્ધિ થાય છે, ખરી વસ્તુ સમજવાનો કામી–જિજ્ઞાસુ થાય છે. અને જ્યાં સુધી ખરૂં સમજાય નહિં ત્યાં સુધી વસ્તુનું સ્વરૂપ સ્વમતિકલ્પનાએ જેમ આવે તેમ માને છે. અનાદિ ઇશ્વર કહી પાછા ઇશ્વર અવતાર લેછે એમ માને છે. વળી જેણે ઇશ્વરનો અવતાર લીધો છે તેણે બીજાઓને સંસારથી તારવા અથવા ભક્તજનોનો દુઃખમાંથી ઉદ્ધાર કરવા અવતાર લીધો છે એમ પણ માને છે, તો ઇશ્વરને જેમ અવતાર લેવા પડે છે, તેમ આપણને પણ અવતાર લેવા પડે છે તો અવતાર લેવાના સંબંધમાં (વારંવાર જન્મ મરણના સંબંધમાં) આપણામાં અને ઇશ્વરમાં ફેર શું? ઇશ્વરની ઉપાસના કરતાં આપણને મોક્ષ મળે તો આપણને ફરીથી જન્મમરણરૂપ અવતાર ન કરવા પડે અને ઇશ્વરને પોતાને અવતાર લેવા પડે એ બુદ્ધિમાન પુરૂષોને વિચારવા જેવી વાત છે.

વસ્તુ પણે તો તારનાર પુરૂષ જે આપણને ધર્મમાં વર્તવા કહે છે, મુક્તિ પ્રાપ્ત થાય એવા ઉપાય બતાવે છે, તેવી વર્તના તે અવતારી પુરૂષમાં હોય તો તેમના કહેવા પ્રમાણે વર્તવું અને બને તેટલી સેવા કરવી યોગ્ય છે. માટે આત્માનું કલ્યાણ કરવું હોય તો પ્રથમ ઇશ્વરની યોગ્યાયોગ્યતાનો વિચાર કરી જે ઇશ્વર સ્વપરને તારનાર હોય તેવા ઇશ્વરની ઉપાસના કરવી જોઇએ. અહિં આદીશ્વર કે જેમનું બીજું નામ ઋષભદેવ છે તેજ ખરા ઇશ્વર છે.

મુસલમાન આદમને સંભારે છે, અને મક્કાને તીર્થ માને છે, તે આદીશ્વર ભગવાન એ સ્થળે વિચરેલા છે, એમ શ્રી આદીશ્વર ભગવાનના ચરિત્ર ગ્રંથથી જણાય છે. વળી ભાગવતમાં ઋષભદેવનું અલ્પ ચરિત્ર છે, તેમાં તેમના માતપિતાનાં નામ વિગેરે તથા ભરતરાજા તેમના પુત્ર છે એમ માને છે. તેમના ચરિત્રમાં બીજા અવતારો જેવી અવિસ્તર વાત નથી તેમજ પરસ્પર પ્રતિકૂળ વાત નથી પણ

આત્મકલ્યાણ અર્થે વર્ત્યાનીજ વાત છે. (અર્થાત્ બીજા અવતારોમાં લીલાની વાત છે તેવી ઋષભદેવના સંબંધમાં કંઈ વાત નથી ) તથા ભારતમાં **શ્રી** શત્રુંજય તીર્થ ઉપર શ્રી આદીશ્વર દેવ યુગાદિ છે એમ કહીને શત્રુંજય તીર્થની ભક્તિ કરવાનું કહ્યું છે. અને આદીશ્વરને મોક્ષના હેતુભૂત કહ્યા છે. આ રીતે જોતાં આદીશ્વર પ્રભુને જૈનોજ માને છે એમ નથી, બીજા ધર્મવાળા પણ માને છે.

હવે ધર્મનું વર્તનાવિધાન તો જે જે ધર્મગુરૂ થયા તે તેમની દેહ ઉપરથી, વિષય ઉપરથી જેટલી જેટલી મૂર્છા ઉતરી એટલો ધર્મ બતાવી શકયા અને તેથી ધર્મના ભેદ પડયા તે આત્માર્થીને ભેદની તકરારમાં ઉતરવાની જરૂર નથી. બધા ધર્મવાળા દયા પાળવી, એટલે કોઇને દુઃખ ન દેવું એમ કહે છે, તો આપણે તે શબ્દ (કથન) ના આધારે જે માર્ગના આરાધનથી સંપૂર્ણ દયાનું પરિપાલન થાય તે માર્ગ અંગીકાર કરવો, કે જેથી આત્માનું કલ્યાણ થાય તથા જૂઠું બોલવું નહિં, ચોરી કરવી નહિં, સ્ત્રીનો સંસર્ગ કરવો નહિં, અને ધન રાખવું નહિં એમ ફકીર સન્યાસીઓના ધર્મમાં પણ કહ્યું છે, અને જૈનમાર્ગમાં તો એ પાંચ વાત ઘણા ભેદ પૂર્વક પાળવાની કહી છે. એ પાંચ વ્રતો પાળવાથી વિષય કષાયનો ત્યાગ થતાં ઇશ્વરપણું પ્રાપ્ત થાય છે, અને આદીશ્વર પ્રભુએ પણ એ પાંચ વ્રતો પૂર્ણ રીતે પાળી ઇશ્વરપણું પ્રાપ્ત કર્યું છે, તેથી એ આદીશ્વર દેવ તેજ સર્વમાન્ય દેવ છે. વળી આદીશ્વર પ્રભુનું નામ પણ સંપૂર્ણ અર્થવાળું છે. અને તેથીજ શ્રી આદીશ્વર ભગવાન અલબેલા કહેવાય. જગતમાં જેના પૂર્ણ ગુણને જોઇ લોકો આકર્ષાતા હોય તેને અલબેલો કહે છે. માટે આદીશ્વર પ્રભુનેજ ઇશ્વરરૂપ માનવાથી આત્માનું કલ્યાણ છે.

**પ્રભુ** એટલે સ્વામી એ અર્થ પણ પૂર્વના અર્થ સાથે મળતો આવે છે, કારણ કે જે ઇશ્વર હોય તે જગતના સ્વામી કહેવાય અને આદીશ્વર ભગવાન ઇશ્વર હોવાથી પ્રભુ–સ્વામી કહેવાય છે. વિશેષ એ છે કે જે અવસરે **"આદીશ્વર અલબેલો પ્રભુ"** એવા શબ્દો બોલતાં અતિશય ઉત્સાહ ભરેલા શબ્દ નિકળવા જોઇએ, અને અંતરમાં અતિ ઉત્સાહ આવવાથી રોમરાજી વિકસ્વર થવી જોઇએ, જે બધો અર્થ ઉપર લખ્યો છે તે બધો અર્થ હૃદયમાં ભાસમાન થવો જોઈએ, દઢ શ્રદ્ધાથી શબ્દ બોલવા જોઇએ, મન વચન કાયાને પ્રભુના ધ્યાનમાં સ્થાપીને ઉપરના શબ્દો બોલતાં મન વચન કાયાની એકાગ્રતા થાય છે, એકાગ્રતા થવાથી મિથ્યાત્વનો વિનાશ થાય છે, સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે, અને સમ્યગ્દ્રષ્ટિનું સમ્યક્ત્વ નિર્મળ થાય છે.

## તું ત્રણ જગનો નાથ.

તું એટલે તમો ત્રણ જગતના એટલે સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ એ ત્રણ લોકના અથવા ઉર્ધ્વલોક, અધોલોક અને તિર્યગ્લોક એ ત્રણ લોકના નાથ એટલે

સ્વામી છો. કારણકે ત્રણે જગતના જીવોને મોક્ષનો માર્ગ બતાવનાર આપ છે. આપનો બતાવેલો માર્ગ અંગીકાર કરે તેજ મોક્ષ પામે માટે આપ ત્રણ જગતના નાથ છો.

## સ્યાદવાદ રંગી પ્રભુ.

સ્યાદ્વાદ એટલે અનેકાન્ત. કોઇપણ વસ્તુધર્મ એકાન્ત નથી. સર્વ વચનો અપેક્ષાવાળાં છે, પણ એકાન્ત નિશ્ચયરૂપ નથી. જેમકે જીવ નિત્ય છે અને જીવ અનિત્ય પણ છે તે આ પ્રમાણે—જીવ દ્રવ્ય છે તેનો દ્રવ્યત્વ રૂપે વિનાશ નથી, સંસારમાં અથવા સિદ્ધ અવસ્થામાં પણ જીવ જે હતો તેનો તેજ છે, અને તેવોજ હંમેશાં રહેવાનો માટે નિત્ય એટલે અવિનાશી છે. હવે શંકા થાય કે જીવ મરે છે તે કેમ? તેનો ઉત્તર એ છે કે જીવ મરે છે, એટલે જીવનો અભાવ થતો નથી પણ પૂર્વ શરીરમાં જેવા આકારનો હતો તે શરીરને છોડી બીજા આકારે થાય છે, જેમકે મનુષ્યના દેહમાં વ્યાપીને રહ્યો છે તે મનુષ્યનું શરીર છોડી તિર્યંચ થયો ત્યારે તેનો આકાર જુદો થયો અર્થાત્ મનુષ્ય હતો તે મટીને તિર્યંચ થયો અને પૂર્વ શરીરના આકારને બદલે બીજા શરીરના આકારનો થયો, માટે નામ અને આકાર વિગેરેનો ફેરફાર થયો છે પરન્તુ જીવમાં ફેરફાર થયો નથી. જેમકે સોનું હંમેશાં એકરૂપ છે તે નિત્ય છે, અને સોનાની લગડી ભાગીને કડાં કર્યાં, કડાં ભાગીને કંઠી કરી, કંઠી ભાગીને કંદોરો બનાવ્યો છતાં પણ સોનું સર્વે આકારોમાં એક સરખું કાયમજ રહેલું છે. અનેક આકારો બનતાં સોનાનો વિનાશ થયો કહેવાય નહિં અથવા સોનું મટીને ત્રાંબુ પણ થયું નથી, તેમ અનેક ગતિ, અનેક શરીર ધારણ કરવા છતાં પણ જીવ તો તેનો તેજ કાયમ રહે છે, ગતિ અને શરીરો બદલવાથી જીવનો સર્વથા વિનાશ થતો નથી તેમ જીવનો જડ પણ થતો નથી. માટે દ્રવ્યપણાએ એટલે વસ્તુરૂપે તો જીવ નિત્ય છે, પણ સોનું જેમ જુદા જુદા ઘાટની અપેક્ષાએ અનિત્ય–વિનાશી કહેવાય તેમ ગતિ શરીર આદિ પર્યાયો વડે (આકારાદિ પરિવર્તનની અપેક્ષાએ) જીવ અનિત્ય–વિનાશી પણ કહેવાય. એવી રીતે જીવનો જ્ઞાન ગુણ નિત્ય છે, પરન્તુ જ્ઞાનના પર્યાયની અપેક્ષાએ જ્ઞાન અનિત્ય છે. જેમકે વર્તમાનકાલીન જ્ઞાન તે બીજે સમયે ભૂતકાલીન જ્ઞાન થયું, ભવિષ્યત્કાલીન જ્ઞાન તે વર્તમાનકાલીન થાય એ રીતે જ્ઞાન કાળ પર્યાયની અપેક્ષાએ અનિત્ય પણ છે. અથવા છદ્મસ્થનું મત્યાદિ જ્ઞાન તે વિવિક્ષિત સમયે ઘટોપયુક્ત હતું અને અન્તર્મુહૂર્ત બાદ પટોપયુક્ત થયું, પુનઃ અન્તર્મુહૂર્ત બાદ વૃક્ષોપયુક્ત થયું, એ પ્રમાણે દરેક અન્તર્મુહૂર્તે મતિજ્ઞાન પરિવર્તન પામવાની અપેક્ષાએ અનિત્ય છે છતાં મતિજ્ઞાન જ્ઞાનત્વરૂપે અથવા ગુણ રૂપે તો જે છે તેજ છે, માટે દરેક

પદાર્થ એ પ્રમાણે નિત્યાનિત્ય આદિ ઉભય ધર્મયુક્ત માનવા તે સ્યાદ્વાદ કહેવાય. વળી જ્ઞાન તે જ્ઞેય પદાર્થના આધારે હોવાથી જેમ જ્ઞેયમાં ફેરફાર થતા જાય છે, તેમ જ્ઞાનમાં પણ ફેરફાર થાય છે. એ ફેરફાર તે પર્યાય ધર્મ છે. માટે દ્રવ્યનયે સર્વે પદાર્થ નિત્ય છે, અને પર્યાયનયે અનિત્ય છે, એમ માનવું એજ સ્યાદ્વાદ કહેવાય. ભગવંતમાં પણ એ સ્યાદ્વાદ વર્તિ રહ્યો છે. કારણ કે ભગવંતનું અનંતજ્ઞાન તે અનંત જ્ઞેયને અવલંબીને છે, તેથી જેમ જ્ઞેય ફરે છે તેમ ભગવંતનું જ્ઞાન પણ ફરે છે. વળી ભગવંત સર્વ પદાર્થોના દ્રવ્ય–ગુણ પર્યાયને જાણી રહ્યા છે. બીજા માર્ગો તો વસ્તુને એકાન્તપણે જાણનારા છે, અને તે એકાન્તપણું સિદ્ધ થતું નથી, કારણ કે વસ્તુધર્મ સ્યાદ્વાદપણે રહ્યા હોય અને કહેવામાં એકાન્તનો માર્ગ ગ્રહણ કરે તેથી વસ્તુધર્મનો નિર્ણય થાય નહિં, અને પ્રભુ તો સ્યાદ્વાદ રંગથી રંગાયલા છે જેથી પ્રભુની પ્રરૂપણા વસ્તુનો નિર્ણય કરી શકે છે. માટે હે પ્રભુ તમો સ્યાદ્વાદ રંગી છો.

## સ્મરતાં સુખ સનાથ ॥ ૧ ॥

તમારી આજ્ઞાએ તમારૂં સ્મરણ કરતાં આત્મિક સુખ થાય છે, તમારૂં સ્મરણ કરતાં તમારા જેવા ગુણવાળા થવાય, અર્થાત્ તમારા ગુણ જોઇને તમારા જેવા ગુણ પ્રગટ કરવાની ઇચ્છા થાય તોજ તમારૂં સ્મરણ કર્યું ગણાય. એવી ( તમારા જેવા ગુણ પ્રગટ કરવાની ) ઇચ્છા અનાદિકાળમાં થઇ નથી તે તમારા સ્મરણથી હમણાં થઈ તેથી તમો મ્હારા નાથ થયા, અને હું તમારા જેવા નાથે કરીને સહિત થયો તેથી હું સનાથ થયો. ॥ ૧ ॥

## આતમ ઋદ્ધિ નિજ લહી.

તમોએ તમારા આત્માની જે જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, અવ્યાબાધ, અક્ષય, અજર, અમર, અશરીર, અણાહારી આદિ અનંત ઋદ્ધિ સત્તાપણે હતી તે આત્મવિશુદ્ધિવડે પ્રગટ કરી તે રૂપ પામ્યા. ( જે અનંત લબ્ધિઓ સિદ્ધ પરમાત્માને છે, તે અનંત લબ્ધિઓ સૂક્ષ્મ અપર્યાપ્ત નિગોદ જીવને પણ છે, પરન્તુ તફાવત એટલોજ કે સૂક્ષ્મ અપર્યાપ્ત નિગોદ જીવની અનંતજ્ઞાનાદિ અનંત લબ્ધિઓ કર્મવડે કરીને દબાયલી હોવાથી અત્યંત અલ્પ પ્રમાણમાં એટલે અનંતાનંતમા ભાગ જેટલી ખુલ્લી હોય છે, જો કર્મનો નાશ થાય તો એ સર્વ લબ્ધિઓ સ્પષ્ટપણે પ્રગટ થાય. શ્રીસિદ્ધ પરમાત્માએ સર્વ કર્મનો નાશ કર્યો છે તેથી શ્રીસિદ્ધ પરમાત્માને અનંત લબ્ધિ સ્પષ્ટપણે સંપૂર્ણ પ્રગટ થયેલી છે. માટે શ્રીઆદીશ્વર પ્રભુ સિદ્ધ પરમાત્મા થયેલા હોવાથી એમની આત્મઋદ્ધિ સંપૂર્ણપણે પ્રાપ્ત થયેલી છે. )

## રહ્યા નિજ ગુણ માંહી.

સર્વ આત્મઋદ્ધિ સંપૂર્ણ પ્રગટ થયેલી હોવાથી આત્માને જે આનંદ સ્વાભાવિક હોય છે તેવો આનંદ બીજી કોઇ રીતે હોતો નથી તેથી આદીશ્વર પ્રભુ પોતાની આત્મઋદ્ધિ પ્રગટ કરીને પોતાનાજ ગુણમાં રહ્યા છે (અહિં શંકા થાય કે જો આદીશ્વર પ્રભુ પોતાના ગુણમાં રમી રહ્યા છે તો બીજા સંસારી જીવો ક્યા ગુણમાં રહ્યા છે? તેનો ઉત્તર એ છે કે શ્રીસિદ્ધ પરમાત્મા અથવા કેવલિ ભગવાન વિના બીજા જેટલા સંસારી મોહવાળા પ્રાણીઓ છે તે સર્વે પર ગુણમાંજ રમી રહ્યા છે, કારણ કે આત્માનો ગુણ અનંતજ્ઞાન દર્શનાદિ છે, અને પુદ્ગલનો ગુણ જડ છે, તે જડ પુદ્ગલ ઉપર જ્યાં સુધી મારા તારાપણું ઇત્યાદિ ચેષ્ટાઓ રહી છે ત્યાં સુધી જીવ પરગુણમાં રમતો કહેવાય. કામ, ક્રોધ, માન, માયા, ઇર્ષ્યા, દ્વેષ, કાયા, સ્ત્રી, ધન, કુટુંબ ઇત્યાદિ સર્વ પૌદ્ગલિક ભાવ છે, પણ આત્મભાવ નથી. આત્મભાવ તો જ્ઞાનાદિ ગુણજ છે, તેથી જે પ્રાણીઓ કામ, ક્રોધ ઇત્યાદિમાં વર્તે છે, અથવા સ્ત્રી, ધન, કુટુંબ વિગેરેમાં મ્હારા ત્હારાપણું માને છે, શરીર તે હું છું એમ માને છે તે પ્રાણી સ્વગુણમાં રમતો નથી પણ પરગુણમાં રમનારો અથવા પરગુણમાં રહેલો કહેવાય છે. પ્રભુએ પરગુણમાં રહેવાનો સર્વથા વિનાશ કર્યો છે, માટે પ્રભુ તો પોતાના આત્મગુણમાંજ રહ્યા છે.)

## તત્ત્વજ્ઞાન પૂરણ લહી.

તત્ત્વજ્ઞાન એટલે વસ્તુમાં વસ્તુપણાનું જ્ઞાન, શબ્દમાં શબ્દપણાનું જ્ઞાન જેવી રીતે સ્યાદ્વાદપણે રહ્યું છે તે સર્વને જાણવું તે તત્ત્વજ્ઞાન કહેવાય, એનું પ્રતિપક્ષી અતત્ત્વ તે જેમકે જીવતત્ત્વ જાણે પણ જીવતત્ત્વ એટલે શું? તે કેવી રીતે એમ પૂછીએ ત્યારે યથાર્થ જવાબ ન મલે અથવા અજીવને જીવતત્ત્વ જાણે, જીવને અજીવ જાણે એમ વિપરીત જાણે તે અતત્ત્વજ્ઞાન છે. વળી તે અતત્ત્વજ્ઞાન આદીશ્વર પ્રભુમાં નથી પણ તત્ત્વજ્ઞાન છે. વળી તે તત્ત્વજ્ઞાન અપૂર્ણ નથી પણ પૂર્ણ છે, એટલે પદાર્થમાં જેટલા ધર્મ જેવી રીતે સ્યાદ્વાદ નય નિક્ષેપની અપેક્ષાએ રહ્યા છે તે સર્વ ધર્મ તે તે અપેક્ષાએ જાણે છે, જેથી પદાર્થ સ્વરૂપ જેટલી અપેક્ષાઓથી જુદી જુદી રીતે ઓળખાય છે તે સર્વ અપેક્ષાઓનો ભાસ હે પ્રભુ! તમને થઇ રહ્યો છે. માટે હે પ્રભુ! તમો સંપૂર્ણ તત્ત્વજ્ઞાન પામ્યા છો.

## વિચર્યા પૃથ્વી માંહિ. ॥ ૨ ॥

હે પ્રભુ! જગતના જીવોને તારવાને માટે અને આપનાં અઘાતિ કર્મો ખપાવવાને માટે આપ પૃથ્વીમાં વિચર્યા છો. (જો કે પ્રભુ કૃતકૃત્ય હોવાથી જગતના જીવોને ઉપકાર કરી કંઈ વિશેષ લાભ મેળવવાની તેમને આકાંક્ષા નથી તોપણ

મહાપુરૂષોનો એ સ્વભાવજ છે કે પોતાની શક્તિ અને સાધનો હોય તો તે શક્તિ-સાધનોદ્વારા ઉપકાર કર્યા વિના રહી ન શકે. જેમ મોહી માણસનો સ્વભાવ મોહ પામવાનો છે, કામી મનુષ્યનો સ્વભાવ કામવાસનાને ઉત્તેજિત કરવાનો છે, અને લોભી મનુષ્યનો સ્વભાવ ધન ધાન્યનો અધિકાધિક સંગ્રહ કરવાનો છે, તેમ સજ્જન અથવા મહાપુરૂષોનો સ્વભાવજ પરજીવને ઉપકાર કરવાનો છે. એ ઉપકાર કર-વાથી મહાપુરૂષને કંઈપણ વિશેષ ઈષ્ટસિદ્ધિની પ્રાપ્તિ હોય કે ન હોય તે તરફ અપેક્ષા રહેતી નથી પણ સ્વભાવે ઉપકાર કરવો એજ આત્મધર્મ સમજે છે, તેમ ભગવાનને ઉપકાર ન કરે તો મોક્ષપ્રાપ્તિ અટકી જાય તેવું કંઇપણ કારણ નથી તોપણ શ્રી આદીશ્વર પ્રભુ જગતના જીવોનો સંસારરૂપ અગ્નિમાંથી ઉદ્ધાર કરતા પૃથ્વીમાં વિચર્યા છે. વળી તીર્થંકર ભગવંતે જે સર્વ જીવને શાસનરસિક કર-વાની પૂર્વભવની ભાવના રૂપ હેતુથી તીર્થંકર નામકર્મ નિકાચિત બંધવડે બાંધ્યું છે, એજ કર્મના ઉદયથી ત્રિભુવનપૂજ્યપણું પ્રાપ્ત કરી ઉપદેશાદિ દ્વારા તીર્થંકર નામકર્મને સફળ કરી તીર્થંકર નામકર્મની નિર્જરા પણ કરે છે. માટે શ્રી આદી-શ્વર પ્રભુ પણ પોતાના જિનનામકર્મનો ઉદય સફળ કરતા છતા પૃથ્વીમાં ઉપ-દેશાદિ આપી અનેક ભવ્યજીવોને તારતા વિહાર કરતા હતા. ૨

## ઉપકારી પ્રભુ મોટકા.

તમો અમારા મોટા ઉપકારી છો એટલે હે પ્રભુ ! તમો પરમોપકારી છો. કારણ કે તમો કંઇપણ ઈચ્છા વિના ઉપકાર કરનારા છો. ( શ્રી આદીશ્વર પ્રભુ પર જીવોને સંસારમાંથી ઉદ્ધરી અનંતસુખરૂપ મોક્ષપદને આપે છે, અને મોક્ષપદ જેવી શ્રેષ્ઠ વસ્તુ આ જગતમાં કોઇ નથી તેથી જે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વસ્તુ કે જે આત્મસ્વભાવનીજ છે તે શ્રી આદીશ્વર ભગવાન આપે છે માટે એ પ્રભુ મ્હોટા ઉપકારી કહેવાય. જગ-તમાં ધન, વસ્ત્ર, અન્ન, જળ, રાજ્ય ઇત્યાદિ આપીને ઉપકાર માનનારા ઘણા પ્રાણીઓ છે પણ એ ઉપકાર વાસ્તવિક રીતે નથી, કારણ કે જે વસ્તુ આપવાથી અલ્પસુખ અને મહાદુઃખ પ્રાપ્ત થાય તેવી વસ્તુ આપવાથી વાસ્તવિક રીતે ઉપકાર કર્યો ન કહેવાય પણ અપકાર કર્યો કહેવાય. ખરો ઉપકાર તો તેજ કે જે ઉપકાર કરવાથી સ્વપરનું આત્મહિત થાય, પરિણામે સુખજ હોય. એવો ઉપકાર તો શ્રી આદીશ્વર પ્રભુએ કર્યો છે. કારણ કે ભરતના ૯૮ ભાઇ અથવા પોતાના ૯૮ પુત્ર જ્યારે ભરતની આજ્ઞા માનવાનો ખુલાસો માગવા આવ્યા ત્યારે આજ્ઞા માનવાને બદલે ધર્મોપદેશ આપી રાજ્યમોહનો ત્યાગ કરાવી ચારિત્રરાજ્ય આપ્યું જેથી સર્વ પુત્રો ચારિત્રનું રાજ્ય સમ્યક્ પ્રકારે પાલન કરી એક સાથે ( એકજ સમયમાં સાથે) મોક્ષપદ પામ્યા. એજ ખરો ઉપકાર ગણાય. તથા પોતાની માતા મરૂદેવા પુત્રના

વિરહથી ઝુરીઝુરીને અને રૂદન કરી કરીને જેણે પોતાનું શરીર દુર્બળ કર્યું, આંખોમાં પડલ આવવાથી અંધપણું પામ્યાં, પણ જ્યારે ભરતને આગ્રહ કરવાથી ભરતરાજા મરૂદેવાને હસ્તિ ઉપર બેસાડી આદીશ્વર ભગવંતની ઋદ્ધિ જોવા અને પુત્રને મળવા માટે લઇ ગયા ત્યારે દેવદુંદુભિ સાંભળતાં પુત્રની ઋદ્ધિ અને પોતાની ઉપર પુત્રનું નિર્મોહીપણું વિચારતાં વિચારતાં એકત્વ અન્યત્વાદિ ભાવનાઓ વડે રસ્તામાં હાથી ઉપરજ કેવળજ્ઞાન પ્રાપ્ત કરી તુર્ત મોક્ષપદને પામ્યાં એ રીતે જેણે પોતાના ચારિત્રબળના પ્રભાવથી ૯૮ પુત્રોને અને પોતાની માતાને પણ જેણે મોક્ષપદ આપ્યું માટે આદીશ્વર પ્રભુ પરમોપકારી છે.)

## જેહની નહિ કોઇ જોડ.

હે પ્રભુ! આપના સરખા જગતમાં કોઈ નથી માટે આપની જોડ નથી, અર્થાત્ આપના સરખા ઉપકારી આ જગતમાં કોઈ છેજ નહિં. (કારણ કે જે અન્યદેવો પોતાના આત્માને પણ ઉપકાર નથી કરી શકયા તેવા દેવો બીજા પ્રાણીનો ઉપકાર કરવાને સમર્થ કેમ હોય? જે દેવો દુનિયા બનાવી બનાવી ભાગી નાખી પુન: નવી બનાવવાની પરંપરા રૂપ લીલામાં ગુંથાયા છે. સ્ત્રીઓના મોહપાશમાં મૃગલાંની પેઠે સપડાયા છે, સંસારી વૈભવોમાં અને ઠાઠમાઠમાં ગુલતાન બન્યા છે એવા દેવોએ પોતાના આત્માનો ઉપકાર નથી કરેલો અને બીજાના આત્માનો ઉપકાર પણ ન કરી શકે માટે એવા મોહલીલામાં રમનારા દેવો તે આપની સાથે સરખાપણામાં ઉતરી શકેજ નહિં તેથી આપની જોડ આ જગતમાં નથી.).

## જગતજીવમાં મોટકા.

હે પ્રભુ! આપ ત્રણે જગતના જીવોમાં મોટા છો, કારણ કે ત્રણ જગતના જીવો તો સંસારની મોહમાયામાં પડયા છે. તેથી જન્મમરણનાં દુ:ખ પામે છે, અને તમો તે દુ:ખથી રહિત છો માટે મોટા છો. (આ જગતમાં દરેક જીવો મોહમાયામાં અનાદિકાળથી મુંઝાયલા છે. એવો ભૂતકાળમાં કોઈપણ સમય ન હતો કે જે સમયે કોઇપણ સંસારી જીવ મોહમાયા રહિત હતો અને પછીથી તેને મોહમાયા લાગુ પડી, માટે એ અનાદિકાળની લાગુ પડેલી મોહમાયાનો જે ત્યાગ કરે તેજ જગતમાં મોટો કહેવાય, પણ ઠકુરાઈથી અથવા ઉમ્મરથી મોટા હોય તે મોટા ન કહેવાય. પ્રભુએ એ અનાદિકાળથી ચાલ્યા આવતા મોહનો સર્વથા વિનાશ કર્યો અને મોક્ષપદ પ્રાપ્ત કર્યું માટે આદીશ્વર પ્રભુ જગતના સર્વ જીવોમાં મોટા છે. અથવા જગતના જીવો જે ચૌદ રાજ પ્રમાણુ લોકમાં ભ્રમણ કરી રહ્યા છે તે પુરૂષાકાર લોકના અગ્રભાગે-શિખરે એટલે સિદ્ધશિલા ઉપર શ્રી આદીશ્વર પ્રભુ બીરાજમાન થયા છે. માટે ઉંચ પદે બેઠેલા હોવાની અપેક્ષાએ પણ એ પ્રભુ જગતના સર્વ જીવો કરતાં મોટા ગણાય છે.)

## વારતા મોહની જોડ ॥ ૩ ॥

મોહનીય કર્મ જે બે પ્રકારે છે. ૧ દર્શનમોહનીય તે મિથ્યાત્વ મોહનીય વિગેરે, અને ૨ ચારિત્રમોહનીય તે ૨૫ કષાય, એ બે મોહનીયની જોડ તેને તમે દૂર કરી છે, અને જગતના જીવ જે આપની આજ્ઞા ધારણ કરે છે, તેની પાસે પણ બન્ને મોહનીય આવતી નથી તેથી પોતાની અને પરની મોહનીયની જોડ પણ નિવારનાર તમે છો. ( મોહનીય કર્મ બે પ્રકારનું છે તેમાં પ્રથમ દર્શનમોહનીય ત્રણ પ્રકારે છે. ૧ મિથ્યાત્વ મોહનીય, ૨ મિશ્રમોહનીય, ૩ સમ્યક્ત્વ મોહનીય. તેમાં મિથ્યાત્વ મોહનીય એટલે જીવને સત્ય પદાર્થ અસત્ય રૂપે ભાસે અને અસત્ય પદાર્થ સત્ય રૂપે ભાસે તે મિથ્યાત્વ મોહનીય, તથા પદાર્થ સત્ય ન ભાસે તેમ અસત્ય પણ ન ભાસે એવો મધ્યમ પરિણામ તે મિશ્રમોહનીય, અને જેનાથી સત્ય પદાર્થ સત્ય ભાસે અને અસત્ય પદાર્થ અસત્ય ભાસે એમ યથાર્થ ભાસન હોય છતાં પણ સ્હેજ સૂક્ષ્મશંકાનું કારણ હોય તે સમ્યક્ત્વમોહનીય કહેવાય. એ પ્રમાણે દર્શનમોહનીય ત્રણ પ્રકારની કહી હવે ચારિત્રમોહનીય ૨૫ પ્રકારે છે તેમાં ૧૬ કષાય અને ૯ નોકષાય એટલે કષાયના સહચારી અથવા કષાયને ઉત્પન્ન કરવામાં કારણરૂપ અથવા કષાય વડે ઉત્પન્ન થનારા તે નોકષાય કહેવાય. ત્યાં ૧૬ કષાયમાં પણ ક્રોધ માન માયા અને લોભ એના દરેકના અનંતાનુબંધિ, અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની, અને સંજ્વલન એ ચાર ચાર ભેદ ગણતાં ૧૬ કષાય થાય. તથા હાસ્ય–રતિ–શોક–અરતિ–ભય–જુગુપ્સા–પુરૂષવેદ–સ્ત્રીવેદ–નપુંસકવેદ એ ૯ નોકષાય મળી ૨૫ કષાય છે તેનું વિશેષ વર્ણન અન્યગ્રંથથી જાણવા યોગ્ય છે. એ પ્રમાણે ત્રણ પ્રકારની દર્શનમોહનીય અને ૨૫ પ્રકારની ચારિત્રમોહનીય રૂપ મોહનીય કર્મની જોડ આપે નિવારી છે માટે નિર્મોહી થયા છો )

## જ્ઞાયક ભાવ લેવા ભણી, આવ્યો છું તુજ પાસ.

જ્ઞાયક ભાવ એટલે જાણગ ભાવ અર્થાત્ જગતના ભાવ જાણવાની મ્હારા આત્માની શક્તિ તમે દર્શાવી છે, અને તે શક્તિ તમો આપી શકોછો માટે હું તમારી પાસે તે શક્તિ લેવાને આવ્યો છું. આ જગતમાં ત્હારા સિવાય એ જ્ઞાયક ભાવ આપે એવો બીજો કોઇ નથી. તમારીજ અચિન્ત્ય શક્તિ છે કે તમારા ગુણનું ધ્યાન કરતાં જ્ઞાયકભાવ સહજે પ્રગટ થાય છે. વળી જ્ઞાયક ભાવ લેવાનો ભાવ પણ તમારા આગમથી થાય છે. જેમ જેમ તમારા ગુણમાં એકતા થાય તેમ તેમ જ્ઞાયક ભાવ પ્રગટ થાય છે. એ અનુભવ સિદ્ધ છે માટે તમારી પાસે માગું છું અને ભક્તિવચનથી કહું છું કે,

## આશા પૂરણ તું ધણી, આશા પૂરો ન આશ ॥ ૪ ॥

વળી હે પ્રભુ! તમે કેવા છો કે તમારી આજ્ઞાએ જે જે પ્રાણી આત્મધર્મની આશા કરે છે, તેની આશા પૂરનાર હે નાથ! તમેજ છો અર્થાત્ બીજો કોઇ દેવ

આત્મધર્મની આશા પૂરી કરે એવો નથી માટે મારી આત્મધર્મની આશા પૂરો. ધર્માર્થે આત્માના ગુણ પ્રગટ કરવાની આશા પ્રભુએ બતાવેલા માર્ગ પ્રમાણે થવીજ દુર્લભ છે. જગતમાં પૌદ્‌ગલિક સુખની આશા બની રહી છે, તે પ્રભુના ગુણ જોઈ જેની ભવસ્થિતિ પરિપકવ થઇ છે, તેને આત્મગુણ પ્રગટ કરવાની આશા થાય છે, અને આશા પ્રમાણે વીર્ય ફોરવે તો તરત આશા પૂર્ણ થાય છે, માટે એ આત્મધર્મની આશા તે પૌદ્‌ગલિક આશા જેવી આશા નથી પણ યોગબિંદુમાં કહેલા ત્રણ પ્રકારના યોગમાંનો ઈચ્છાયોગ છે, અને તે કલ્યાણકારી છે. ॥ ૪ ॥

### અનુપ અંતર જ્ઞાનને, આપો હો જિનરાજ.

અનુપ એટલે જેની ઉપમા નહિં એવું અંતરજ્ઞાન એટલે આત્મસત્તામાં જે ધર્મ રહ્યા છે તે અનાદિકાળના રહ્યા છે તેને આ સંસારી જીવે જોયા નથી, તે જોવા જાણવામાં આવે તો તેનો સાક્ષાત્ ભાસ થાય એવા સાક્ષાત્ જ્ઞાનદાતા હે જિનરાજ એટલે રાગદ્વેષના જિતનાર જે જિન એટલે સામાન્ય કેવલિ તેમાં રાજા સરખા શ્રી તીર્થંકર મહારાજ ! એવા અંતરજ્ઞાનને આપો કે જે અંતરજ્ઞાનથી,

### નિજ સ્વરૂપને જાણીને, પામું શિવપુર રાજ ॥ ૫ ॥

નિજ એટલે પોતાનું–મારા આત્માનું સ્વરૂપ જાણીને તે સ્વરૂપમાં રહીને આઠે કર્મનો ક્ષય કરીને શિવપુર એટલે ઉપદ્રવ રહિત સહજ સ્વભાવરૂપ મોક્ષનું રાજ્ય પામું. આ મોક્ષનું રાજ્ય પામવાનું બીજે ઠેકાણે નથી, તારા શરણથીજ છે માટે તારી પાસે મોક્ષનું રાજ્ય માગું છું. એ પ્રથમ ચૈત્યવંદનનો અર્થ સમાપ્ત થયો. ॥ ૫ ॥



# बीजा श्री अजितनाथ भगवाननुं चैत्यवंदन.

મોહ શત્રુને જીતીયો, તેણે અજિત થયું નામ;
કેવલજ્ઞાનને પામીયો, જાણે જગતનાં ઠામ. ૧
ષટ દ્રવ્યોની વર્તના. અગુરૂ લઘુ વર્તાય;
સંખ્ય અસંખ્ય વિભાગને, અનંતભાગ વર્તાય. ૨
સંખ્ય અસંખ્યગુણી અને, અનંતગુણ પણ થાય;
હાનિ વૃદ્ધિ છ ભેદથી, વર્તે ત્યાંહિ સદાય ૩
તે તે સર્વ સ્વદ્રવ્યમાં, વર્તે કાલ સદાય;
તેને એકજ સમયમાં, જાણે તું અસહાય. ૪
એહવો તું પ્રભુ દેવ છે, સમરૂં હૃદય મઝાર;
તુજ સેવાથી પામશે, સહજ અનોપમ સાર. ૫

સંક્ષિપ્તાર્થ:—

હે પ્રભુ અજિતનાથ ભગવાન! તમે મોહરૂપિ શત્રુને જીત્યો છે તેથી તમારૂં **અજીતનાથ** એવું નામ થયું છે. હે ભગવાન ! તું મોહને જીતવાથી કેવળજ્ઞાન પામ્યો છે, અને તે કેવળજ્ઞાનવડે તું જગતનાં લોકાલોકનાં સર્વ ઠેકાણાં જાણી રહ્યો છે. ૧

હે શ્રી અજિતનાથ ભગવાન ! કેવળજ્ઞાનવડે તમો છએ દ્રવ્યોની વર્તનાઓ જાણી રહ્યા છો. વળી છએ દ્રવ્યમાં વર્તતો અગુરૂ લઘુ પર્યાય કે ૬ પ્રકારની હાનિ અને ૬ પ્રકારની વૃદ્ધિરૂપ છે તેને પણ તમો જાણી રહ્યા છો. તે ૬ પ્રકાર હાનિ અને ૬ પ્રકારની વૃદ્ધિરૂપ અગુરૂ લઘુ પર્યાય કહ્યો તે હાનિ અને વૃદ્ધિ કઈ કઇ છે તેનાં નામ કહે છે કે ૧ [1]સંખ્યભાગ, ૨ અસંખ્યભાગ ૩ અનંતભાગ (ની વર્તના).

૧ આ ઠેકાણે આ ત્રણ ભેદ વિના અનુક્રમે આપેલા છે તેનું કારણ અહિં છંદમેળની પદ્ધતિ બેસાડવાને હોઇ શકે અથવા તો અનુક્રમનું અવશ્ય પ્રયોજન ન હોવાથી પણ હોય. હાનિવૃદ્ધિનો અનુક્રમ આ પ્રમાણે છે—૧ અનંતભાગ, ૨ અસંખ્યભાગ, ૩ સંખ્યભાગ, ૪ સંખ્યગુણ, ૫ અસંખ્યગુણ, ૬ અનંતગુણ એ પ્રમાણે અનુક્રમ વિભાગની અધિક અધિકતાને અંગે છે. અર્થાત્ સહુથી નાનોભાગ અનંતભાગ છે, તેથી અસંખ્યભાગ ઘણો મોટો છે, તેથી સંખ્યભાગ ઘણો મોટો છે. એ પ્રમાણે આગળ આગળના ભાગ બહુ મોટા મોટા હોય છે, તેની સમજ વિસ્તારાર્થમાં દર્શાવી છે. ત્યાંથી જોવી.

તથા ૪ સંખ્યગુણ, ૫ અસંખ્યગુણ, અને ૬ અનંતગુણ એ ૬ પ્રકારની હાનિ તથા ૬ પ્રકારની વૃદ્ધિ એ પ્રમાણે ૧૨ ભેદથી તે દ્રવ્યમાં સદાકાળ અગુરૂ લઘુની વર્તના ચાલી રહી છે. ૩

ઉપર કહેલી ૬ પ્રકારની હાનિ અને ૬ પ્રકારની વૃદ્ધિઓ એ સર્વે ૧૨ ભેદ દરેક દ્રવ્યમાં પોતાનામાં સદાકાળ પ્રતિસમય વર્તે છે, તેવા અગુરૂ લઘુ ગુણને સંપૂર્ણપણે હે ભગવાન! તમો એકજ સમયમાં સહાયવિના એટલે ઇન્દ્રિયો અને મનની સ્હાય વિના જાણો છો. ૪

હે પ્રભુ! તું એહવો અનંતજ્ઞાનવાન દેવ છે, માટે હું મારા હૃદયમાં તારૂં સ્મરણ કરૂં. તારી સેવાથી સહજ એટલે સ્વાભાવિક પણ કૃત્રિમ નહિં, અને જગતમાં જેની ઉપમા નથી એવું અનોપમ સાર એટલે તત્ત્વ તે મોક્ષતત્ત્વ હું પામીશ. (અથવા આ ચૈત્યવંદનના કર્તા શ્રેષ્ઠિ શ્રી **અનુપચંદ** તારી સેવાથી સ્વાભાવિક એવું સાર એટલે મોક્ષતત્ત્વ પામશે).

**વિસ્તરાર્થઃ—**

## મોહશત્રુને જીતીયો, તેણે અજિત થયું નામ;

**મોહ**નીય કર્મના પ્રભાવથી આત્માનું સ્વરૂપ અનાદિકાળથી ઓળખાતું નથી, જેથી આત્મા પોતાની દશા છોડીને પુદ્ગલદશાની વર્તના કરી રહ્યો છે, માટે મોહ છે તે આત્માનો શત્રુ છે. એ મોહે જગતને જીતી લીધું છે. આખું જગત મોહની આધીનતામાં વર્તે છે, પણ હે શ્રી અજીતનાથ પ્રભુ! તમોએ તો તે મોહ શત્રુને જીત્યો છે, પણ મોહે તમને જીત્યા નથી માટે તમારૂં **અજિતનાથ** એવું નામ થયું છે.

## કેવલજ્ઞાનને પામીયો, જાણે જગતનાં ઠામ. ૧

તે મોહને જીતવાથી જ્ઞાનાવરણી કર્મને જીતીને તમો કેવળજ્ઞાન પામ્યા છો, જે જ્ઞાનથી ત્રણ જગતમાં છ દ્રવ્ય છે તેના સર્વ સ્વરૂપનો ભાસ થઇ રહ્યો છે. વળી એ કેવળજ્ઞાન વડે જે જે દ્રવ્યો જેવી રીતે રહ્યાં છે અને જે જે ઠેકાણે રહ્યાં છે તે બધાંએ સ્થાન તમો જાણો છો તે આગળ કહું છું,

## ષટ દ્રવ્યોની વર્તના. અગુરૂ લઘુ વર્તાય.

ષટ દ્રવ્ય એટલે જગતમાં ૧ ધર્માસ્તિકાય, ૨ અધર્માસ્તિકાય, ૩ આકાશાસ્તિકાય, ૪ જીવાસ્તિકાય, ૫ પુદ્ગલાસ્તિકાય, ૬ કાળ એ ૬ દ્રવ્ય શિવાય કોઇ સાતમો પદાર્થ નથી. તેમાં પણ જીવદ્રવ્ય (જીવો) અનંત છે, પુદ્ગલ દ્રવ્યો (પુદ્ગલો) અનંત છે અને બીજાં ધર્માસ્તિકાયાદિ ચાર દ્રવ્ય એકેક છે. એ સર્વ દ્રવ્યમાં

સમયે સમયે અનંત અનંત પર્યાય પ્રવર્તિ રહ્યા છે, તેનું નામ અગુરૂલઘુ પર્યાય હે પ્રભુ તમોએ કહ્યો છે, અને તે વર્તનાની રીત તમોએ આ પ્રમાણે કહી છે કે

**સંખ્ય અસંખ્ય વિભાગને, અનંતભાગ વર્તાય.. ૨**

સંખ્યભાગ, અસંખ્યભાગ, અને અનંતભાગની વર્તના તથા (વિશેષ સંબંધ અને સમજ આગળની ગાથાના અર્થમાં કહેવાય છે.)

**સંખ્ય અસંખ્ય ગુણી અને, અનંત ગુણી પણ થાય;**
**હાનિ વૃદ્ધિ છ ભેદથી, વર્તે ત્યાંહિ સદાય. ૩**

સંખ્યાત ગુણ, અસંખ્યાત ગુણ, અને અનંત ગુણ પણ થાય છે. અને એ ૬ ભેદવાળી હાનિ અને ૬ ભેદવાળી વૃદ્ધિ ત્યાંહિ એટલે તે દ્રવ્યોમાં સદાકાળ પ્રવર્તી રહી છે. એ ૬ હાનિ અને ૬ વૃદ્ધિની સમજ આ પ્રમાણેઃ—

| ૬ હાનિ | ૬ વૃદ્ધિ |
|---|---|
| ૧ સંખ્યાત ભાગ હાનિ | ૧ સંખ્યાત ભાગ વૃદ્ધિ |
| ૨ અસંખ્ય ભાગ હાનિ | ૨ અસંખ્યાત ભાગ વૃદ્ધિ |
| ૩ અનંત ભાગ હાનિ | ૩ અનંત ભાગ વૃદ્ધિ |
| ૪ સંખ્ય ગુણ હાનિ | ૪ સંખ્ય ગુણ વૃદ્ધિ |
| ૫ અસંખ્ય ગુણ હાનિ | ૫ અસંખ્ય ગુણ વૃદ્ધિ |
| ૬ અનંત ગુણ હાનિ | ૬ અનંત ગુણ વૃદ્ધિ |

અહિં ૬ ભેદે હાનિ અને ૬ ભેદે વૃદ્ધિ કહી તેમાં એમ સમજવાનું કે જે જે દ્રવ્યના ગુણની વર્તના (તેનો પર્યાય) હમણાં વર્તે છે તેને બીજે સમયે તે ગુણની વર્તના ઓછી થાય તે હાનિ ૬ ભેદમાંથી કોઇપણ પ્રકારે હોય. એમાં શંકા થાય કે સંખ્યાતાદિક ગુણની હાનિ કેમ થઇ શકે? તો સમજવું કે જે સંખ્યાતાને સંખ્યાતે ગુણીયે, અસંખ્યાતાને અસંખ્યાતે ગુણીયે અને અનંતાને અનંતે ગુણીએ તેહનો એવી રીતે અંક લેવો કે જે અમુક અંકને ગુણાકાર અંક લઇએ તે અંકે ગુણતાં મૂળ વસ્તુથી વધારે ગુણાકારના અંક ન આવે એવો અંક લેવો. કેમકે સંખ્યાતાના સંખ્યાતા ભેદ. અસંખ્યાતાના અસંખ્યાતા ભેદ અને અનંતના અનંત ભેદ છે માટે કોઈપણ ભેદ યોગ્ય હોય, પ્રથમથી ઓછો હોય એમ થાય એટલે હાનિ થઈ શકે. વૃદ્ધિમાં તો કાંઇ પ્રશ્ન નથી. વૃદ્ધિ તો થઇ શકે પરંતુ તેપણ એવા રૂપની હોય તે જ્યાં જે અપેક્ષાએ કહ્યું હોય એમ સમજી લેવું. એવી રીતે ૬ દ્રવ્યની હાનિ વૃદ્ધિ અનંત પર્યાયોમાં થઇ રહી છે તે સદાકાળ વર્તે છે.

[ આ ત્રીજી ગાથાનો અર્થ કર્તાના અક્ષરથી છે, અને તે અતિ ટુંકમાં હોવાથી સમજવો અશકય ન થઇ પડે માટે કંઇક વિશેષ કહેવાય છે. તે આ પ્રમાણેઃ—

દરેક દ્રવ્યમાં તેના ગુણોની હાાન અને વૃદ્ધિ થાય છે. એટલે અમુક દ્ર વિવક્ષિત સમયે જેવા પર્યાયવાળું હતું તેવાજ પર્યાયવાળું બીજે સમયે હે નથી પરન્તુ કંઇપણ હીન કે અધિક પર્યાયવાળું હોય છે, જેમકે પુદ્ગલદ્રવ્ય અમુક વિવક્ષિત એક પરમાણુમાં જેટલા જેટલા (અનંત) અંશવાળા વર્ણ–ગંધ– અને સ્પર્શ વિવક્ષિત સમયે છે, તેનાથી બીજે સમયે વર્ણમાં અથવા ગંધ અથવા રસમાં કે સ્પર્શમાં કંઇપણ ફેરફારી થાય જ. વિવક્ષિત સમયે જે અન અંશવાળો વર્ણ હતો તેજ વર્ણ. અનંતમા ભાગ જેટલો ન્યૂન થઇ જ અથવા તો વર્ણ મૂળથીજ બદલાઇને કાળો હોય તો શ્વેત થાય અને શ્વેત હોય પીત થાય યાવત્ કોઇપણ જૂદા વર્ણવાળો થઇ જાય, જો જૂદા વર્ણવાળો ન થ તો તે વર્ણના અંશ પણ ઓછાવત્તા થાય. હવે જો વર્ણ મૂળથી ન બદલાયો, ચ અંશ પણ ઓછાવત્તા ન થાય તો વર્ણની માફક ગંધ બદલાય અથવા ઓ વત્તો થાય, કદાચ વર્ણ અને ગંધ બન્ને કાયમ રહેતો રસ બદલાય અથ ઓછો વત્તો થાય, અને કદાચ વર્ણ ગંધ અને રસ એ ત્રણે ન બદલાય અંતે સ્પર્શ તો અવશ્ય બદલાય કે ઓછોવત્તો થાય, જેથી વિવક્ષિત પરમ વિવક્ષિત સમયથી બીજે સમયે કંઇપણ હાનિ વૃદ્ધિવાળો હોય એ નિશ્ચય હવે જો બીજે સમયે વર્ણાદિ ઘટે તો કેટલે અંશે ઘટે અને વધે તો કેટલે અ વધે ? તે જાણવા માટે જ પૂર્વોક્ત ૬ પ્રકારની હાનિ અને ૬ પ્રકારની વૃદ્ધિ છે. એટલે ધારો કે વિવક્ષિત પરમાણુ પ્રથમ સમયે સર્વોત્કૃષ્ટ શ્યામ વર્ણવા છે, એ શ્યામ વર્ણની ઉત્કૃષ્ટતાના, બુદ્ધિ વડે સૂક્ષ્મ વિભાગ કલ્પીએ તો અ અંશ–વિભાગ પડે તેવા અનંત અંશ જેટલી શ્યામતા પ્રથમ સમયે છે તેમ બીજે સમયે અનંત ભાગ ન્યૂન શ્યામતા થાય, અથવા તો અસંખ્ય ભાગ ન શ્યામતા થાય, અથવા સંખ્યભાગ ન્યૂન શ્યામતા થાય, અથવા સંખ્યગુણ ન શ્યામતા થાય અથવા અસંખ્યગુણ ન્યૂન શ્યામતા થાય, અથવા તો અનંતઃ ન્યૂન શ્યામતા થાય જેથી પુદ્ગલ પરમાણુ દ્રવ્ય પ્રથમ સમયે જેવો શ્યામ હ તેનાથી બીજે સમયે અનંતભાગાદિ ૬ પ્રકારમાંથી કોઇપણ એક પ્રકારની (શ્ય વર્ણની અપેક્ષાએ) હાનિવાળો થયો કહેવાય. એ પ્રમાણે ૬ પ્રકારની વૃદ્ધિવ થાય તે આ પ્રમાણે:—

વિવક્ષિત પરમાણુ પ્રથમ સર્વ જઘન્ય શ્યામ વર્ણવાળો છતાં પણ અ અંશ (સર્વોત્કૃષ્ટની અપેક્ષાએ અતિ અલ્પ અંશ) શ્યામ વર્ણવાળો છે તે બ સમયે અનંત ભાગ વૃદ્ધિવાળો થાય, અથવા અસંખ્ય ભાગ વૃદ્ધિવાળો થ અથવા સંખ્ય ભાગ વૃદ્ધિવાળો થાય, અથવા સંખ્ય ગુણ વૃદ્ધિવાળો થાય, અ અસંખ્ય ગુણ વૃદ્ધિવાળો થાય, અથવા અનંત ગુણ વૃદ્ધિ વાળો પણ થાય, એ અનુક્રમે અધિક અધિક (૬ પ્રકારમાંથી કોઇપણ એક પ્રકારની વૃદ્ધિવાળો) થ

શંકા—એ ૬ પ્રકારની હાનિ અને ૬ પ્રકારની વૃદ્ધિમાં કયો પ્રકાર કયા પ્રકારથી ઓછોવત્તો છે, તેની સમજ કેવી રીતે? એટલે અનંત ભાગ હાનિમાં જેટલી હાનિ થાય તે કરતાં અસંખ્ય ભાગ હાનિમાં વધારે હાનિ થાય કે ન્યૂન હાનિ થાય? એમ પરસ્પર કોનાથી કોણ વધારે ઓછી છે તે કહો.

ઉત્તર:—સર્વથી ન્હાનો અનંત ભાગ, તેથી મોટો અસંખ્ય ભાગ, તેથી મ્હોટો સંખ્ય ભાગ, તેથી સંખ્ય ગુણ, તેથી અસંખ્ય ગુણ, અને તેથી અનંત ગુણ અનુક્રમે મ્હોટા મ્હોટા ભાગ છે. કારણ કે જે અંક હોય તેના અનંત ભાગ પાડીએ તેવો ૧ ભાગ તે અનંતભાગ (અર્થાત્ અનંતમો ભાગ) કહેવાય, તથા તે અંકના અસંખ્ય ભાગ પાડીએ તેમાંનો ૧ ભાગ તે અસંખ્ય ભાગ (અસંખ્યાતમો ભાગ) કહેવાય, અને તે અનંત ભાગ કરતાં મ્હોટો છે. કારણ અસંખ્ય કરતાં અનંત મોટું છે (વધારે છે), અને તે વધારે મ્હોટાથી અંકના ભાગ પાડીએ તો બહુજ નાનો ભાગ આવે, તથા તે અંકના સંખ્યાત ભાગ પાડીએ તેમાંનો એક ભાગ તે સંખ્યાત ભાગ (સંખ્યાતમો) ભાગ કહેવાય. તથા જે અંક છે તેને સંખ્યાત વડે ગુણતાં જે અંક આવે તે સંખ્યાત ગુણ કહેવાય, અસંખ્યાત વડે ગુણતાં જે અંક આવે તે અસંખ્યાત ગુણ અને અનંત વડે ગુણતાં જે અંક આવે તે અનંત ગુણ કહેવાય. એ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે અનંત ભાગથી માંડીને અનંત ગુણ સુધીના છએ વિભાગ અનુક્રમે એક બીજાથી મોટા મોટા ભાગરૂપ છે.

શંકા—અનંતભાગાદિ ૬ ભેદ અનુક્રમે મોટા મોટા છે તે સત્ય છે, અને ૬ પ્રકારની વૃદ્ધિમાં તો એ ૬ નો અર્થ ઉપર કહ્યા પ્રમાણે બરાબર સંભવે છે, પરન્તુ હાનિના સંબંધમાં અનંતભાગ, અસંખ્યભાગ, અને સંખ્યભાગ એ ત્રણ હાનિઓ ઉપરના અર્થ પ્રમાણે થઇ શકે પણ સંખ્યગુણ હાનિ, અસંખ્યગુણ હાનિ અને અનંત ગુણ હાનિ એ ત્રણ ઉપરના અર્થ પ્રમાણે કેવી રીતે બની શકે? કારણ કે જે અંક મુકરર કરેલ છે તે અંકમાંથી તેનાથી સંખ્યાત–ગુણો અંક કેવી રીતે ઓછો થાય? જો સંખ્યાતગુણ હાનિ થવીજ દુષ્કર છે તો પછી અસંખ્યગુણ અને અનંતગુણ હાનિ થવાની તો વાતજ શી?

ઉત્તર:—એ શંકા સત્ય છે. ઉપરના અર્થ પ્રમાણે સંખ્યાત ગુણ વિગેરે ત્રણ હાનિનો સંભવ ન હોય પણ હાનિના સંબંધમાં "ગુણ" શબ્દની સફળતા ગુણાકાર રૂપે પણ જુદી રીતે છે તે આ પ્રમાણે–હાનિના સંબંધમાં સંખ્ય ગુણ એટલે બાકીથી બાદ સંખ્યગુણ, અસંખ્યગુણ એટલે બાકીથી બાદ અસંખ્યગુણ અને અનંતગુણ એટલે બાકીથી બાદ અનંતગુણ હોવો જોઇએ પણ જેમાંથી બાદ કરીએ તે મૂળ રકમથી સંખ્યગુણ એમ નહિ. ઉદાહરણ તરીકે

મૂળ રકમ ૧૦૦ છે. અને સંખ્ય એટલે ૨ થી ૫ અસંખ્ય એટલે ૫ થી ૧૦ અને અનંત એટલે ૧૧ થી ૧૦૦ આદિ. હવે અનંત ભાગ એટલે વધારેમાં વધારે ૧૦૦ છે અને મૂળ રકમ પણ ૧૦૦ છે, તો ૧૦૦ નો અનંતમો ભાગ ( ૧૦૦ વડે ભાગતાં ) ૧ આવે તે બાદ જતાં ૯૯ રહે એ ૯૯ નો અંક ૧૦૦ ની અપેક્ષાએ અનંતભાગ હીન ગણાય. તથા અસંખ્યાતમો ભાગ ( ૧૦૦ ને ૧૦ વડે ભાગતાં ) ૧૦ આવે તેને ૧૦૦ માંથી બાદ કરતાં ૯૦ રહે એ ૯૦ નો અંક ૧૦૦ ના અંકથી અસંખ્યભાગ હીન છે. તથા સંખ્યાતમો ભાગ ( ૧૦૦ ને ૫ વડે ભાગતાં ૨૦ આવે તેને ૧૦૦ માંથી બાદ કરતાં ૮૦ રહે એ ૮૦ નો અંક ૧૦૦ ના અંકથી સંખ્યાતભાગ હીન ગણાય.

હવે સંખ્યાત ગુણ ન્યૂન કરતી વખતે સંખ્યાતભાગ હાનિથી જે જવાબ ૮૦ આવેલો છે તેજ બાદ કરવો કારણ કે ૮૦ એ બાકી રહેલી રકમથી સંખ્યાત ગુણી ( ૪ ગુણી ) છે. એ રીતે અસંખ્યાતગુણ હાનિ અસંખ્યભાગ હાનિને અનુસરીને ગ્રહણ કરવી, એટલે ૧૦૦માંથી ૯૦ બાદ કરતાં ૧૦ આવે એ ૧૦ ની રકમ તે ૧૦૦ થી અસંખ્યગુણ હીન છે, એ પ્રમાણે અનંતભાગ હાનિના જવાબને અનુસરીને ૧૦૦માંથી ૯૯બાદ કરતાં ૧ રહે એ ૧ ની રકમ ૧૦૦ની અપેક્ષાએ અનંતગુણ હીન છે. એમ ગુણાકારનું સાફલ્ય મૂળ રકમ સાથે નહિં પણ બાકી રહેલી રકમ સાથે જાણવાનું છે. કારણ કે મૂળ રકમમાંથી એ ત્રણ ગણી વિગેરે રકમો બાદ થઈ શકેજ નહિં માટે ઉપરની રીતે ગુણ હાનિ સમજવી જોઇએ. તેની સ્પષ્ટ અંક સ્થાપના આ પ્રમાણેઃ—

| સંખ્યાત | અસંખ્યાત | અનંત | એ ત્રણ કલ્પેલા અંક |
|---|---|---|---|
| ૨ થી ૫ | ૬ થી ૧૦ | ૧૧ થી ૧૦૦ | જાણવા. |

| અનંતભાગ હાનિ | અસંખ્યભાગ હાનિ | સંખ્યભાગ હાનિ | સં૦ગુ૦ હાનિ | અસં૦ગુ૦ હાનિ | અનં૦ગુ૦ હાનિ |
|---|---|---|---|---|---|
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |
| ૧ | ૧૦ | ૨૦ | ૮૦ | ૯૦ | ૯૯ |
| ૯૯ | ૯૦ | ૮૦ | ૨૦ | ૧૦ | ૧ |

| અનં૦ભા૦ વૃદ્ધિ. | અસં૦ભા૦ વૃ૦ | સંખ્યભા૦ વૃ૦ | સં૦ગુ૦ વૃ૦ | અસં૦ગુ૦ વૃ૦ | અનં૦ગુ૦ વૃ૦ |
|---|---|---|---|---|---|
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |
| + ૧ | +૧૦ | +૨૦ | × ૫ | ×૧૦ | ×૧૦૦ |
| ૧૦૧ | ૧૧૦ | ૧૨૦ | ૫૦૦ | ૧૦૦૦ | ૧૦૦૦૦ |

ઉપર કહેલી ૬ પ્રકારની વૃદ્ધિની અંક સ્થાપનામાં જ્યાં ભાગવૃદ્ધિ કહેવાની હોય ત્યાં મૂળ રકમને તેટલાએ ભાગ આપતાં જે જવાબ આવે તે ઉમેરી દેવાનો હોય છે, અને ગુણવૃદ્ધિમાં મૂળ રકમને તેટલાએ ગુણાકાર કરવાનો હોય છે, એ ગુણાકારથી આવેલો જવાબ મૂળ રકમમાં ઉમેરવો નહિં પણ જે ગુણાકારનો જવાબ આવે તેટલીજ ગુણવૃદ્ધિ જાણવી.

એ પ્રમાણે દ્રવ્યના પર્યાયો અનંતભાગાદિ ૧૨ પ્રકારે હાનિવૃદ્ધિવાળા હોય છે. જીવદ્રવ્યની હાનિવૃદ્ધિ જ્ઞાનાદિ ગુણને અંગે છે, અને તે જ્ઞાન જ્ઞેયના આધારે હોવાથી જ્ઞેયની જેમ હાનિવૃદ્ધિ તેમ જ્ઞાનની હાનિવૃદ્ધિ થાય છે, એ પ્રમાણે કેટલીએક સ્વપર્યાયાપેક્ષાએ, કેટલીએક પરપર્યાયાપેક્ષાએ અને કેટલીએક સ્વપરપર્યાયાપેક્ષાએ હાનિવૃદ્ધિઓ પ્રતિસમય થયા કરે છે, એ હાનિવૃદ્ધિ થવારૂપ દ્રવ્યનો જે સ્વભાવ છે, તે સ્વભાવનું નામ અગુરૂલઘુ પર્યાય કહેવાય છે. તે અગુરૂલઘુ સ્વભાવ–પર્યાય કહેવાય.

**તે તે સર્વ સ્વદ્રવ્યમાં, વરતે કાલ સદાય;**
**તેને એકજ સમયમાં, જાણે તું અસહાય. ૪**

**અર્થ**:—પૂર્વે કહેલી ૬ પ્રકારની હાનિ, અને ૬ પ્રકારની વૃદ્ધિ એ સર્વ દરેક દ્રવ્યમાં પોતાનામાં સદાકાળ પ્રવર્તે છે, તેને હે ભગવંત ! તું એકજ સમયમાં સમકાળે જાણે છે, કારણ કે ત્હારૂં જ્ઞાન અલૌકિક છે. છદ્મસ્થ જીવને તો કોઇપણ ભાવ જાણવાને મતિજ્ઞાનાદિકનો ઉપયોગ મૂકવો પડે છે ત્યારે જાણે છે, અને ત્હારા જ્ઞાનની ઉત્તમતા તો એવી છે કે ઉપયોગ મૂકવો પડતો નથી, સદાકાળ વસ્તુના ભાવ તને ભાસમાન થઇ રહ્યા છે. વળી મતિજ્ઞાનાદિ ચાર જ્ઞાનના ધણીને ઉપયોગ મૂકવામાં પણ અન્તર્મુહૂર્ત કાળ લાગે છે, અને ત્હારા જ્ઞાનમાં એકજ સમયે વસ્તુના ભાવ પ્રકાશિત થઇ રહ્યા છે, અને દરેક સમયે ઉપયોગ મૂક્યા વિનાજ દરેક ભાવ જણાઈ રહ્યા છે. તથા ભૂતકાળમાં જે ભાવ વર્ત્યા છે, વર્તમાનમાં જે વર્તે છે, અને ભવિષ્યકાળમાં જે વર્તશે તે સર્વ દ્રવ્યના સર્વ પર્યાયોને યથાર્થપણે સમકાળે જાણી રહ્યા છે. વળી છદ્મસ્થોના જ્ઞાનને (મતિ–શ્રુત જ્ઞાનને) મન અને ઇન્દ્રિયોની સ્હાયની અવશ્ય જરૂર પડે છે, અને ત્હારૂં જ્ઞાન તો અસહાય એટલે મન અને ઇન્દ્રિયોની સહાય વિના સાક્ષાતપણે વર્તે છે. માટે હે પ્રભુ ! એ ત્હારૂં જ્ઞાન અતિશય આશ્ચર્યકારી છે.

**એહવો તું પ્રભુ દેવ છે, સમરૂં હૃદય મઝાર;**
**તુજ સેવાથી પામશે, સહજ અનોપમ સાર. ૫**

**અર્થ**:—હે પ્રભુ ! એવો જ્ઞાનાદિ ગુણવંત દેવ તુંજ છે, બીજા દેવો એવા

જ્ઞાનાદિ ગુણવાળા નથી, માટે તે અન્યદેવોનો ત્યાગ કરી તમારૂં સ્મરણ હું મારા હૃદયમાં કરૂં છું, એટલે અંતરંગમાં તારી અદ્ભૂતતાની ભાવના ભાવીને હું ત્હારૂં ધ્યાન કરૂં છું. ત્હારૂં ધ્યાન કરવાનું કારણ શું અને મને શું લાભ થાય તે કહું છું કે હે પ્રભુ ! તારી સેવાથી સહજ એટલે સ્વભાવિક અને અનોપમ એટલે ઉપમા રહિત એવો સાર એટલે તત્ત્વ હું પામીશ. અહિં સેવા બે પ્રકારની છે. ૧ દ્રવ્યસેવા, ૨ ભાવસેવા. ત્હારી આઠ ભેદે, સત્તર ભેદે અને એકસોઆઠ ઇત્યાદિ ભેદે જે પૂજા કરવી તે **દ્રવ્યસેવા,** અને ત્હારી આજ્ઞા ધારણ કરીને ત્હેં જે પ્રમાણે વર્તવા કહ્યું છે તે પ્રમાણે સમ્યક્ શ્રદ્ધાપૂર્વક વર્તવું તે **ભાવસેવા** છે. તથા **સહજ-સાર** એટલે સ્વાભાવિકતત્ત્વ પણ કૃત્રિમનહિં, કારણ કૃત્રિમ તત્ત્વો તો અનાદિ-કાળથી મારામાં વર્તિ રહ્યાં છે અને એ કૃત્રિમ તત્ત્વોથી જીવ અનાદિકાળથી અનંતકાળ સુધી રખડે છે, માટે સ્વાભાવિક તત્ત્વને (મોક્ષતત્ત્વને) જ પામવાની આશા રાખું છું. (આ છેલ્લી ગાથામાં **અનોપમ** એટલે ઉપમા રહિત એવું (મોક્ષતત્ત્વ) અર્થ કર્યો તે સાથે આ ચૈત્યવંદનોના કર્ત્તાનું નામ પણ સૂચવાયું છે.)

## ૩ શ્રી સંભવનાથ ભગવાનનું ચૈત્યવંદન.

ત્રણ[૧] જોગને વશ કરી, ત્રણ રત્ન લીધાં સાર;
જ્ઞાન દર્શન ચારિત્રથી, સંભવનાથ શ્રીકાર. ૧
ત્રણ દંડ તીરસ્કરિ, ત્રણ ગુપ્ત ભગવાન;
નિજસ્વભાવ રમણે કરી, વાર્યું વિભાવનું થાન. ૨
ત્રણ ગઢ ઉપર બેસીને, દીધી દેશના સાર;
ત્રણ કર્મને વારતા, ઘો તત્ત્વ વિસ્તાર. ૩
ત્રિભુવનના નાયક થયા, ત્રિભુવન સુખ દાતાર;
દ્રવ્યગુણ પર્યાયથો, નિર્મલ નિર્વિકાર. ૪
ઉત્પાદ વ્યય ધ્રુવતા, થયા છે એકી ભાવ;
તુજ સેવાને પામતા, ધરતા અનુપમ ભાવ. ૫

**સંક્ષિપ્તાર્થ:—**

હે ત્રીજા શ્રી સંભવનાથ ભગવાન ! તમોએ મન, વચન અને કાયા એ ત્રણ-

૧ અહિં હવે જે જે ભગવાન જેટલામા હશે તેટલી તેટલી સંખ્યાવાળા ભાવો દ્વારા ભગવાનની સ્તુતિ આવશે. આ ભગવાન ત્રીજા છે માટે ત્રણ ત્રણ પદાર્થો દ્વારા સ્તુતિ કરી; એ પદ્ધતિ આગળ પણ જાણવી.

યોગને (અશુભ માર્ગે જતાં) વશ કરીને જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપી ત્રણ મહારત્નોથીજ આપનું નામ **સંભવનાથ** (**સંભવ** ઉત્પત્તિ એટલે ત્રણ રત્નોની જેને ઉત્પત્તિ થઇ છે તેવા ભગવાન ) છે તે શ્રીકાર એટલે ઘણુંજ શ્રેષ્ઠ છે. ૧

મનદંડ, વચનદંડ, અને કાયદંડ (મન, વચન, કાયાના અશુભવ્યાપારો વડે આત્મા દંડાય છે તેથી એ ત્રણ દંડ કહેવાય) તેનો તિરસ્કાર કર્યો એટલે દૂર કર્યા છે. તથા એ ત્રણ દંડને દૂર કરવાથી તમો મનોગુપ્તિવાળા, વચનગુપ્તિવાળા અને કાયગુપ્તિવાળા (મન વિગેરેને અશુભ માર્ગોમાંથી ગોપવવું–રોકવું તે ગુપ્તિ) હોવાથી ત્રણ ગુપ્તિએ કરીને ગુપ્ત એટલે મન, વચન, કાયાના અશુભ વ્યાપારોને રોકનારા છો. તથા તમોએ પોતાના અનંતજ્ઞાનાદિ સ્વભાવમાં રમણતા કરવાથી વિભાવનું એટલે આત્માથી ભિન્ન એવા પૌદ્ગલિક ભાવનું સ્થાન એટલે પરભાવ રમણતાનું નિવારણ કર્યું છે. ૨

હે શ્રીસંભવનાથ ભગવાન ! આપે કેવળજ્ઞાન પામીને દેવોએ રચેલા સમવસરણ ઉપર (સમવસરણને ૩ ગઢ હોય છે, ને ઉપલા ત્રીજા ગઢમાં બેસીને પ્રભુ દેશના આપે માટે ૩ ગઢ ઉપર એટલે સમવસરણ ઉપર) બેસીને આપે અતિ મધુર ધ્વનિ વડે ચારે બાજુએ એક યોજન સુધી સરખી રીતે સંભળાય એવી શ્રેષ્ઠ દેશના એટલે ધર્મનો ઉપદેશ આપ્યો. વળી આપે દ્રવ્યકર્મ–ભાવ કર્મ અને નોકર્મ એ ત્રણ કર્મનું નિવારણ કર્યું છે. અને ધર્મોપદેશદ્વારા આપ જગતના ભવ્ય જીવોને જીવ અજીવાદિ તત્ત્વનો અથવા દેવાદિ ૩ તત્ત્વનો વિસ્તાર સંભળાવો છો. અથવા આપો છો. ૩

હે શ્રીસંભવનાથ ભગવાન ! તમો સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ અથવા ઉર્ધ્વ લોક, અધોલોક અને તીર્યગ્લોક એ ત્રણ ભુવનના નાયક એટલે સ્વામી થયા છો, કારણ કે તમે ત્રણે જગતના જીવોને સુખ આપનારા છો. વળી તમો દ્રવ્ય, ગુણ અને પર્યાય વડે નિર્મળ થયા છો એટલે તમારા દ્રવ્ય–ગુણ–પર્યાય નિર્મળ સ્વાભાવિક થયા છે, તેમજ તમારા દ્રવ્ય ગુણ પર્યાય નિર્વિકાર એટલે પુદ્ગલજન્ય વિકાર રહિત થયા છે. ૪

હે પ્રભુ ! તમારી ઉત્પાદ, વ્યય અને ધ્રુવની ત્રિભંગી એકી ભાવને પામી છે. એટલે શુદ્ધ આત્મભાવે નહોતી તે હવે શુદ્ધ આત્મભાવે એકાકાર થઇ છે. અને તારી સેવાને પામનારા જીવો અનુપમ એટલે ઉપમા રહિત એવા સ્વાભાવિક આત્મભાવને ધારણ કરનારા થાય છે. ૫

**વિસ્તરાર્થ:—**

**ત્રણ જોગને વશ કરી, ત્રણ રત્ન લીધાં સાર;**
**જ્ઞાન દર્શન ચારિત્રથી, સંભવનાથ શ્રીકાર. ૧**

ત્રણ જોગ, એટલે મન જોગ, વચન જોગ, અને કાય જોગ. અહિં જોગ આત્માનું વીર્ય જે અવરાયું છે, તેનો થોડો ક્ષયોપશમ સર્વ પ્રદેશે થયો છે, તે ક્ષયોપશમ ભાવ વડે વીર્યની વર્તના દરેક આત્મપ્રદેશે થાય છે, તે પણ જ્યાં સુધી ઔદારિકાદિ શરીર વર્તે છે ત્યાંસુધી એ ક્ષાયોપશમિક વીર્યની વર્તના ચાલે છે. આત્મા એકલો શરીર વિનાનો હોય તો તે ક્ષાયોપશમિક વીર્યની વર્તના થાય નહિ, પણ શરીર સહિત આત્માને જ વીર્યની પ્રવૃત્તિ થાય છે, તે યોગ કહેવાય. એ યોગની પ્રવૃત્તિ કર્મના સંયોગથી હોય છે કારણ કે કર્મ વિના શરીર નહિં, અને શરીર વિના યોગ નહિં, એ યોગથી આત્માના સર્વ પ્રદેશો ઉકળતા પાણીની પેઠે પ્રતિ સમય હાલી રહ્યા છે, તે નાડીઓ જોવાથી જણાય છે. એ યોગની વર્તના હે શ્રીસંભવનાથ ભગવાન! તમોએ વશ કરી એટલે રોકી રાખી છે. જેથી તમો અયોગી થયા છો. પ્રથમ એ ત્રણે યોગ વિભાવ દશામાં (પૌદ્ગલિક દશામાં) વર્તતા હતા તેને રોકીને સ્વભાવ સન્મુખ કર્યા, તેથી જેમ જેમ સ્વભાવ દશા પ્રગટ થતી ગઈ તેમ તેમ યોગને વશ કરીને એટલે અશુભ માર્ગમાંથી સર્વથા રોકીને અને આત્મહિતના માર્ગમાં પ્રવર્તાવીને તમો જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ રત્ન પામ્યા. વળી એ ત્રણ રત્નો **સાર** એટલે અતિશ્રેષ્ઠ છે. કારણકે સ્ફટિક વજ્ર આદિ ૧૬ પ્રકારનાં રત્નો તો આત્માથી બાહ્ય ભાવનાં એટલે પુદ્ગલ ભાવથી પરિણમેલાં છે. અને આ જ્ઞાનાદિ રત્નો તો આત્મ સ્વભાવથીજ પરિણમેલાં છે. આત્મ અનાદિકાળથી એ ત્રણ રત્ન સહિત હતો પરન્તુ કર્મની પ્રબલતાથી તેનો ઉજાશ કે પ્રકાશ નહોતો તે હવે ત્રણ જોગને વશ કરવાથી જ્ઞાનાદિ રત્નો સંપૂર્ણ નિર્મલપણે પ્રકાશવાળાં થયાં. માટે એ ત્રણ રત્નો સાર એટલે અતિશ્રેષ્ઠ છે. વળી એ ત્રણ રત્નો પોતાને અને પરને મહા ઉપકારી છે સારભૂત છે.

**જ્ઞાન** એટલે ૧૪ રજ્જુવાત્મ લોક અને અનંત રજ્જુવાત્મક અલોક બન્નેને જાણવું તે જ્ઞાન કહેવાય. એ જ્ઞાન પાંચ પ્રકારનું છે. ૧ મતિજ્ઞાન, ૨ શ્રુતજ્ઞાન, ૩ અવધિજ્ઞાન, ૪ મનઃપર્યયજ્ઞાન, અને ૫ કેવળજ્ઞાન એ પાંચ જ્ઞાનમાં પ્રથમનાં ચાર જ્ઞાન છદ્મસ્થ જીવને હોય છે, અને તમોને તો કેવળજ્ઞાન પાંચમું જ્ઞાન છે કે જેનાથી આ લોકમાં રહેલાં છ દ્રવ્યો, છ દ્રવ્યોના ગુણ અને છ દ્રવ્યોની પર્યાયો સર્વ સમકાળે ભાસમાન થઇ રહી છે, એવું ક્ષાયિક ભાવનું નિર્મળ અને સર્વોત્કૃષ્ટ જ્ઞાન છે. તથા **દર્શન** એટલે વસ્તુને વસ્તુપણે જાણવી પણ વિપરીત પણે નહિં તે સમ્યગદર્શન કહેવાય. એ દર્શન એટલે સમ્યક્ત્વ ૫ પ્રકારનું છે. ૧ ઉપશમ સમ્યક્ત્વ, ૨ ક્ષયોપશમ સમ્યક્ત્વ, ૩ ક્ષાયિક સમ્યક્ત્વ, ૪ સાસ્વાદન સમ્યક્ત્વ, ૫ મિશ્ર સમ્યક્ત્વ. એ પાંચ પ્રકારમાંથી ક્ષાયિકભાવનું સમ્યક્ત્વ દર્શન છે જેથી તમો વસ્તુને યથાર્થ જાણો છો અને પ્રરૂપો છો. અથવા **દર્શન**

એટલે સામાન્ય ઉપયોગ અને **જ્ઞાન** એટલે વિશેષ ઉપયોગ એ બન્ને ઉપયોગ હે ભગવાન તમને પ્રવર્તી રહ્યા છે. છદ્મસ્થ જીવન પહેલે અન્તર્મુહૂર્તે દર્શન-સામાન્ય ઉપયોગ હોય છે, અને બીજે અન્તર્મુહૂર્તે જ્ઞાન–વિશેષ ઉપયોગ હોય છે. એ પ્રમાણે દરેક અન્તર્મુહૂર્તે અન્તર્મુહૂર્તે દર્શન જ્ઞાનની પરાવર્તન છદ્મસ્થને થાય છે. અને તમને તો નિશ્ચયનયથી બારમા ગુણસ્થાનના છેલ્લા સમયે અને વ્યવહારનયથી ૧૩ મા ગુણસ્થાનના પ્હેલે સમયે પ્રથમ જ્ઞાનોપયોગ થયો, બીજે સમયે દર્શનોપયોગ, ત્રીજે સમયે જ્ઞાનોપયોગ, ચોથે સમયે દર્શનોપયોગ એ પ્રમાણે સમય સમયને અન્તરે જ્ઞાન દર્શનની પરાવર્તના ચાલી રહી છે. તે પણ એવી રીતે કે આપ મોક્ષ પામ્યા તે મોક્ષના પ્રથમ સમયે જ્ઞાનોપયોગ હતો. કારણ કે દરેક જીવ જ્ઞાનોપયોગે વર્તતાંજ મોક્ષપદ પામે. એ પ્રમાણે આપનું જ્ઞાન તથા દર્શન અતિ અદ્‌ભુત છે.

તથા **ચારિત્ર** એટલે પોતાના સ્વરૂપમાં સ્થિર રહેવું. તમો આત્માના અનંતજ્ઞાન અનંતદર્શનાદિ સ્વભાવમાં સ્થિર રહ્યા છો માટે તમારૂં ચારિત્ર પણ એજ છે. ચારિત્રના દેશવિરતિ સર્વ વિરતિ આદિ ૬ ભેદ છે. પણ તે સંસારી જીવોને અંગે ૬ ભેદવાળું ચારિત્ર છે તે તમોને નથી કારણ કે તમો મોક્ષ પામ્યા છો અને મોક્ષે ગયેલા જીવને મહાપુરૂષોએ **નો ચારિત્રી નો અચારિત્રી** એટલે સિદ્ધ પરમાત્મા ચારિત્રી ન કહેવાય તેમ અચારિત્રી પણ ન કહેવાય, એમ કહ્યું છે. અથવા તમો જે વખતે કેવળજ્ઞાન સહિત પૃથ્વી મંડલમાં વિચરતા હતા તે વખતે આપનું ચારિત્ર **યથાખ્યાત** નામનું ક્ષાયિકભાવે અતિ નિર્મળ હતું. એ જ્ઞાન દર્શન અને ચારિત્રની **સંભવ** એટલે ઉત્પત્તિ તમને થઇ તેથી તમારૂં **સંભવનાથ** એવું **શ્રીકાર** એટલે શ્રેષ્ટ નામ થયું. અથવા વ્યવહાર નયથી વિચારતાં તમો જે વખતે માતાના ગર્ભમાં ઉત્પન્ન થયા તે વખતે ઘણા ધન ધાન્યની ઉત્પત્તિ તમારા રાજ્યમાં થઇ તે ગર્ભનો પ્રભાવ જાણી માતપિતાએ તમારૂં નામ **સંભવનાથ** રાખ્યું. ૧

**ત્રણ દંડ તીરસ્કરી, ત્રણ ગુપ્ત ભગવાન;**
**નિજ સ્વભાવ રમણે કરા, વાર્યું વિભાવનું થાન. ૨**

ત્રણ દંડ તે ૧ મનદંડ, ૨ વચનદંડ, ૩ કાયદંડ. **મનદંડ** એટલે મનને વિષય કષાયોમાં પ્રવર્તાવવું, **વચનદંડ** એટલે આત્માને અહિતકારી સંસારની વૃદ્ધિ થાય એવાં વચન બોલવાં તે વચનદંડ, અને **કાયદંડ** એટલે કાયાને પૌદ્‌ગલિક ભાવમાં પ્રવર્તાવવી, અશુભ કામ કરવાં તે કાયદંડ. અહિં દંડ એટલે આત્મા જેના વડે દંડાય એટલે શિક્ષા પામે, સંસારમાં રખડે તે દંડ કહેવાય. ઉપર કહેલા ત્રણે પ્રકારના દંડથી આત્મા દુર્ગતિમાં જાય છે, અને સંસારની વૃદ્ધિ કરે છે. દરેક સમયે કર્મબંધ કરે છે. એ ત્રણે દંડનો હે શ્રી સંભવનાથ

**ભગવાન** તમોએ **તીરસ્કાર** કર્યો છે એટલે નિર્ભૂત્સના કરી દૂર કર્યો છે. તેથી એ ત્રણ દંડમાં તમારો આત્મા વર્તતો નથી તે ત્હારૂં સ્વરૂપ વિચારી ધ્યાન કરતાં હું પણ એ ત્રણ દંડથી દંડાઉં નહિ એવો તારો મહિમા છે. તથા ત્રણ ગુપ્ત થયા એટલે મન, વચન અને કાયા એ ત્રણે વિભાવમાર્ગમાં જતા બંધ કરી ગોપવી રાખ્યાં તેથી તમે ગુપ્ત થયા. હે ભગવાન તમે તમારા અનંતજ્ઞાનાદિ આત્મસ્વભાવમાં સદાકાળ રમણ કરી રહ્યા છો, પરભાવનું નામ સરખું પણ તમારામાં નથી તેથી **વિભાવનું** એટલે આત્માના સ્વભાવથી વિપરિત સ્વભાવનું તે પૌદ્ગલિક ભાવનું સ્થાન એટલે સ્થાનક તમોએ વાર્યું છે એટલે દૂર કર્યું છે. અર્થાત્ તમારામાં પરભાવ રમણતા સર્વથા દૂર થઇ સ્વભાવ રમણતાજ વર્તી રહી છે. હે પ્રભુ ! ત્હારા ધ્યાનથી હું પણ સ્વભાવ રમણતાવાળો થાઉં. ૨

**ત્રણ ગઢ ઉપર બેસીને, દીધી દેશના સાર;**
**ત્રણ કર્મને વારતા, દીયો તત્વ વિસ્તાર.** ૩

પ્રભુને કેવળજ્ઞાન થતાં દેવો તુર્ત આવી સમવસરણની રચના કરે છે. તે સમોવસરણને ૩ ગઢ એટલે કોટ કિલ્લા હોય છે, તેમાં ઉપલા ત્રીજા ગઢમાં બરોબર મધ્ય ભાગે પ્રભુને બેસવા યોગ્ય સિંહાસન રચે છે. તે સિંહાસન ઉપર બેસીને જગતના જીવોને ઉપકાર કરવાને અથવા પોતાને જે તીર્થંકર નામકર્મનો ઉદય થયો છે તેને ખપાવવાને સારભૂત એટલે શ્રેષ્ઠ આત્મસ્વભાવની સન્મુખ થવાય એવી દેશના હે સંભવનાથ ભગવાન તમોએ દીધી છે. એ દેશના દેતી વખતે બાર પર્ષદા સાંભળવા માટે ત્રીજા ગઢમાં બેસે છે. તિર્યંચો બીજા ગઢમાં બેસે છે. પહેલા ગંઢમાં વાહનો રહે છે. ઉપરથી નીચે સુધીમાં દેશનાનો ધ્વનિ સરખી રીતે સંભળાય છે. તેથી પણ દૂર દેશનાનો ધ્વનિ રસ્તે જનારને અને ભગવાનથી ૧ જોજન દૂર હોય ત્યાં સુધીમાં દરેક જીવને એક સરખા અવાજે સંભળાય છે. વળી ભગવાન અર્ધ માગધી એટલે માગધી વ્યાકરણનાં સર્વ લક્ષણ નહિં પણ કેટલાંએક લક્ષણ હોય અને કેટલાંએક લક્ષણ અન્ય દેશીય ભાષાનાં હોય એવી (અર્ધ માગધી) ભાષામાં દેશના આપે છે તો પણ પ્રભુનો અતિશય એવો ચમત્કારી છે કે દરેક મનુષ્ય અથવા તિર્યંચ પોતપોતાની ભાષામાં સમજી જાય છે. સાંભળનારને શંકા રહેતી નથી. એ દેશનાથી જે આસન્નસિધ્ધિક ભવ્ય જીવ એટલે નજીકમાં મોક્ષે જનાર ભવ્ય જીવ હોય તે આત્મહિત સાધી શકે છે, કોઇને સમ્યક્ત્વ પ્રગટ થાય છે, કોઇને દેશવિરતિ પ્રગટ થાય છે, અને કોઇને ચારિત્ર પ્રગટ થાય છે એમ અનેક જીવોને પોતપોતાના કર્મને અનુસારે ઓછોવત્તો આત્મિક લાભ જરૂર થાય છે. અને કેટલાક અભવ્ય જીવોને તો આ એક જાતની દુકાન જમાવેલી છે એમ પણ લાગે છે. અથવા આ તો એક બાજીગર કે જાદુગરના જેવી ઇંદ્રજાળ રચીને કોઇક જાદુગર લોકોને ફસાવવાનો ધંધો કરે છે એમ

પણ વિચારે છે. તે તેના કર્મનો દોષ છે, પણ પ્રભુ તો પરોપકારની દૃષ્ટિએ આત્મહિતની દેશના દરરોજ આપે છે. ઘણી વખતે તો સ્વર્ણકમળ ઉપર સિંહાસનમાં બેસીને દેશના આપે છે, અને કોઈ કોઈ વખત જો સમવસરણ રચાય તો સમવસરણ ઉપર બેસીને દેશના આપે છે. અને પોતાના તીર્થંકર નામ કર્મનો ઉદય સફળ કરે છે.

તથા હે પ્રભુ તમોએ દ્રવ્ય કર્મ, ભાવ કર્મ અને નોકર્મ એ ત્રણ પ્રકારનાં કર્મને પણ દૂર કર્યા છે. દ્રવ્ય કર્મ એટલે ભાવ કર્મને ઉત્પન્ન કરવામાં કારણ રૂપ એવા કર્મના પ્રદેશો તે **દ્રવ્યકર્મ**. સર્વ ઠેકાણે દ્રવ્યનો અર્થ ભાવનું કારણ થાય છે, માટે કર્મના અણુઓ તે દ્રવ્ય કર્મ છે કારણ કે **ભાવકર્મ** એટલે રાગદ્વેષની જે અંતરંગ પરિણતિ થાય તે. ક્રોધ, માન, માયા, લોભરૂપ જીવના અધ્યવસાયો તે ભાવકર્મ છે. એ ભાવકર્મ તે દ્રવ્યકર્મ વિના હોય નહિ. તથા **નોકર્મ** એટલે દ્રવ્યકર્મ અથવા ભાવકર્મને ઉત્પન્ન કરવામાં કારણરૂપ એવાં જે બાહ્ય નિમિત્તો તે ધન–ધાન્ય–સ્ત્રી–પુત્ર–શરીર ઈત્યાદિ પદાર્થો કે જેના નિમિત્તથી આત્માને રાગ દ્વેષ ઉત્પન્ન થાય છે, અને કર્મબંધ કરે છે માટે તે બાહ્ય નિમિત્તો નોકર્મ કહેવાય છે. દ્રવ્યકર્મ અને ભાવકર્મ જીવની સાથે પરભવમાં જાય છે, પણ નો કર્મ પરભવમાં સાથે જાય નહિં. જો કે દ્રવ્ય કર્મ તો કાર્મણવર્ગણાના પુદ્ગલોનો પરિણામ છે, અને ભાવકર્મ ક્રોધાદિ અંતરંગ અશુદ્ધ અધ્યવસાયો છે તેને તો કર્મ કહેવાય પણ શરીર ધન કુટુંબ આદિને કર્મ કહેવાનું કારણ એ છે કે એ નિમિત્તો સાક્ષાત કર્મ નથી પણ કર્મના બાહ્ય હેતુરૂપ હોવાથી એ ચીજોને પણ ઉપચારથી કર્મ કહી શકાય. **નોકર્મ**માં **નો** શબ્દ દેશ નિષેધક હોવાથી નોકર્મ એટલે દેશથી કર્મત્વ છે જેનામાં એટલે અમુક અપેક્ષાઓ કર્મ અને અમુક અપેક્ષાએ કર્મ નહિં એવો અર્થસૂચક હોવાથી નોકર્મને પણ કર્મ કહી શકાય છે. અર્થાત્ શરીર ધન વિગેરે સર્વથા કર્મ ન કહેવાય એમ નહિં કંઇક અંશે એમાં પણ કર્મત્વ વ્યપદેશ થઇ શકે માટે નોકર્મ. એ ત્રણે કર્મોનું નિવારણ શ્રીસંભવનાથ ભગવાને કર્યું છે, તેમજ બીજા જીવોને ઉપદેશ કરી ગયા છે. તે ઉપદેશને ગ્રહણ કરી વર્તું તો મારાં પણ એ ૩ કર્મ નિવારણ થાય એવો શ્રી સંભવનાથ પ્રભુનો મહિમા છે.

હે પ્રભુ આપે ત્રણ કર્મ નિવારણ કરેલાં હોવાથી તત્વનો વિસ્તાર તમો ભવ્યજીવને સંભળાવો છો અથવા આપો છો. અહિં તત્વ એટલે જગતમાં સાર ભૂત જે શ્રેષ્ઠ વસ્તુ હોય તે તત્વ કહેવાય છે, ત્યાં જીવ અજીવાદિ એ સાત અથવા નવ તત્વો પ્રભુએ કહ્યાં છે. પરન્તુ અહિં વિશેષ પ્રયોજન તો ત્રીજા ભગવાનની સ્તુતિ હોવાથી ત્રણ તત્વનું છે. તે ત્રણ તત્વમાં સહુથી પ્રથમ દેવ-તત્વ એટલે જેના આલંબનથી આ સંસાર તરી શકાય એવા દેવ તે સુદેવ

એટલે કામક્રોધ માન માયા લોભ ઇત્યાદિ મોહ ચેષ્ટા રહિત હોય, સ્ત્રી રહિત હોય, અનંત જ્ઞાનવાળા હોય એવા જે દેવ તેજ દેવતત્વ કહેવાય. બીજું ગુરૂતત્વ એટલે પ્રથમ કહેલા દેવે એટલે કેવળજ્ઞાની ભગવંતે જે આચાર માર્ગ બતાવ્યો છે તે માર્ગે ચાલતા હોય, પંચમહાવ્રત પાળે, ધર્મોપદેશ આપે અને સંસારી ચેષ્ટાઓનો ત્યાગ કરી વૈરાગ્ય ભાવનામાં વર્તતા હોય એવા ગુરૂ તે ગુરૂતત્વ કહેવાય તથા ધર્મતત્વ એટલે અનંતજ્ઞાની ભગવંતે જે માર્ગ બતાવ્યો હોય તે માર્ગ એજ ધર્મતત્વ કહેવાય. જેમાં સંપૂર્ણ રીતે દયા સત્ય અસ્તેય બ્રહ્મચર્ય નિષ્પરિગ્રહતા આદિ નિયમો હોય અને આત્મહિતને માટેજ હોય તેવો ધર્મ તે ધર્મતત્વ. એ ત્રણ તત્વો હે પ્રભુ જે તમો કહો છો તે મને આપો એટલે શુદ્ધદેવ, ગુરૂ અને ધર્મ મને આપો જેથી હું પણ તે ત્રણ તત્વનું આરાધન કરી તે ત્રણ તત્વમય થઉં. ૩

**ત્રિભુવનના નાયક થયા, ત્રિભુવન સુખ દાતાર;**
**દ્રવ્ય ગુણ પર્યાયથી, નિર્મલ નિર્વિકાર. ૪**

હે શ્રી સંભવનાથ પ્રભુ ! તમો ત્રણ ભુવનના નાયક એટલે સ્વામિ–રાજા થયા. રાજા જેમ રૈયતનું રક્ષણ કરે છે, ને વાંછિત સુખ આપે છે, તેમ મોક્ષાભિલાષી જીવને દુર્ગતિમાં પડતાં રક્ષણ કરો છો અને મોક્ષ સુખ આપો છો. તથા ત્રણ ભુવનના સુખથી પણ અનંતગણું સુખ જે મોક્ષ સુખ તેના આપનાર તમે છો. અહિં ત્રણ ભુવન ક્યાં ક્યાં તે કહેવાય છે કે સ્વર્ગલોક–મૃત્યુ લોક અને પાતાલલોક. એ ત્રણ ભુવન ગણાય છે. અથવા ઉર્ધ્વલોક; અધોલોક, અને તિર્યગ્લોક એ પણ ત્રણ ભુવન ગણાય છે. સ્વર્ગલોકમાં દેવોનું નિવાસસ્થાન છે, મૃત્યુ લોકમાં મનુષ્ય પશુ અને પક્ષીઓ વસે છે, અને પાતાલલોકમાં કેટલાએક ઉતરતી પંક્તિના દેવો અને નારકી જીવો રહે છે. તથા ઉર્ધ્વલોક તે જંબૂદ્વીપની મધ્યમાં રહેલા મેરૂપર્વતના રૂચકપ્રદેશથી ૯૦૦ જોજનથી ઉપરનો ભાગ ઉર્ધ્વલોક છે, અને મેરૂના રૂચકપ્રદેશથી ૯૦૦ જોજનથી નીચેનો ભાગ અધોલોક છે. અને વચ્ચેનો એટલે ૯૦૦+૯૦૦=૧૮૦૦ જોજનનો તીર્ચ્છાલોક છે. ઉર્ધ્વલોકમાં વૈમાનિક દેવો રહે છે, અધોલોકમાં ભવનપતિ દેવો અને નારકી જીવો રહે છે, અને તિર્યગ્લોકમાં મનુષ્ય–પશુ–પક્ષી–જ્યોતિષી દેવો અને વ્યંતર દેવોનો નિવાસ છે. એ ત્રણે ભુવનના નાયક શ્રી સંભવનાથ સ્વામી છે, એ ત્રણે ભવનના જીવોને જન્માદિ પ્રસંગે સુખ આપનારા છે, કારણ કે પ્રભુના જન્માદિ કલ્યાણકને પ્રસંગે નારકીઓને પણ અન્તર્મુહૂર્ત્ત સુખ હોય છે તો બીજા જીવોને તો અવશ્ય હોય. અથવા ત્રણે ભુવનનું જે સુખ તેથી પણ અનંતગણું મોક્ષ સુખ આપનારા છે.

હે શ્રી સંભવનાથ ભગવાન ! તમો દ્રવ્ય ગુણ અને પર્યાય વડે નિર્મળ અને વિકાર રહિત થયા છો એટલે જ્યારે સંસારમાં છદ્મસ્થ હતા ત્યારે તમારૂં

આત્મ દ્રવ્ય સકર્મ હોવાથી અશુદ્ધ અને કર્મના વિકારવાળું હતું, તમારા આત્માનો ગુણ જે જ્ઞાનાદિ તે પણ જ્ઞાનાવરણાદિ કર્મ વડે અવરાયલો હોવાથી અશુધ્ધ અને વિકારી એટલે હીનાધિક થનારો હતો. તેમજ તમારા જ્ઞાનાદિ પર્યાયો તે પણ ક્ષયોપશમ ભાવયુક્ત હોવાથી વિચિત્ર અશુધ્ધ અને વિકારી હતા, પણ હવે તો તમારૂં આત્મદ્રવ્ય કર્મરહિત થવાથી શુધ્ધ, આત્મગુણ અને આત્માના જ્ઞાનાદિ પર્યાયો તે પણ કર્મ અને કર્મજન્ય ભાવનો વિનાશ થતાં અતિશય નિર્મલ અને નિર્વિકારી થયા છે, માટે તમો દ્રવ્ય ગુણ પર્યાય વડે નિર્મલ અને નિર્વિકારી થયા છો. તેવા દ્રવ્યાદિનું હું ધ્યાન કરૂં અને ભાવના ભાવું તો મારા દ્રવ્યાદિ પણ નિર્મળ થાય એવો તમારો અચિંત્ય પ્રભાવ છે. અહિં દ્રવ્ય એટલે મૂળ પદાર્થ. ગુણ એટલે દ્રવ્યની સાથે સહભાવે વર્તનારો ધર્મ તે ગુણ અને ગુણ સ્વપણે કાયમ રહી હીનાધિક ઇત્યાદિ રૂપે અવસ્થાંતર થાય એવો ક્રમભાવી પરાવર્તન ધર્મ તે પર્યાય કહેવાય. દ્રવ્ય ગુણ અને પર્યાય એ ત્રણ સાથેજ રહેનારા છે. પરસ્પર છૂટા પડી અલગ રહી શકે નહિં. એ સર્વ ભાવ પ્રભુએ બતાવ્યા છે. ૪

**ઉત્પાદ વ્યય ધ્રુવતા, થયા છે એકી ભાવ**
**તુજ સેવામાં પામતા, ધરતા અનુપમ ભાવ ૫**

ઉત્પાદ એટલે નવા પર્યાયનું ઉત્પન્ન થવું, વ્યય એટલે પૂર્વ પર્યાયનો વિનાશ થવો અને ધ્રુવ એટલે પદાર્થનો ગુણ અથવા પદાર્થ સ્થિરપણે રહે તે એ ત્રણે એકીભાવ થયા છે એટલે સ્વસ્વભાવમાં વર્તી રહ્યા છે, પણ બીજા વિભાવરૂપે વર્તતા નથી. અહિં શ્રી સંભવનાથ ભગવાનને ઉદ્દેશીને કહેવાનું એ છે કે હે ભગવાન ત્હારો આત્મા જ્ઞાનાદિ ગુણમય છે. તે જ્ઞાનાદિ ગુણ જ્ઞેયાદિને આધારે હોવાથી પ્રતિસમય પરાવર્તના પામે છે, તે એવી રીતે કે પ્રથમ સમયનું જ્ઞાન બીજે સમયે નાશ પામ્યું તે વખતે એટલે જ્ઞાનોત્પત્તિને બીજે સમયે પ્રથમ સામયિક જ્ઞાનગુણનો વ્યય થયો, દ્વીતિય સામયિક જ્ઞાનગુણનો ઉત્પાદ થયો એટલે ઉત્પત્તિ થઈ અને જ્ઞાનગુણ તો ધ્રુવ એટલે નિશ્ચલ રહ્યો. એ પ્રમાણે બીજા ગુણોની પણ યથાયોગ્ય ઉત્પાદ વ્યય અને ધ્રુવતા એકત્વપણાને પામી છે, એટલે શુદ્ધ આત્મપણાને પામી છે. એવી તારી અદ્ભુતતા જાણીને તારી સેવા કરવા માટે તત્પર થયેલા જે જીવો તારી સેવા સમ્યગ્ રીતે પામે છે તે જીવો અનુપમ ભાવ એટલે જેની ઉપમા નહિં એવા સ્વાભાવિક આત્મભાવને ધારણ કરે છે. એ આત્મભાવ પામવાથીજ કાર્યસિદ્ધિ થાય છે અને મોક્ષ સુખ પામે છે. હું પણ તારી સેવા પામું અને તે સેવાથી અનુપમ ભાવ પામું એવી ઇચ્છા રાખું છું. ( અહિં કર્ત્તાએ અનુપમ શબ્દથી પોતાનું અનુપચંદ્ર નામ સૂચવેલું છે. ૫

## ૪ श्री अभिनंदन स्वामिनुं चैत्यवंदन.



ચાર[1] કષાય નિવારીને, થયા છે એકીભાવ;
શ્રી અભિનંદન સ્વામિને, સેવો નિજ સ્વભાવ. ૧
ચાર ઋદ્ધિ આતમતણી, પૂરણ પામ્યા નાથ;
તે ઋદ્ધિ દેવા ભણી, થયા પૃથ્વિના નાથ. ૨
ચાર કર્મને વારવા, આવ્યો છું તુજ પાસ;
દાતા તેહ નિવારીને, પૂરો સેવક આસ. ૩
આશ્રવ ચાર નિવારજો, ચઉગતિનાં દુઃખ જાય;
પ્રભુ સંવર શુદ્ધ આપજો, કર્મ નિર્જરા થાય. ૪
ચાર જ્ઞાન પ્રભુ દીજીએ, તો પંચમ જ્ઞાનજ થાય;
અંતર શુદ્ધિ કીજીએ, અનુપમ માગે કાંય ૫

સંક્ષિપ્તાર્થ:—

ચોથા શ્રી અભિનંદન સ્વામિ ભગવાન ક્રોધ માન માયા અને લોભ એ ચાર કષાયો દૂર કરીને એકીભાવને ( આત્મા આત્મસ્વરૂપ પામે તે એકીભાવને ) પામ્યા છે. માટે શ્રી અભિનંદન સ્વામિને આત્માના નિષ્કષાયાદિ આત્મસ્વભાવ વડે સેવો. ૧

અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર, અને અનંતવીર્ય એ ચાર ઋદ્ધિ આત્માની છે. તેને શ્રી અભિનંદન ભગવાન સંપૂર્ણપણે પામ્યા છે, અને તે ઋદ્ધિ બીજા જીવોને પણ આપે છે. તે આપવાના કારણથીજ ભગવાન આ પૃથ્વીના એટલે ત્રણે જગતના નાથ એટલે સ્વામિ થયા છે. ૨

હે ભગવાન ! જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અને અંતરાય એ ચાર ઘાતિકર્મ દૂર કરવા માટે હું તમારી પાસે આવ્યો છું. હે મોક્ષપદના દાતાર તે ચાર ઘાતિકર્મ દૂર કરીને મારા મનની આશા પૂર્ણ કરો. ૩

હે ભગવાન ! મિથ્યાત્વ, અવ્રત કષાય અને યોગ એ ચાર કર્મના આશ્રવ છે, તેને દૂર કરો કે જેથી નરકગતિ, તિર્યંચગતિ, મનુષ્યગતિ, અને દેવગતિનાં દુઃખ ચાલ્યાં જાય. તથા આવતાં કર્મોનું જેનાવડે રોકાણ થાય છે, એવા શુદ્ધ સંવરભાવ આપો, કે જેથી મારાં કર્મ રોકાય, અને કર્મની નિર્જરા પણ થાય. ૪

૧ આ ભગવાન ચોથા હોવાથી એમની સ્તુતિ ચાર ચાર પદાર્થોદ્વારા કરાયલી છે.

હે પ્રભુ! ચાર જ્ઞાન એટલે ૧ મતિજ્ઞાન, ૨ શ્રુતજ્ઞાન, ૩ અવધિજ્ઞાન, ૪ મનઃપર્યવજ્ઞાન એ ચાર જ્ઞાન આપો (અર્થાત્ ચારમાંથી પ્હેલાં બે અથવા ત્રણ અથવા ચાર જ્ઞાન આપો) તોજ પાંચમું કેવળજ્ઞાન થાય. અને એ જ્ઞાન પામવા માટે પ્રથમ મારા અંતરની એટલે મનની નિર્મળતા કરો. હું અનુપમ એટલે ઉપમા ન આપી શકાય એવું બીજું શું માગું છું અર્થાત્ હું એક આત્મસ્વભાવજ માગું છું બીજું કાંઇ માગતો નથી. (અહિં અનુપમ શબ્દથી કર્તાનું અનુપચંદ્ર નામ પણ સૂચવાર્યું છે.)

**વિસ્તરાર્થઃ—**

**ચાર કષાય નિવારીયે થયા છે એકીભાવ;**
**શ્રી અભિનંદન સ્વામિને, સેવો નિજ સ્વભાવ. ૧**

**કષ** એટલે સંસારનો **આય** એટલે લાભ જેનાથી થાય તે **કષાય** કહેવાય. તે ક્રોધ, માન, માયા, અને લોભ એમ ચાર પ્રકારના છે. **ક્રોધ** એટલે દ્વેષ—ગુસ્સો કે ઇર્ષ્યા, **માન** એટલે ગર્વ, અહંપણું. **માયા** એટલે છળપ્રપંચ કપટ, અને **લોભ** એટલે તૃષ્ણા અધિક અધિકની ઈચ્છા. એ ચાર કષાયવડે સંસારના સર્વ જીવો ચાર ગતિમાં રખડે છે, કષાય કરવો એ આત્મસ્વભાવ નથી. એ ચાર કષાયો જો આત્માનો સ્વભાવ નથી તો ઉત્પન્ન કેવી રીતે થાય? તેના જવાબમાં જાણવાનું કે આત્માનો સ્વભાવ તો સર્વથા અકષાયી છે, પરંતુ મોહનીય કર્મમાં જે ચારિત્ર મોહનીયકર્મ છે તે આત્માના સંબંધવાળું જ્યાં સુધી હોય છે ત્યાંસુધી તે કર્મના પ્રભાવે આત્મા પોતાનો સ્વભાવ છોડી ક્રોધાદિ કષાય કરે છે. જેમ કોઈ માણસ સારા જ્ઞાનવાળો છે છતાં મદિરા પીએ તો તેનું જ્ઞાન તે રૂપે ન રહેતાં અવ્યવસ્થિત થઇ બેભાન થાય છે, ગમે તેમ બોલે છે, ગમે તેમ વરતે છે. તેમ મદિરા સરખા મોહનીય કર્મવડે આત્મા ઉત્તમ ચારિત્રવાળો છે તો પણ ક્રોધ કરે છે, માન ધરે છે, છળપ્રપંચ કરે છે, અને લોભ કરે છે. એ પ્રમાણે આત્મા અને ચારિત્ર મોહનિય કર્મ એ બેના સંયોગથી ઉત્પન્ન થયેલો ક્રોધ માન માયા ને લોભ તે આત્મસ્વભાવ નહિં પણ કર્મજન્મ સંયોગી સ્વભાવ છે. એ ચાર કષયો દૂર કરીને ભગવાન શ્રી અભિનંદન સ્વામી એકીભાવપણું પામ્યા છે. એકીભાવ એટલે જે વસ્તુ જે સ્વરૂપે છે તે વસ્તુ તે સ્વરૂપે થવી તેનું નામ એકીભાવ છે. જડ પદાર્થ જડસ્વભાવે પરિણમે તે એકીભાવ, ધર્માસ્તિકાય ગતિસ્હાયક ગુણપણે પરિણમે તે એકીભાવ એમ જે જે વસ્તુનો જે સ્વભાવ છે તે સ્વભાવ જ્યારે પ્રગટ થાય ત્યારે એકીભાવ કહેવાય તેમ આત્મા આત્મસ્વરૂપને પામે ત્યારે આત્મા દ્રવ્ય

અને આત્મસ્વભાવરૂપ ગુણનો એકીભાવ થયો કહેવાય. માટે ચાર કષાયને દૂર કરવાથી શ્રી અભિનંદન સ્વામિ એકીભાવ એટલે સ્વસ્વભાવને પામ્યા છે.

એ પ્રમાણે ચાર કષાય દૂર કરીને એકી ભાવે થયેલા એવા શ્રી અભિનંદન સ્વામિને પણ આત્મસ્વભાવ વડે પૂજો, અહિં ચોથા ભગવાનની પૂજા આત્મસ્વભાવ વડે કરવી તે કેવી રીતે ? તે કહીએ છીએ કે પૂજા બે પ્રકારની છે. દ્રવ્યપૂજા અને ભાવ પૂજા. ત્યાં ન્હવણ વિલેપન પુષ્પ ધુપ દીપક અક્ષત અને નૈવેદ્ય વિગેરેથી પ્રભુ પૂજા કરવી તે બધી દ્રવ્ય પૂજા છે. વળી દ્રવ્ય પૂજા પણ વાસ્તવિક રીતે તો ત્યારેજ કહેવાય કે એ દ્રવ્ય પૂજા તે ભાવ પૂજાના કારણ વાળી એટલે ભાવપૂજાને ઉત્પન્ન કરનારી હોય તોજ દ્રવ્ય પૂજા વાસ્તવિક ગણાય, કારણ કે દ્રવ્ય એટલે ભાવનું કારણ માટે જો ભાવનું કારણ ન હોય તો વાસ્તવિક દ્રવ્ય પૂજા ન ગણાય. પ્રભુની એ દ્રવ્ય પૂજાથી વધારેમાં વધારે ફળ ૧૨ મા દેવલોક સુધીનું છે. માટે જો અભિનંદન ભગવાનની પૂજા કેવળ દ્રવ્યથી કરાય તો ૧૨ મો દેવલોક મળે, અને આપણે તો મોક્ષ પદની અભિલાષા હોય માટે તે દ્રવ્ય પૂજાની સાથે પુનઃ ભાવ પૂજા અવશ્ય જોઈએ. ભાવપૂજા એટલે સમ્યક્ શ્રધ્ધાપૂર્વક પ્રભુનો બતાવેલો માર્ગ આજ્ઞાનો આદર કરવો. અને મન વચન કાયાની એકાગ્રતા કરવી અને તે એકાગ્રતાથી ધીરેધીરે આત્મસ્વભાવ પ્રગટ કરવો એવા વિધિ અને આત્માની નિર્મળતાપૂર્વક જે પ્રભુની ભકિત તેજ મોક્ષપદ આપનારી છે. માટે અભિનંદન ભગવાનની પૂજા કેવળ દ્રવ્યથી નહિં પણ આત્મસ્વભાવ વડે ભાવથી પૂજા કરો. પ્રભુએ દર્શાવેલા ચારિત્રરૂપી આચાર સમ્યગ્ શ્રધ્ધાપૂર્વક અંગીકાર કરવો તે પણ આત્મસ્વભાવ વડે પૂજા કરી કહેવાય, અને એ સમ્યગ્ ચારિત્ર માર્ગ વિના મોક્ષપદ હોય નહિં. ૧

**ચાર ઋદ્ધિ આતમ તણી, પૂરણ પામ્યા નાથ**
**તે ઋદ્ધિ દેવા ભણી, થયા પૃથિવના નાથ. ૨**

અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર, અને અનંતવીર્ય એ ચાર ઋદ્ધિ આત્માની છે. ત્યાં જ્ઞાનાવરણી કર્મનો સંપૂર્ણ ક્ષય થવાથી ક્ષાયિકભાવે અનંતજ્ઞાન એટલે કેવળજ્ઞાન પ્રભુને ઉત્પન્ન થયું છે. જો કે કેવળજ્ઞાન તો એકજ છે અનંત નથી, તોપણ જ્ઞેય અનંત હોવાથી તે અનંતજ્ઞેયને જાણવાવાળું કેવળજ્ઞાન એક છતાં પણ અનંતજ્ઞાન કહેવાય. પ્રભુ જ્યારે છદ્મસ્થ અવસ્થામાં હતા ત્યારે જ્ઞાનાવરણી ઘાતિકર્મના ઉદયથી એ જ્ઞાન અવરાયલું—ઢંકાએલું હતું તે હવે કર્મનો ક્ષય થવાથી સંપૂર્ણપણે પ્રગટ થયું. તથા દર્શનાવરણી ઘાતિકર્મના ક્ષયથી પ્રભુને અનંતદર્શન લબ્ધિ ઉત્પન્ન થઇ છે. છદ્મસ્થપણામાં પ્રભુને ચક્ષુ અચક્ષુ આદિ ક્ષયોપશમભાવે અપૂર્ણ દર્શનગુણ વર્તતો હતો તે હવે કર્મના

ક્ષયથી દર્શનગુણ સંપૂર્ણપણે વર્તે છે. અહિં જ્ઞાન એટલે વિશેષ ઉપયોગ અને દર્શન એટલે સામાન્ય ઉપયોગ એ બન્ને અનંતજ્ઞેય અને અનંતદર્શનીય વસ્તુ પ્રત્યે પ્રવર્તનારા હોવાથી અનંત જ્ઞાનવત્ અનંતદર્શન પણ કહેવાય, એ અનંતદર્શન ગુણ પ્રભુને પ્રગટ થયો છે. તથા મોહનીય નામના ઘાતિકર્મના ક્ષયથી સંપૂર્ણ ચારિત્ર પ્રગટ થયું તે ચારિત્ર એટલે અનંત વસ્તુઓ પ્રત્યે ક્રોધાદિક કષાયનો સર્વથા ત્યાગ હોવાથી અનંતચારિત્ર કહેવાય. તે ચારિત્ર ગુણ પ્રભુને પ્રગટ થયો છે. તથા વીર્યાંતરાય નામે ઘાતિકર્મના ક્ષયથી પ્રભુને ક્ષાયિકભાવે અનંતવીર્ય પ્રગટ થયું. જે સર્વોત્કૃષ્ટ વીર્ય તેના બુદ્ધિરૂપ શસ્ત્રવડે ભાગ કરીએ તો અનંત સૂક્ષ્મ ભાગ થાય માટે અનંતવીર્ય અથવા ક્ષયોપશમભાવે સંસારી જીવને જે જઘન્ય અથવા ઉત્કૃષ્ટ વીર્ય હોય છે તેનાથી અનંતગણું વીર્ય પ્રભુનું હોય છે માટે અનંતવીર્ય કહેવાય તે ગુણ પ્રભુને પ્રગટ થયો છે. એ પ્રમાણે અનંતજ્ઞાનાદિ ચાર આત્મઋદ્ધિ કહેવાય છે. જેમ સંસારી જીવની ધનધાન્યાદિ ઋદ્ધિ છે તેમ પ્રભુની એ ચાર ઋદ્ધિ છે. તે હે સ્વામિન્! તમો સંપૂર્ણ પામ્યા છો. સંસારી જીવોમાં સાંસારિક ઋદ્ધિ પણ કોઈને સંપૂર્ણ નથી હોતી, ઘણામાં ઘણી હોયતો ચક્રવર્તિને પણ ૬ ખંડના એટલે એકજ વિજયના રાજ્ય જેટલી ઋદ્ધિ હોય છે, અને સૌધર્મ ઈન્દ્રને પોતાનો સૌધર્મ દેવલોક અને તીર્ચ્છાલોકનો તથા કેટલેક સુધી અધોલોકનો દક્ષિણાર્ધ એટલીજ ઋદ્ધિ હોય છે. કોઇ એવો નથી કે જેના તાબામાં ત્રણે લોકનું રાજ્ય હોય. પ્રભુતો ત્રણે ભુવનના સ્વામી છે. એટલુંજ નહિં પણ અનંત આત્મગુણોના પણ સ્વામી છે, હવે શંકા થાય કે પ્રભુ પોતાની આત્મઋદ્ધિના નાથ એટલે સ્વામી તો છે, પરન્તુ ત્રણે ભુવનના નાથ કેવી રીતે છે તે માટે કહે છે કે તે ચારે પ્રકારની આત્મઋદ્ધિ પોતેજ રાખી રહ્યા છે એમ નહિં બીજા જીવોને પણ એ રિદ્ધિ આપે છે માટે શ્રી અભિનંદન સ્વામી પૃથ્વીના નાથ છે. જે કોઇ લેનાર હોય પણ આપે કંઇ નહિ તે સ્વામિ કહેવાય નહિ, પરન્તુ પોતે વસ્તુ લે અને બીજાને વાંચ્છિત વસ્તુ આપે તેજ સ્વામિ થઇ શકે માટે ચાર ઋિદ્ધિ બીજાને પણ આપવાથી પ્રભુ પૃથ્વીના નાથ થયા છે. ॥ ૨ ॥

**ચાર કર્મને વારવા, આવ્યો તુજ પાસ**
**દાતા તેહ નિવારીને, પૂરો સેવક આસ ॥ ૩ ॥**

હે શ્રી અભિનંદન ભગવાન! ૧ જ્ઞાનાવરણીય, ૨ દર્શનાવરણીય, ૩ મોહનીય, ૪ અંતરાય એ ચાર ઘાતિ કર્મને દૂર કરવા હું તારી પાસે આવ્યો છું. મારા આત્મગુણને આવરનારાં એ ચાર કર્મ છે. કારણકે એ ચારે કર્મ ઘાતિ એટલે આત્મગુણને ઘાત કરનારાં છે. કર્મ બે પ્રકારનાં છે. ૧ ઘાતિકર્મ ૨ અઘાતિ કર્મ

આત્મગુણુનો ઘાત કરે એટલે આત્માના જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્ય એ મૂળ ગુણોને ઘાત કરે તે ઘાતિકર્મ કહેવાય. જ્ઞાનાવરણીય કર્મ આત્માના જ્ઞાનગુણનો ઘાત કરે છે, દર્શનાવરણીય કર્મ આત્માના દર્શનગુણને હણે છે, મોહનીય કર્મ આત્માના ચારિત્રગુણને હણે છે, અને અંતરાય કર્મ આત્માના વીર્યગુણનો ઘાત કરે છે. અઘાતિ કર્મ એટલે આત્માના ગુણનો ઘાત ન કરી શકે તેવાં કર્મ તે વેદનીય કર્મ, આયુષ્ય કર્મ, નામ કર્મ અને ગોત્ર કર્મ એ ચાર છે. એ આઠકર્મો આત્માને અનાદિકાળથી લાગેલાં છે તેમાં પણ જ્ઞાનાવરણાદિ ચાર કર્મ તો આત્માના મૂળ ગુણોને હણનાર હોવાથી એ ચાર કર્મને દૂર કરવા માટે હે પ્રભુ હું તારી પાસે આવ્યો છું જો એ ચાર કર્મ હણાશે તો બીજાં બાકી રહેલાં ચાર અઘાતિ કર્મો તો અવશ્ય દૂર થઇ જશે. કારણકે મૂળને અગ્નિ લાગે તો શાખા પ્રશાખા તો સ્વતઃ સૂકાઇને ખરી પડે. માટે હે પ્રભુ! એ ચાર કર્મ દૂર કરો. એ ચાર ઘાતિ કર્મ તમારા વિના બીજો કોઇ દૂર કરશે નહિં માટે હે દાતાર એટલે બીજા જીવોને અનંતજ્ઞાનાદિ આત્મઋદ્ધિ આપનાર ભગવાન! મારાં એ ચાર ઘાતીયર્મ દૂર કરીને આ સેવકની મોક્ષપદની જે આશા તે પૂર્ણ કરો. આપ દાતાર છો માટેજ આપની પાસે આવ્યો છું. માટે મારી આશા પૂર્ણ કરો. ॥ ૩ ॥

**આશ્રવ ચાર નિવારજો, ચઉ ગતિનાં દુઃખ જાય**
**પ્રભુ સંવર શુદ્ધ આપજો, કર્મ નિર્જરા થાય ॥ ૪ ॥**

મિથ્યાત્વ, અવ્રત, કષાય, અને યોગ એ ચાર આશ્રવ એટલે કર્મને આવવાના હેતુ છે. મિથ્યાત્વ એટલે વસ્તુને વસ્તુ સ્વરૂપે ન માનતાં વિપરીત માનવી તે સુદેવને કુદેવ માને, કુદેવને સુદેવ માને, સુગુરૂને કુગુરૂ માને, કુગુરૂને સુગુરૂ માને, ધર્મને અધર્મ માને, અધર્મને ધર્મ માને એવી વિપરીત શ્રદ્ધા તે મિથ્યાત્વ પણ મદિરા સરખું છે. જેમ મદિરા પીધેલો માણસ માને મા કહે અને માને સ્ત્રી પણ કહે, હાથીને હાથી કહે અથવા ગર્દભ પણ કહે સ્ત્રીને સ્ત્રી કહે અથવા મા પણ કહે જેમ મનમાં કલ્પના ઉપજે તેમ બોલે પણ વિચારપૂર્વક ન બોલે તેમ મિથ્યાત્વ રૂપી મદિરાથી ઉન્મત્ત થયેલો જીવ દેવને દેવ કહે અને પત્થર પણ કહે. એણે જે દેવને દેવ કહ્યા છે તે પણ સમ્યક્ વિચાર રહિત કહેલું છે માટે મિથ્યાત્વ ગણાય. એ મિથ્યાત્વ પાંચ પ્રકારનું છે. ૧ અભિગ્રહિક, ૨ અનભિગ્રહિક, ૩ આભિનિવેશિક, ૪ સાંશયિક, ૫ અનાભોગિક. હું કહું છું તેજ સત્ય છે. એવો આગ્રહ તે અભિગ્રહિક, બધાએ ધર્મ સારા છે, સર્વે ધર્મોમાં થોડે ઘણે અંશે પણ દયા દાન આદિ કહ્યા છે માટે કોઇ ધર્મ ખોટો નથી એવી માન્યતા તે અનભિગૃહિક મિથ્યાત્વ, સત્ય વસ્તુ જાણે તો પણ પહેલું અસત્ય બોલાઈ ગયું હોય તેનેજ સાબીત કરવામાં ઉદ્યમવાળો થાય બીજાને તેમજ

મનાવવાનો ઉદ્યમ કરે તે આભિનિવેષિક મિથ્યાત્વ. સત્યધર્મને સત્યધર્મ માને તોપણ એ ધર્મથી અમુક ફળ થશે કે નહિં, એમાં જે કહ્યું છે તે તેમજ હશે કે કેમ? બુદ્ધિથી વિચારવા જતાં એ વાત બેસતી નથી તો એ વાત સત્ય હશે કે કેમ? એવા પ્રકારની શંકાઓ થવી તે સાંશયિક મિથ્યાત્વ અને ધર્મ અધર્મનું જેને જ્ઞાન નહિં એવા એકેન્દ્રિયાદિ મનરહિત જીવોને જે અવ્યક્ત મિથ્યાત્વ છે તે અનાભોગિક મિથ્યાત્વ, એ પાંચ પ્રકારનાં મિથ્યાત્વથી કર્મનો આશ્રવ–આગમન થાય છે. તથા ૧૨ પ્રકારનાં અવ્રત છે. પાંચ ઇન્દ્રિયોને નિયમમાં ન રાખવી તેનાં પાંચ અવ્રત, મનને નિયમમાં ન રાખવું તે મન અવ્રત, અને પૃથ્વીકાય વિગેરે ૬ કાયનો વધ તેનો નિયમ ન કરવો તે ૬ અવ્રત મળી ૧૨ અવ્રતથી એટલે નિયમરહિત પણાથી કર્મનો આશ્રવ થાય તથા પૂર્વે કહેલા ક્રોધ–માન–માયા–લોભ એ ચાર કષાયો વડે પણ કર્મનો આશ્રવ થાય છે. તથા મન વચન અને કાયા એ ૩ પ્રકારના યોગથી કર્મનો આશ્રવ થાય છે. કેવળ યોગથી જે કર્મ બંધ થાય છે તે નિરસ હોય છે તો પણ જ્યાં સુધી કર્મ બંધ હોય ત્યાં સુધી આશ્રવ ગણાય છે. માટે કર્મ બંધ નિવારવાને ચારે હેતુનો અભાવ જોઇએ. એ ચાર આશ્રવનો રોધ થાય તો તેથી શું ફળ થાય એ પ્રશ્નના ઉત્તરમાં એ ચાર આશ્રવનો રોધ કરવાથી નરકગતિ, તિર્યંચગતિ, મનુષ્યગતિ, અને દેવગતિ એ ચારે ગતિનાં દુઃખ દૂર થઇ જાય છે, અને પાંચમી મોક્ષગતિ પ્રાપ્ત થાય છે. નરકગતિના દુઃખનું વર્ણન તો કહ્યું જાય તેમ નથી, જન્મથી લઇને સાગરોપમોના આયુષ્ય પૂરા થાય ત્યાં સુધી દરેક સમયે દુઃખ હોય છે. જ્યારે તીર્થંકર ભગવાનનાં જન્માદિ કલ્યાણક થાય છે ત્યારેજ અન્તર્મુહૂર્ત સુધી કંઇક સુખનો અવસર હોય છે. કેટલાક નારકીના જીવો તો એવા પણ છે કે કલ્યાણક અવસરે પણ સુખ નથી પામતા એ તેમના અશાતા વેદનીય કર્મની પ્રાબલ્યતા છે. નરકનાં દુઃખની પ્રસિદ્ધિ લોકમાં પણ છે. એ દુઃખનું વર્ણન ગ્રંથાંતરોથી જાણ્વા યોગ્ય છે. તથા તિર્યંચ ગતિમાં ટાઢ તાપ માર ભૂખ ઇત્યાદિ અનેક પ્રકારનાં દુઃખ હોય છે. મનુષ્ય ગતિમાં અને દેવ ગતિમાં પણ ઇર્ષ્યા દ્વેષ મારામારી ઇત્યાદિથી અનેક પ્રકારનાં દુઃખ ઉત્પન્ન થાય છે. જગતમાં જે મોટા રાજા મહારાજ ચક્રવર્તિઓ વિગેરે સુખી કહેવાય છે તે પણ વાસ્તવિક રીતે વિચારતાં મહા દુઃખી ગણાય છે. જગતમાં ધન, સ્ત્રી, પરિવાર વિગેરેનું જે સુખ ગણાય છે તે કેવળ મનથી માની લીધેલું પૌદ્ગલિક સુખ છે. એ સુખ કેટલું દુઃખમય છે તે જીવ મોહને લીધે અનુભવી શકતો નથી. ખરૂં સુખ તો આત્માનું સ્વાભાવિક સુખ છે. તે સિવાય બધું દુઃખજ છે. માટે આશ્રવરોધથી એ દુઃખમય ચારે ગતિઓનો નાશ થાય અને પાંચમી મોક્ષગતિનું સુખ મળે.

એ ચાર આશ્રવના રોધથી ચાર ગતિ દૂર થાય તે સાથે સંવર એટલે કર્મનું રોકાણ પણ થાય છે, માટે હે પ્રભુ! મને શુદ્ધ સંવર આપો એટલે

સમ્યક્ સંવર એટલે ભાવસંવર આપો. દ્રવ્યસંવર એટલે કર્મ પુદ્‍ગલોનું રોકવું અને ભાવસંવર એટલે કર્મના પુદ્‍ગલો આવતા રોકાય એવી અંતરંગ પરિણતિ-અધ્યવસાય તે શુદ્ધ સવર હે પ્રભુ! મને આપો. એ શુદ્ધ સંવર પ્રાપ્ત થાય તો કર્મની નિર્જરા એટલે કર્મનો દેશથી ક્ષય પણ થાય. સંવર અને નિર્જરા પરસ્પર મિત્રભાવવાળા છે. સંવરનાં સાધનોથી સંવર મુખ્યત્વે થાય અને નિર્જરા પણ થતી જાય છે. નિર્જરાનાં સાધન જે ૧૨ પ્રકારના તપ તેથી મુખ્યત્વે નિર્જરા થાય છતાં સંવર તો સહજથી થાય છે. એ પ્રમાણે હે પ્રભુ! આશ્રવરોધથી સંવર અને સંવર થાય તો નિર્જરા પણ થાય અને તેથી મારો આત્મા શુદ્ધ થાય એ સર્વ તમારો પ્રભાવ છે.

**ચાર જ્ઞાન પ્રભુ દીજીએ, તો પંચમ જ્ઞાનજ થાય;**
**અંતર શુદ્ધિ કીજીએ, અનુપમ માગે કાંય. ૫**

હે શ્રી અભિવંદન ભગવાન! મને મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, અને મન:પર્યવજ્ઞાન એ ચાર જ્ઞાન આપો તોજ પાંચમું કેવળજ્ઞાન ઉત્પન્ન થાય. મતિજ્ઞાન એટલે ઇંદ્રિય અને મને કરીને યોગ્ય દેશમાં રહેલી વસ્તુનો બોધવિશેષ, શ્રુતજ્ઞાન એટલે સાંભળવાથી થતો બોધવિશેષ, **અવધિજ્ઞાન** એટલે મન અને ઇન્દ્રિયો વિના રૂપી પદાર્થનું જ આત્મ સાક્ષાત્ યથાર્થ જ્ઞાન. **મન:પર્યવજ્ઞાન** એટલે મન અને ઇન્દ્રિયો વિના અઢી દ્વીપના સંજ્ઞિ પંચેન્દ્રિય જીવોના મનો વિચારનું આત્મ સાક્ષાત્ યથાર્થ જ્ઞાન. એ ચાર જ્ઞાન આપો તો પાંચમું કેવળજ્ઞાન થાય. અહિં તાત્પર્ય એ છે કે જ્યાંસુધી જીવને અજ્ઞાન હોય છે ત્યાંસુધી જીવને કેવળજ્ઞાન પામવાનો લેશ પણ સંભવ નથી. એ ત્રણ અજ્ઞાન દૂર થતાં એટલે સમ્યગ્દર્શન પ્રાપ્ત થતાં પ્રથમ મતિજ્ઞાનાદિ ૩ જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારબાદ જઘન્યથી અન્તર્મુહૂર્તે અને ઉત્કૃષ્ટથી અર્ધ પુદ્‍ગલપરાવર્ત જેટલો અનંતકાળ વ્યતીત થયે અવશ્ય કેવળજ્ઞાન પ્રાપ્ત થાય એવો નિયમ છે. કહ્યું છે કે **अंतोमुहुत्तमित्तंपि, फासियं हुज्ज जेहिं सम्मत्तं । तेसिं अवड्ढ पुग्गल-परियट्टो चेव संसारो ॥१॥** અર્થ-અંતર્મુહૂર્ત માત્ર પણ જે જીવોએ સમ્યક્ત્વ સ્પર્શ્યું છે તે જીવોને નિશ્ચય અપાર્ધ એટલે ૧ પુદ્‍ગલ પરાવર્તકાળમાંથી પૂર્વાર્ધ જેટલો સંસાર કાળ વ્યતીત થયો, અને ઉત્તરાર્ધ જેટલો સંસાર કાળ બાકી રહ્યો અર્થાત્ છેલ્લા અર્ધ પુદ્‍ગલપરાવર્તકાળ જેટલો સંસાર બાકી રહ્યો જાણવો. પ્રથમ મતિજ્ઞાનાદિ જ્ઞાન પ્રાપ્ત થાય તોજ પાંચમું કેવળજ્ઞાન પ્રાપ્ત થાય એ સ્પષ્ટ થયું. અહિં ચાર જ્ઞાન કહેવાથી એવો અર્થ ન લેવો કે પ્રથમ ચાર જ્ઞાન જ પ્રાપ્ત થયા પછી કેવળજ્ઞાન થાય એમ નહિં પરન્તુ જઘન્યથી બે જ્ઞાન અને ઉત્કૃષ્ટથી ચાર જ્ઞાન પ્રાપ્ત થયા બાદ કેવળજ્ઞાન થાય. તે આ પ્રમાણે—

૧ મતિ-શ્રુતજ્ઞાન પામ્યા બાદ કેવળજ્ઞાન થાય.
૨ મતિ-શ્રુત-અવધિ પામ્યા બાદ કેવળજ્ઞાન થાય.

૩ મતિ–શ્રુત–મનઃપર્યવ પામ્યા બાદ કેવળજ્ઞાન થાય.

૪ મતિ–શ્રુત–અવધિ–મનઃપર્યવ પામ્યા બાદ કેવળજ્ઞાન થાય.

એ પ્રમાણે ચારે પ્રકારે કેવળજ્ઞાન ઉત્પન્ન થતું હોવાથી "ચાર જ્ઞાન આપો તો જ પાંચમું જ્ઞાન થાય" એ કહેવું યુક્ત છે. કેવળજ્ઞાન એટલે સર્વ દ્રવ્યોના સર્વ પર્યાયો એક સમયે સદાકાળ જાણવાવાળું જ્ઞાન એ જ્ઞાન સંપૂર્ણ જ્ઞાન છે. એનાથી અધિક કોઇ જ્ઞાન નથી. એ જ્ઞાન વિના મુક્તિ હોય નહિં અને એ જ્ઞાન જ આત્માનો વાસ્તવિક જ્ઞાનગુણ છે, માટે મતિજ્ઞાનાદિકની માગણી કરવા કરતાં કેવળજ્ઞાનનીજ માગણી કરવી આવશ્યક છે. અહિં ચાર જ્ઞાનની માગણી છે તે પણ પાંચમું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે હોવાથી વાસ્તવિક માગણી કેવળજ્ઞાનનીજ છે. માટે હે પ્રભુ ! મને કેવળજ્ઞાન આપો.

કેવળજ્ઞાનની પ્રાપ્તિ અંતરંગ શુદ્ધિ વિના હોય નહિં માટે તે કેવળજ્ઞાન પ્રાપ્ત કરવા માટે પ્રથમ તો હે પ્રભુ ! મને અંતરંગ શુદ્ધિ આપો. અહિં ચાર જ્ઞાન હોવા છતાં પણ અંતરંગની અશુદ્ધિ પ્રાપ્ત થાય છે. કારણકે ચોથું મનઃ પર્યવ જ્ઞાન હોવા છતાં અંતરંગની અશુદ્ધિ એટલી બધી થઇ જાય છે કે ચોથા જ્ઞાનવાળાઓ પણ કાળ કરીને નિગોદ વિગેરેમાં અનંત સંસાર રખડે છે. શ્રી સંબોધ સિત્તરિ ગ્રંથમાં "ચૌદપૂર્વી, આહારક શરીરી, ઉપશમ યથાખ્યાત ચારિત્રી, અને મનઃપર્યવજ્ઞાની એ ચારે પ્રમાદને વશ થવાથી નિગોદ વિગેરેમાં અનંત સંસાર પરિભ્રમણ કરે છે" એમ કહ્યું છે. માટે ચાર જ્ઞાન પ્રાપ્ત થવાથી કંઇ સિદ્ધિ ન થાય. ચાર જ્ઞાન પ્રાપ્ત થયા બાદ પણ અંતર શુદ્ધિ કાયમ રહે અને ક્ષપક શ્રેણિ પ્રારંભે તોજ પાંચમું કેવળજ્ઞાન તેજ ભવમાં પ્રાપ્ત થાય નહિંતર ઉત્કૃષ્ટથી અર્ધપુદ્ગલપરાવર્ત જેટલો કાળ વ્યતીત થયે કેવળજ્ઞાન પામવાનો અવસર આવે. માટે હે પ્રભુ ! એ ચાર જ્ઞાન પામીને પણ મારે અંતરંગ અશુદ્ધિના કારણે ફરીથી અનંતકાળ સુધી સંસારમાં રખડવું ન પડે માટે મને અંતરંગ શુદ્ધિ પણ આપો. અહિં અંતરંગ શુદ્ધિ એટલે મન વચન અને કાયાના યોગની નિર્મળતા અને સમયે સમયે અનંતગુણ વિશુદ્ધિ અધ્યવસાયોની થાય તે અંતરંગ શુદ્ધિ યથાર્થ કહેવાય. એ અંતરંગ શુદ્ધિ હે પ્રભુ ! મને આપો, હું બીજું અનુપમ એટલે જેની ઉપમા ન આપી શકાય એવું શું અશક્ય માગું છું ! અર્થાત્ હું બીજી કોઇ વસ્તુ એવી નથી માગતો કે જે તમો ન આપી શકો, હું કેવળજ્ઞાન અને તેના કારણભૂત અંતરંગવિશુદ્ધિ એટલે આત્મ સ્વભાવ રમણતાજ માગું છું બીજું કાંઇ માગતો નથી અહિં "અનુપમ" એ શબ્દથી કર્તાનું અનુપચંદ્ર એવું નામ પણ આપ્યું. ૫

# पांचमा श्री सुमतिनाथ भगवाननुं चैत्यवंदन.

[1] પાંચ પ્રમાદ નિવારીને, પંચમપદ પામ્યા
સુમતિનાથને વંદીને, સુમતિ પદ પાયા. ૧
પાંચ ઇન્દ્રિયને વશ કરી, તેહ કરાવો નાથ;
પાંચ સંવર આપી પ્રભુ, સેવક કરો સનાથ. ૨
પાંચ કારણ તમે પામીયા, કાલ સ્વભાવ ને નિયતિ;
પૂર્વકર્મ ઉદ્યમ તથા, પાંચ એ કારણ તંત. ૩
કારણ પાંચે સેવતા, તે સ્યાદ્વાદી મહંત;
તુજ પસાયથી પામતા, આતમ ઋદ્ધિ મહંત. ૪
પાંચ જ્ઞાન લેવા ભણી, જાચું છું જિનરાજ;
અનુપમ ઇચ્છા એ તણી, પૂરે તું મહારાજ. ૫

સંક્ષિપ્તાર્થઃ—

મદ–વિષય–કષાય–નિદ્રા અને વિકથા એ પાંચ પ્રમાદ દૂર કરીને શ્રી સુમતિનાથ ભગવાન પાંચમું મોક્ષપદ પામ્યા છે, એવા શ્રી સુમતિનાથ ભગવાનને વંદના કરીને બીજા અનેક જીવો સુમતિપદ એટલે મોક્ષપદ ( સુમતિનાથ ભગવાનનું જે પદ–મોક્ષપદ તે ) પામ્યા. ૧

સ્પર્શેન્દ્રિય—રસનેન્દ્રિય–ઘ્રાણેન્દ્રિય–ચક્ષુ–અને શ્રોત્રેન્દ્રિય એ પાંચ ઇન્દ્રિયને શ્રી સુમતિનાથ ભગવાને વશ કરી છે, તો હે સુમતિનાથસ્વામિન્ ! મને પણ એ પાંચ ઇન્દ્રિય વશ કરાવો. તથા પાંચ મહાવ્રત રૂપ જે પાંચ સંવરભાવ આપીને હે પ્રભુ આ સેવકને સનાથ–સ્વામિસહિત કરો એટલે આપ મારા સ્વામી થાઓ. ૨

હે પ્રભુ ! તમો પાંચ કારણો (મોક્ષપ્રાપ્તિ રૂપ કાર્યમાં) પામ્યા છો તે પાંચ કારણ કયાં કયાં તેનાં નામ ૧ કાળ, ૨ સ્વભાવ, ૩ નિયતિ, ૪ પૂર્વકર્મ, અને ૫ ઉદ્યમ. એ પાંચ કારણો તંત્ર છે એટલે દરેક કાર્ય સિદ્ધિ કરવામાં વ્યાપારવાળાં છે. ૩

૧ શ્રી સુમતિનાથ ભગવાન પાંચમા હોવાથી એમની સ્તુતિ પાંચ પાંચ વસ્તુઓ દ્વારા થાય છે.

એ પાંચ કારણોને જે સેવે છે તેજ મોટા સ્યાદ્વાદી મહાત્માઓ છે. બાકીના બધા એકાન્ત ધર્મી કહેવાય. હે પ્રભુ તારા પસાયથી એટલે કૃપાથી એ પાંચ કારણો સેવીને અનેક જીવો પોતાના આત્માની મહાન ઋદ્ધિઓ પામ્યા છે. ૪

હે શ્રી સુમતિનાથ પ્રભુ! મતિજ્ઞાન–શ્રુતજ્ઞાન–અવધિજ્ઞાન–મનઃપર્યવજ્ઞાન–અને કેવળજ્ઞાન એ પાંચ જ્ઞાન પ્રાપ્ત કરવાના કારણથી હું તમારી યાચના–પ્રાર્થના કરૂં છું કે હે પ્રભુ! એ પાંચ જ્ઞાન મને આપો. હે પ્રભુ જેની ઉપમા ન આપી શકાય એવી એ પાંચ જ્ઞાન પ્રાપ્ત કરવાની મારી ઈચ્છા હે ત્રણ જગતના મોટા રાજા તમેજ પૂર્ણ કરી શકશો માટે હું તમારી પ્રાર્થના કરૂં છું. ૫

**પાંચ પ્રમાદ નિવારીને, પંચમ પદ પામ્યા;**
**સુમતિનાથને વંદીને, સુમતિ પદ પામ્યા. ૧**

**પ્ર** એટલે ઉત્કૃષ્ટ **માદ** એટલે મોહ તે **પ્રમાદ** પાંચ પ્રકારનો છે. મદ વિષય–કષાય–નિદ્રા અને વિકથા. મદ આઠ પ્રકારનો છે. ૧ જાતિમદ, ૨ કુલમદ, ૩ રૂપમદ, ૪ બલમદ, ૫ લાભમદ, ૬ ઋદ્ધિમદ, ૭ જ્ઞાનમદ, ૮ તપમદ. અથવા **મદ્ય** એટલે મદિરાપાન, ઉપલક્ષણથી મદિરાદિ કેફી વસ્તુઓ અને વ્યસનવાળી વસ્તુઓ તેમજ અભક્ષ્ય પદાર્થનો આહાર એ બધું પહેલા પ્રમાદમાં ગણાય છે. એ મદ્યાદિ વસ્તુઓથી આત્માનો જ્ઞાનગુણ અવરાય છે. અને ઉન્માદ, અવિવેક આદિ મોહ પેદા થાય છે માટે મદિરાદિ પદાર્થો પણ પ્રમાદમાં ગણી શકાય. આઠ પ્રકારના મદને જે પ્રથમ પ્રમાદ કહ્યો તે પણ યુક્ત છે કારણકે જાતિમદ ઇત્યાદિ આઠે મદ કરવાથી તે તે વસ્તુઓ હીન પ્રાપ્ત થાય છે. **જાતિમદ** એટલે હું ઉત્તમ જાતિનો છું એમ માનીને ગર્વ રાખવો તે જાતિમદ. **કુલમદ** એટલે હું ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયો છું એમ માની ગર્વ રાખવો. અહિં જાતિ અને કુલમાં તફાવત એ છે કે જાતિ તે માતાનો પક્ષ અને કુલ તે પિતાનો પક્ષ જેની માતા ઉત્તમ ખાનદાન વંશની હોય તેનો પુત્ર ઉત્તમ જાતિવાળો ગણાય, અને જેનો પિતા ઉત્તમ ખાનદાન વંશનો હોય તેનો પુત્ર ઉત્તમ કુલવાન ગણાય. એ પ્રમાણે જાતિ અને કુળમાં તફાવત છે. એ પ્રમાણે **રૂપમદ** એટલે હું બહુ સ્વરૂપવાન છું એવો ગર્વ રાખે, **બલમદ** હું બહુ બલવાન છું એવો ગર્વ રાખે, **લાભમદ** એટલે હું બહુ પેદા કરૂં છું એવો ગર્વ રાખે, **જ્ઞાનમદ** એટલે હું બહુ જ્ઞાનવાન છું એવો ગર્વ રાખે, અને **તપમદ** એટલે હું બહુ તપસ્વી છું એવો ગર્વ રાખે તે આઠે મદ કરનાર જીવને મહા મોહનીય કર્મ બંધાય અને તે તે વસ્તુઓ અન્ય ભવે ન્યૂન પામે છે.

જાતિનો મદ શ્રીહરિકેશી મુનિએ પૂર્વભવમાં કર્યો હતો જેથી આ ભવમાં શ્રીહરિકેશી મુનિ ચાંડાલ જાતિમાં ઉત્પન્ન થયા, કુલમદ શ્રીમહાવીરસ્વામિ

ભગવાને મરિચિના ભવમાં કર્યો હતો જેથી મહાવીરસ્વામિ બ્રાહ્મણ જેવા ભિક્ષુક કુળમાં ૮૨ દિવસ સુધી દેવાનંદા બ્રાહ્મણીની કુક્ષીમાં રહ્યા. રૂપમદ સનત્કુમાર ચક્રવર્તીએ એજ ભવમાં કર્યો જેથી શરીરમાં અનેક મહાવ્યાધિઓ ઉત્પન્ન થઇ. બલમદ શ્રેણિકે સગર્ભા હરિણિને બાણથી હણીને કર્યો જેથી શ્રી મહાવીરસ્વામિના પરમરાગી છતાં નરકમાં ઉત્પન્ન થયા. લાભમદ સુભૂમ ચક્રવર્તીએ એજ ભવમાં કર્યો, પોતે છ ખંડનો માલિક ચક્રવર્તી હોવા છતાં હજી ધાતકી ખંડમાં ભરતક્ષેત્રના બીજા છ ખંડનું રાજ્ય મેળવવા માટે સમુદ્ર રસ્તે જતાં સર્વ સૈન્ય અને પોતે સમુદ્રમાં પડયો અને સાતમી નરકે ગયો. ઋદ્ધિમદ દશાર્ણભદ્ર રાજાએ કર્યો. પોતાની સર્વ ઋદ્ધિનો વિસ્તાર કરીને શ્રી મહાવીરને મારા જેવી ઋદ્ધિ વિસ્તારીને કોઇ વંદના ન કરી શકે એવા ગર્વથી વંદના કરવા જતાં ઇન્દ્રે પોતાની અપાર ઋદ્ધિ વિકૂર્વીને મદ રહિત કર્યો અને ચારિત્ર ગ્રહણ કર્યું.– જ્ઞાનમદ શ્રી સ્થૂલિભદ્ર મુનિએ કર્યો. વંદન કરવા આવેલી પોતાની બેનને વિદ્યાનો ચમત્કાર દેખાડવાને સિંહનું રૂપ કરી બેઠા, બેને સ્થુલિભદ્રને બદલે સિંહનું રૂપ દેખીને શ્રી ભદ્રબાહુસ્વામિને જણાવ્યું. શ્રી ભદ્રબાહુ ગુરૂએ ઉપયોગ મૂકી જોયું તો સ્થૂલિભદ્ર પોતેજ સિંહ થઈ બેઠા છે. એવી અયોગ્યતા જાણી ૧૦ પૂર્વનો અર્થ આપ્યો હતો તેનાથી આગળ હવે ચાર પૂર્વનો અર્થ ભણાવવો બાકી હતો તે ન ભણાવ્યો અને સ્થૂલિભદ્ર ચાર પૂર્વના અર્થથી અજ્ઞાન રહ્યા. તપમદ કુરગડુ મુનિએ પૂર્વભવમાં કર્યો હતો જેથી લેશ પણ તપ ન કરી શક્યા. સંવત્સરીને દિવસે પણ ઉપવાસ ન કરી શકે એવા તપહીન થયા. એ પ્રમાણે આઠ મદ આ જીવને આત્મભાવથી વિમુખ કરનાર છે. માટે આત્માર્થી જીવે આઠ મદનો ત્યાગ કરવો જોઈએ તે આઠ મદનો પ્રભુએ ત્યાગ કર્યો છે.

વિષય એટલે પાંચ ઇન્દ્રિયોના ૨૩ વિષય છે તે આ પ્રમાણે—

સ્પર્શેન્દ્રિયના ૮—શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ, ગુરૂ, લઘુ, મૃદુ, કર્કશ.

રસનેન્દ્રિયના ૫– તીખું, કડવું, કષાયલું, ખાટું, ને મીઠું.

ઘ્રાણેન્દ્રિયના ૨– દુર્ગંધ, સુગંધ.

ચક્ષુરિન્દ્રિયના ૫–કાળું, પીળું, રાતું, લીલું, ધોળું.

શ્રોત્રેન્દ્રિના ૩–સચિત્તશબ્દ, અચિત્તશબ્દ, મિશ્રશબ્દ.

એ ૨૩ વિષયોમાં જે જે વિષય આપણા મનને ગમતા હોય તે તે વિષયોનું રાચી માચીને હર્ષ પૂર્વક સેવન કરવું તેથી કર્મ બંધ થાય છે. આત્મા પોતાના સ્વભાવથી વિમુખ થાય છે. જેમકે શીતસ્પર્શ જીવને સારો

લાગે છે. તેવા સ્પર્શવાળી વસ્તુ મળ્યે જીવ રાજી થાય છે. વળી એજ શીત સ્પર્શવાળી ચીજ શિયાળાની ઋતુમાં મલે તો દિલગીર થાય છે, એવી રીતે આઠે સ્પર્શમાં અનુકૂળ આવે તો રાજી થાય અને પ્રતિકૂળ પડે તો દિલગિર થાય. એમ અજ્ઞાન જીવો કરી રહ્યા છે. તેનું કારણ કે અજ્ઞાનતા વડે આત્માએ પોતાનું નિર્વિષયી સ્વરૂપ જાણ્યું નથી. આત્માનો પુદ્ગલ ગ્રહણ કરવાનો ધર્મ નથી એમ નહિ જાણતો હોવાથી આ શીતાદિ પદાર્થો મ્હારા છે, સારા છે, મારે ગ્રહણ કરવા યોગ્ય છે એમ જાણે છે. અને આ સારૂં છે આ નરસું છે એમ વિચારી વિચારીને જીવ દરેક સમયે કર્મબંધ કર્યા કરે છે. તેવા કર્મબંધથી હે પ્રભુ! તમે વિમુખ થયા છો અને પાંચે ઇન્દ્રિયોના ૨૩ વિષયનો સંપૂર્ણ ત્યાગ કર્યો છે.

**કષાય** એટલે કષ સંસાર તેનો આય લાભ તે કષાય કહેવાય. કષાયથી જીવ સંસારમાં રખડે છે. તે ક્રોધ–માન–માયા–અને લોભ એમ ચાર પ્રકારના છે તે ચારે કષાયનો હે પ્રભુ! તમે ત્યાગ કર્યો છે. એ કષાય મોહનીય કર્મથી ઉત્પન્ન થયેલા છે, અને એના ઉદયથી નવું મોહનીય કર્મ બંધાય છે. માટે એ પણ પ્રમાદ છે તેનો પ્રભુએ ત્યાગ કર્યો છે.

**વિકથા** એટલે વિ વિપરીત પ્રકારની કથા એટલે વાર્તા અથવા વચનો તે વિકથા કહેવાય. જે કથાથી જીવ નવો કર્મબંધ કરે છે તે સંસાર ભ્રમણના હેતુરૂપ હોવાથી વિપરીત કથાઓ ગણાય. સંસારને અલ્પ કરનાર એક ધર્મકથા છે. એ વિકથા ચાર પ્રકારની છે. રાજકથા–દેશકથા–સ્રીકથા–અને ભક્ત કથા. અમુક રાજ્ય ઉપર અમુક રાજાની ચઢાઇ થઇ છે. એ રાજા ઘણો શૂરવીર છે. અમુક રાજ્ય જીતશે ને અમુક રાજ્ય હારશે. ઈત્યાદિ અનેક પ્રકારે રાજ્ય સંબંધિ વાતો કરવી કે જેમાં આપણને કંઈ લેવા દેવા નથી આપણને કોઈ કહેતું નથી તોપણ એવી રાજકથનીમાં જે ઉત્સુકતા રાખવી તે એક જાતનો અનર્થ દંડ એટલે અવશ્ય કારણ વિનાનો કર્મબંધ થાય છે. માટે એવી વ્યર્થ કર્મબંધના કારણ રૂપ **રાજકથા** હે પ્રભુ! તમોએ ત્યાગ કરી તેથી આપ પ્રભુપદને પામ્યા છો. તથા અમેરિકા દેશ બહુ ધનવાન છે, ફ્રાન્સ દેશ બહુ શોખીન છે, રૂશિયા દેશ બહુ ખાલી જમીનવાળો અને તાલિમ હુન્નર વિનાનો છે, ઇંગ્લાંડ દેશ બહુ ઉદ્યમી ને પ્રપંચી છે, જર્મની બહુ હુન્નરબાજ છે, અમુક દેશમાં આમ થયું ને અમુક દેશમાં તેમ થયું એવી કારણ વિનાની કથનીઓમાં ઉત્સુકતા રાખવી તે **દેશકથા** કહેવાય. એ દેશકથા પણ અનર્થ દંડ છે તેનો હે પ્રભુ! આપે ત્યાગ કર્યો તેથી પ્રભુપણું પામ્યા છો. તથા યુરોપીયન સ્રીઓનો પ્હેરવેશ બહુ ફેશનવાળો અને સુંદર છે, મારવાડની સ્રીઓ તો મેલી અને આખો દિવસ ઘરખૂણે બેસી રહેનારી છે. દક્ષિણી સ્રીઓનો પ્હેરવેષ સારો પણ માથું ઉઘાડું રાખવાનો રિવાજ છે. હિંદુસ્તાનની પંજાબ તરફની સ્રીઓ મુસલમાની પ્હેરવેશ વાળી અને બુરખા ઓઢી ફરનારી છે. ગુજ-

રાતની સ્ત્રીઓનો વેષ સુંદર છે, અને રૂપ પણ સુંદર હોય છે. એ પ્રમાણે સ્ત્રીઓના રૂપ, પહેરવેશ વિગેરેની કારણ વિનાની કથનીઓ તે અનર્થ દંડ સ્ત્રીકથા છે. તથા સુરતમાં પક્વાન અને જમણ સારાં થાય છે. મારવાડમાં લોક એકલી ઘઉંની બાટીઓ કે જાડી રોટલીઓ ખાય છે પણ ચોખા તો ખાતાજ નથી. બંગાળ દેશ ઘઉંને ઠેકાણે ચોખા વધારે ખાય છે, ને ઘઉં બહુજ અલ્પ ખાય છે. અમુક દેશમાં ન્યાતો સારી જમે છે. અમુક ન્યાતમાં જમવા ગયા પણ રસોઇ સારી ન્હોતી. ફલાણાએ ન્યાત કરી હતી તેની શું તારીફ કરીએ! ફલાણાને મલતું હોય તો ન્યાત કરે ને? ઇત્યાદિ કથનીઓ વિના કારણની હોવાથી એ ભક્ત કથા એટલે ભોજનની કથની કહેવાય છે. એ વિકથાઓ તે કથાઓ નથી પણ નવરા બેઠેલાની કુથલીઓ છે. હે પ્રભુ! એ ચારે વિકથા રૂપ પ્રમાદનો તમે ત્યાગ કર્યો છે તેથી પ્રભુત્વ પામ્યા છો.

નિદ્રા એટલે નિ અત્યંત દ્રા એટલે આત્મોપયોગનું કુત્સીત પણું જેમાં થાય તે નિદ્રા કહેવાય. નિદ્રામાં રહેલા આત્માનો પ્રગટ થયેલો ઉપયોગ પણ કુત્સિત નિરૂપયોગ જેવો છે. કારણકે તે વખતે ઉપયોગ હોતો નથી માટે નિદ્રા એ પ્રમાદ છે. નિદ્રાનો ઉદય તે દર્શનાવરણીય કર્મથી ઉત્પન્ન થાય છે. એ નિદ્રા પાંચ પ્રકારની છે ૧ નિદ્રા, ૨ નિદ્રા નિદ્રા, ૩ પ્રચલા, ૪ પ્રચલા પ્રચલા, ૫ થીણદ્ધિ. સુખે જાગી શકાય તેવી અતિ અલ્પ નિદ્રા તે નિદ્રા, દુઃખે જાગી શકાય એટલે ઘણે સાદે અને ઢંઢોળવાથી જગાય તે નિદ્રા નિદ્રા, બેઠાં બેઠાં ઉંઘ આવે અથવા ઉભાં ઉભાં ઉંઘ આવે તે **પ્રચલા**, ચાલતાં ચાલતાં ઉંઘ આવે તે **પ્રચલા પ્રચલા** અને જે નિદ્રામાં દિવસનું ચિંતવેલું કાર્ય ઉઠીને કરાય–રૂપિઆ ગણાય, કપડાં ફડાય, પેટીઓ ઉઘાડાય યાવત્ કામ પડયે જંગલમાં જઈ હાથીના દંતુશળ પણ ખેંચી લેવાય એવી ઘોર નિદ્રા તે થીણદ્ધિ. એ પાંચે નિદ્રાનો હે પ્રભુ! તમોએ ત્યાગ કર્યો છે. તેથી આપ પ્રભુપણું પામ્યા છો. એ નિદ્રા દર્શનાવરણીય કર્મના ઉદયથી આવે છે તે રોકી રોકાય તેમ નથી માટે નિરૂપાયે ઉંઘવું પડે. અથવા સ્વાધ્યાયાદિની અનુકૂળતા માટે નિરૂપાયે નિદ્રા કરવી પડે તેમાં તથાવિધ દર્શનાવરણીય કર્મ ન બંધાય, પણ જે જીવ રાજી ખુશી થઇને ઉંઘે, ઉંઘ ન આવે તો ઔષધ પ્રયોગથી પણ નિદ્રાવશ રહ્યા કરે એ પ્રમાણે નિદ્રામાં રાજીખુશી રાખવી તેથી અતિશય દર્શનાવરણીય કર્મ બંધાય છે, માટે આત્માર્થી જીવ તો જ્યારે નિદ્રા આવે ત્યારેજ અલ્પનિદ્રા મનમાં રાજી થયા વિના કરે તે લાભકારી છે. પ્રભુને તો દર્શનાવરણીય કર્મનો સર્વથા ક્ષય થવાથી હે પ્રભુ! તમે તો નિદ્રાનો સર્વથા ત્યાગ કર્યો છે. કેટલાએક જીવો કહે છે કે નિદ્રા ન આવે તો રોગ થાય, અને હે પ્રભુ તમને તો અંશ માત્ર પણ નિદ્રા આવતી નથી તોપણ નિરોગી રહ્યા છો, માટે ભવિષ્યના રોગના ભયથી જેઓ નિદ્રા ત્યાગનો અભ્યાસ કરતા નથી તે તેમનો પ્રમાદ છે અને ખોટું છે. એમ માનવું કલ્યાણકારી છે.

એ પ્રમાણે આપે પાંચે પ્રમાદનો ત્યાગ કર્યો તેથી હે પ્રભુ! તમો પંચમપદ એટલે મોક્ષપદ પામ્યા. ચારગતિ રૂપ ચાર પદ ગણતાં મોક્ષગતિ પાંચમું પદ કહેવાય તે પદની પ્રાપ્તિથી તમો અમને પણ આલંબનરૂપ થયા છો. અર્થાત્ હવે તમારા આલંબનથી અમે પણ મોક્ષ પામીએ.

સુમતિનાથ ભગવાન સુમતિ એટલે શ્રેષ્ટ મતિ–બુદ્ધિ–જ્ઞાનના સ્વામિ છે, માટે સુમતિ નામ સાર્થક છે. તે સુમતિનાથ ભગવાનને નમસ્કાર કરીને બીજા પણ અનેક જીવો સુમતિપદ એટલે શ્રેષ્ટ જ્ઞાનપદ–કેવળજ્ઞાન અથવા મોક્ષપદ પામ્યા છે. એ તમને નમસ્કાર કરવાનો મહા પ્રભાવ છે. અહિં દ્રવ્ય નમસ્કાર અને ભાવ નમસ્કાર રૂપ બે પ્રકારની વંદના છે. દ્રવ્ય નમસ્કાર તે હાથ જોડી નમસ્કાર કરવો પણ પ્રભુની આજ્ઞા પ્રમાણે ન વર્તવું તે દ્રવ્યવંદના કહેવાય. અને પ્રભુની આજ્ઞા છે કે પરભાવનો ત્યાગ કરી સ્વભાવમાં વર્તવું એવી આજ્ઞામાં વર્તે તે જીવની ભાવવંદના કહેવાય. માટે ભાવવંદના વડે સુમતિનાથ ભગવંનને વંદના કરતાં સુમતિપદ એટલે મોક્ષપદ અથવા સુમતિનાથ ભગવાને જે પદ સ્વીકાર્યું તે પદ (મોક્ષપદ) ને અનેક જીવો પામ્યા છે. પ્રભુની સ્તુતિ પણ એ ભાવવંદના ઉત્પન્ન કરવા માટેજ હોય છે. તો હે પ્રભુ! મને પણ એવું મોક્ષપદ આપો. કેવળ વન્દના કરવાથીજ જો મોક્ષપદ મળે તો બીજા આચાર માર્ગ વ્યર્થ થાય માટે કેવળ વંદનાથી મોક્ષપદ ન મલે, વંદના સાથે બીજી આચાર વિચાર વિગેરેની પણ સામગ્રી જોઇએ તે આચાર વિચારોની સામગ્રીવાળી ભાવવંદનાજ મોક્ષપદ આપી શકે છે, **इक्कोवि नमुक्कारो, जिणवरवसहस्स वद्धमाणस्स। संसारसागराओ, तारेइ नरं व नारिं वा ॥ १ ॥** એમ સિદ્ધાણં બુદ્ધાણં નામના સિધ્ધસ્તવમાં કહ્યું છે કે શ્રીજિનેશ્વરોમાં શ્રેષ્ટ એવા શ્રી વર્ધમાન સ્વામિને એક પણ નમસ્કાર કર્યો હોય તો સ્રીને અથવા પુરૂષને સંસાર સમુદ્રમાંથી તારે છે. અહિં એક નમસ્કાર તે ફક્ત હાથ જોડીને એક સ્તુતિ બોલી મસ્તકાદિ અંગ નમાવવાથી જો મુક્તિ મળી જાય તો પછી જગતમાં બીજું દયા, દાન વિગેરે વ્રત નિયમોનું પણ પ્રયોજન ન રહે. માટે એક નમસ્કાર તે પણ તથાવિધ આચાર, વિચાર અને અધ્યવસાયના વિશેષણ વાળોજ ભાવ નમસ્કાર જાણવો. તેમ અહિં શ્રી સુમતિનાથની વંદના તે પણ એવા પ્રકારની ભાવવંદના હોય તોજ મોક્ષપદ આપે. ૧.

**પાંચ ઇન્દ્રિયને વશ કરી, તેહ કરાવો નાથ;**
**પાંચ સંવર આપી પ્રભુ, સેવક કરો સનાથ. ૨**

ઇન્દ્ર એટલે આત્મા તેનું જે ચિન્હ તે ઇન્દ્રિય કહેવાય એ અર્થ સંસારી આત્માની અપેક્ષાએ છે. કારણ કે વાસ્તવિક રીતે તો સ્પર્શનાદિ ઇન્દ્રિયો આત્માનું લિંગ–ચિન્હ નથી, આત્માનું લિંગ–ચિન્હ તો જ્ઞાનાદિ ગુણ છે. પણ પ્રભુએ

જે વખતે ઇન્દ્રિયોને વશ કરી તે વખતે સંસારી આત્મા હતા તેથી પ્રભુને પણ પાંચ ઇન્દ્રિયો હતી તે પાંચ ઇન્દ્રિયો સ્પર્શનેન્દ્રિય–રસનેન્દ્રિય–ઘ્રાણેન્દ્રિય ચક્ષુરિન્દ્રિય અને શ્રોત્રેન્દ્રિય એ સિદ્ધાંત સંજ્ઞાવાળાં નામ છે, અને લોક વ્યવહારમાં અનુક્રમે શરીર–જીભ–નાક–આંખ અને કાન આ પાંચ નામ કહેવાય છે. પાંચ ઇન્દ્રિયોને વશ કરવી એટલે એ પાંચેના ૨૩ વિષયો જે પહેલી ગાથાના અર્થમાં દર્શાવ્યા છે તે વિષયોનો ત્યાગ કર્યો તેથી ૫ ઇન્દ્રિયો વશ કરી કહેવાય, સ્પર્શેન્દ્રિયને અનુકૂળ પદાર્થો રાજી થઇને સેવવા અને પ્રતિકૂળ પદાર્થો પર નારાજી થવી તે સ્પર્શેન્દ્રિય દ્વારા કર્મબંધનું કારણ છે. શ્રીસુમતિનાથ પ્રભુએ સ્પર્શેન્દ્રિય જીતેલી હોવાથી અગ્નિ જેવો ઉષ્ણ સ્પર્શ લાગે તો પણ નારાજ ન થાય પણ જ્ઞાનગુણ વડે આ ઉષ્ણ સ્પર્શનો સંયોગ થયો એટલું જાણવા માત્રપણુંજ હોય એ રીતે સર્વે ઇન્દ્રિયોના વિષયના સંબંધથી જાણવા માત્રપણું હોય પણ અનુકૂળતાએ રાગ અને પ્રતિ કૂળતાએ દ્વેષ કરવાપણું અંશ માત્ર પણ ન હોય તેથીજ શ્રીસુમતિનાથ ભગવાને પાંચ ઇન્દ્રિયો વશ કરી છે.

હે શ્રીસુમતિનાથ પ્રભુ! જેમ તમે પાંચ ઇન્દ્રિયોને જેવી રીતે વશ કરી તેવી રીતે મારી પાસે પણ એ પાંચ ઇન્દ્રિયો વશ કરાવો. એટલે મને પણ પાંચ ઇન્દ્રિયોને વશ કરવાનું શીખવો.

પાંચ સંવર એટલે પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, અબ્રહ્મ, અને પરિગ્રહ એ પાંચ આશ્રવ એટલે કર્મ આવવાનાં કારણ છે તેને રોકવાં તે પાંચ સંવર ૧ પ્રાણાતિપાતવિરતિ, ૨ મૃષાવાદવિરતિ, ૩ અદત્તાદાનવિરતિ, ૪ અબ્રહ્મવિરતિ, અને ૫ પરિગ્રહવિરતિ એ પાંચ સંવર છે એટલે એ પાંચ વ્રતથી આવતાં નવાં કર્મો રોકાય છે માટે હે પ્રભુ! એ પાંચ સંવરભાવ ( ભાવ એટલે એ પાંચ સંવર રૂપ વસ્તુ ) મને આપીને હે પ્રભુ! મને તમો સનાથ એટલે સ્વામિવાળો અર્થાત્ આ સેવકને પાંચ સંવર આપી આપ મારા સ્વામિ થાઓ કારણ કે સ્વામિભાવ જગતમાં ઇષ્ટ વસ્તુ આપવાથી થાય છે, માટે આપ એ પાંચ ઇષ્ટ વસ્તુઓ મને આપો તો આપ મારા સ્વામિ અને હું તમારો સેવક છું.

**પાંચ કારણ તમે પામીયા, કાલ સ્વભાવ ને નિયત;**
**પૂર્વ કર્મ ઉદ્યમ તથા, પાંચ એ કારણ તંત. ૩**

કારણ એટલે કાર્યોત્પત્તિમાં અવશ્ય હેતુ તે પાંચ છે. ૧ કાળ, ૨ સ્વભાવ, ૩ નિયતિ, ૪ પૂર્વકર્મ, ૫ ઉદ્યમ. આહિં જીવ જે જે કાર્ય કરે છે તે તે કાર્યની ઉત્પત્તિમાં કાળ વિગેરે પાંચે સામગ્રી હોય તોજ તે કાર્ય ઉત્પન્ન થાય. અથવા મુખ્યત્વ આશ્રયિ કોઈ કાર્યમાં કાળ કારણ હોય છે તો કોઈ કાર્યમાં સ્વભાવ કારણ હોય છે ઇત્યાદિ રીતે એક કારણ મુખ્ય અને ૪ કારણ ગૌણ-

પણે પણ રહેલાં હોય છે. જેમકે જીવ ચોથા આરામાં મોક્ષ પામે એ મોક્ષોત્પત્તિમાં કાળ મુખ્ય કારણ રૂપ છે, ને બીજાં ગૌણ છે. પાંચમા આરામાં જીવ ઉત્પન્ન થયા છે તેને કાળરૂપી કારણના અભાવથી મુક્તિ હોય નહિં, વળી ભવ્યજીવને ભવ્યત્વરૂપ સ્વભાવ કારણ મળ્યું છે, પણ નિયતિના એટલે ભાવિભાવના અભાવે કેટલાએક ભવ્યો મુક્તિ પામતા નથી, કારણ કે અનંતાનંત ભવ્ય જીવો એવા છે કે જે ત્રસાદિ પરિણામ પૂર્વે પામ્યા નથી અને પામશે પણ નહિં. કહ્યું છે કે **अत्थि अणंता जीवा, जेहिं न पत्तो तसाइ परिणामो** એટલે એવા અનંત જીવો છે કે જેઓએ અદ્યાપિ પર્યંત ત્રસાદિ પરિણામ પ્રાપ્ત કર્યોજ નથી ત્યારે કયાં ઉત્પન્ન થાય છે અને મરે છે? તો કહ્યું છે કે **उववज्जंति चयंति य, पुणो वि तत्थेव तत्थेव** એટલે વારંવાર તેને તેજ સ્થાનમાં ત્યાંને ત્યાંજ ( નિગોદમાંજ ) ઉત્પન્ન થાય છે અને મરણ પામે છે. એવા જીવો જો ત્રસાદિ પરિણામ પણ ન પામે તો મનુષ્ય ગતિમાં આવી ધર્મ સામગ્રી મેળવી મોક્ષે જાય એ તો બનેજ કેમ? માટે એ જીવોનો ભાવિભાવજ એવો છે કે ત્યાંને ત્યાંજ જન્મ મરણ થાય એ કુદરતી ભાવનું કારણ ન હોય, માટે અહિં નિયતિ એ મુખ્ય કારણ ( ત્યાંને ત્યાંજ જન્મમરણ કરવા રૂપ કાર્યમાં ) છે. તથા ચોથા આરામાં મુક્તિ હોઈ શકે પરન્તુ ચોથા આરામાં તો ભવ્ય જીવો પણ ઉત્પન્ન થાય અને અભવ્યો ઉત્પન્ન થાય છે, છતાં ભવ્યોજ મોક્ષે જાય છે તે મોક્ષરૂપી કાર્યમાં ભવ્યત્વ સ્વભાવની મુખ્યતા ગણાય, અને બીજાં કારણો ગૌણ ગણાય, અથવા અભવ્યો પણ સારૂં ચારિત્ર પાળી નવમા ગ્રૈવેયક સુધી પહોચે છે, નવ પૂર્વનો અભ્યાસ કરે છે, તો પણ મોક્ષ પામતા નથી તેમાં અભવ્ય સ્વભાવજ મુખ્ય કારણ છે. તથા ચતુર્થ આરામાં ઉત્પન્ન થયેલ ભવ્ય જીવોમાં પણ કેટલાએક મોક્ષે જાય છે અને કેટલાએક મહા તપશ્ચર્યા રૂપ ઉદ્યમ કરવા છતાં પણ મોક્ષે નથી જતા તેમાં પૂર્વકર્મની પ્રાબલ્યતાનું કારણ છે. તથા દઢ પ્રહારી સરખા મહાદુષ્ટ જીવો કે જેને માટે કોઇને સ્વપ્નમાં પણ એમ ન આવે કે એ દેવલોકમાં પણ જઈ શકે એવા મહાક્રૂર જીવો પણ બહુલ કર્મી હોવા છતાં તેજ ભવમાં મોક્ષ પામ્યા તેનું કારણ મુખ્યત્વે ઉદ્યમ છે અને બીજાં કારણ ગૌણ છે. દઢ પ્રહારી સરખા મહાકર્મી જીવોએ એવું વીર્ય ફેરવ્યું કે શીઘ્રતાથી સર્વ કર્મનો નાશ થાય એ પ્રમાણે પાંચે કારણમાં દરેકની મુખ્યતા દર્શાવી.

હવે એક કાર્યમાં પાંચે કારણની પ્રાપ્તિ કેવી રીતે હોય તેનો વિચાર આ પ્રમાણે છે—ધારો કે અમુક જીવ મોક્ષે ગયો તે જીવને મોક્ષરૂપી કાર્યમાં પાંચ કારણ હોય છે તે આ પ્રમાણે—મોક્ષરૂપી કાર્ય માટે ચોથો આરો અને ત્રીજો આરો એ કાળ છે. કારણ કે ત્રીજા અથવા ચોથા આરા સિવાય બીજા કોઇ

આરામાં મોક્ષ ન થાય એવો નિયમ છે. તથા સ્વભાવમાં ભવ્યત્વ સ્વભાવવાળો જ મોક્ષ પામી શકે બીજો નહિ. કારણ કે આ જગતમાં જીવો બે પ્રકારના છે, ભવ્ય અને અભવ્ય. જેઓમાં મોક્ષ પામવાની યોગ્યતા છે તે ભવ્ય અને જેઓમાં મોક્ષ પામવાની યોગ્યતા નથી તે અભવ્ય. તેમાં અભવ્ય જીવો મોક્ષે જવાના સ્વભાવ વાળા નથી. તથા કાળ અનુકૂળ હોય સ્વભાવ વિગેરે સર્વ કારણો પ્રાપ્ત થયાં છતાં પણ મોક્ષ ન પામી શકે તે નિયતિ એટલે ભાવિભાવ કહેવાય. જગતમાં જેને કુદરત કહે છે તેજ એ નિયતિ છે. ( કોઈ વખત સ્વભાવને પણ કુદરત શબ્દથી ઓળખવામાં આવે છે. ) તથા પૂર્વ કર્મ એટલે મોક્ષે જવામાં પ્રથમનું પણ કંઇ સુકૃત્ય હોવું જોઈએ. એ પૂર્વ કૃત્ય કોઇને કેટલાએક પૂર્વભવથી ચાલતું આવે અને કોઇને તેજ ભવમાં મુક્તિગમનના પૂર્વાનંતર સમય સુધીમાં જે સમ્યગ્ દર્શન પ્રાપ્તિ, અનંતાનુબંધિ વિગેરે કષાયોના ક્ષય, શ્રેણ્યારોહ, આવર્જી કરણ, સમુદ્ઘાત, શૈલેશિકરણ એ સર્વ પૂર્વ કર્મોને માટે જે આત્મવીર્ય ફોરવવું તે ઉદ્યમ કહેવાય, માટે એ પ્રમાણે પૂર્વ કર્મ અને ઉદ્યમ પણ હોવો જોઇએ, જો પૂર્વકર્મ અને ઉદ્યમ ન હોય તો ચતુર્થ આરો ભવ્ય સ્વભાવ, અને નિયતિ એ ત્રણે સફલતા ન પામે માટે જરૂર પાંચે કારણ મળ્યેજ એક મોક્ષરૂપ કાર્ય સિદ્ધિ થાય છે, તેમ બીજાં વ્યવહારી કાર્યો પણ પાંચ કારણથીજ થાય તે આ પ્રમાણે:—

ઘટોત્પત્તિરૂપ કાર્યમાં જે કાળે અથવા જેટલે કાળે ઘટ તૈયાર થાય તે કાળ કારણ, માટીમાં ઘટોત્પત્તિનો સ્વભાવ છે તોજ માટીનો ઘટ બને છે, વાયુમાં ઘટ બનવાનો સ્વભાવ નથી તેથી નથી બનતો માટે સ્વભાવ કારણ પણ છે, તથા પ્રથમ દંડભ્રમણાદિ ક્રિયાઓ વિના ઘટાકાર ન બને માટે પૂર્વક્રિયા કારણ પણ જોઈએ, તથા પૂર્વક્રિયાઓ કરવામાં કુંભાર વીર્ય ફોરવે ઉદ્યમવાન થાય તોજ માટી લવાય, દંડભ્રમણાદિ પૂર્વ ક્રિયાઓ થાય અને ઘટ બને, પણ જો બેઠો રહે તો કંઇપણ ન બને. તથા પૂર્વક્રિયાઓ કરવામાં ઉદ્યમ કરી રહ્યો છે ઘટ બનવાની તૈયારી છે તેટલામાં કોઇ એવો અકસ્માત થાય કે જેથી ઘટ બનતો અટકી પડે એ વિઘ્ન નહિ થવારૂપ જો નિયતિ એટલે ભાવીભાવ હોય તો ઘટ બને નહિંતર બનવાને એક ક્ષણ બાકી હોય ને ઘટ બનતો અટકી જાય. એ પ્રમાણે ઘટોત્પત્તિમાં પાંચે કારણની આવશ્યકતા છે. એ પ્રમાણે યથાયોગ્ય રીતે દરેક કાર્યોત્પત્તિમાં પાંચ કારણની આવશ્યકતા વિચારવી. હે પ્રભુ! આપ એ પાંચે કારણ પામ્યા કારણ કે આપ મોક્ષે પહોંચ્યા તે ચોથા આરા રૂપી હતો, આપ ભવ્ય સ્વભાવી હતા, ભાવીભાવ પણ આપનો મોક્ષે જવાની અનૂકુળતા વાળો હતો અર્થાત્ મોક્ષે જવામાં આપની કુદરત વાંકી નહોતી પણ સીધી હતી.

તમોએ ક્ષપકશ્રેણ્યારોહ, આવર્જીકરણ, શૈલેશિકરણ આદિ પૂર્વ કર્મ કર્યા હતાં, અને તે પૂર્વ કર્મ કરવામાં તમોએ તમારૂં વીર્ય ફોરવ્યું હતું. હે પ્રભુ! તમારા મોક્ષે જવામાંજ એ પાંચ કારણો હોય છે એટલુંજ નહિ પણ આખા જગતમાં સર્વ કાર્યોની ઉત્પત્તિમાં એ પાંચ કારણનો તંત એટલે વ્યવહાર પ્રવર્તે છે. ૩

**કારણ પાંચે સેવતા, તે સ્યાદ્વાદી મહંત**
**તુજ પસાયથી પામતા, આતમ ઋદ્ધિ મહંત. ॥૪॥**

ઉપર કહેલાં પાંચે કારણોને આચરનારા–માનનારા હોય તેજ સ્યાદ્વાદ માર્ગી અને મહાત્મા કહેવાય, પરન્તુ પાંચમાંથી કોઈ પણ એકને નહિ માનનાર કે નહિં આચરનાર જીવો એકાન્તમાર્ગી[1] છે. હે પ્રભુ ત્હારી કૃપાથી જગતના જીવો એ પાંચે કારણ પ્રાપ્ત કરીને મોટા આત્મઋદ્ધિરૂપ જે મોક્ષપદ તેને પ્રાપ્ત કરે છે. ॥ ૪ ॥

**પાંચ જ્ઞાન લેવા ભણી, જાચું છું જિનરાજ,**
**અનુપમ ઇચ્છા એ તણી, પૂરે તું મહારાજ. ॥૫॥**

**ज्ञायते परिछिद्यते वस्तु अनेनेतिज्ञानम्,**–જેનાવડે વસ્તુ જ્ઞાયતે એટલે જણાય તે જ્ઞાન કહેવાય. જ્ઞાન એ આત્માનો મુખ્ય ગુણ છે, આત્મામાં જો કે દર્શનાદિ અનેક ગુણ છે તેમાં પણ જ્ઞાન ગુણ સૌથી પ્રધાન છે. એ જ્ઞાન પાંચ પ્રકારનું છે, ૧ મતિજ્ઞાન, ૨ શ્રુતજ્ઞાન, ૩ અવધિજ્ઞાન, ૪ મનઃપર્યવજ્ઞાન, ૫ કેવળજ્ઞાન એ પાંચ જ્ઞાન છે. જો કે સામાન્ય રીતે જ્ઞાન આઠ પ્રકારનાં છે, કારણ કે ૧ મતિઅજ્ઞાન, ૨ શ્રુતઅજ્ઞાન, ૩ વિભંગજ્ઞાન એ ત્રણ અજ્ઞાન પણ સામાન્ય રીતે જ્ઞાન છે, પરન્તુ એ ત્રણ જ્ઞાન વિપરીત જ્ઞાન હોવાથી અહિં પ્રયોજન નથી, ત્રણ અજ્ઞાન તો મિથ્યાત્વના સહચારી છે, માટે પ્રભુ પાસે ૩

---

૧ વર્તમાન સમયમાં એવા અનેક જીવો છે કે જેઓ ભાવી ભાવને અથવા કર્મને બળવાન માની ઉદ્યમ સ્વીકારતા નથી, અથવા કેટલાએક ઉદ્યમ સ્વીકારે છે તો ભાવીભાવ વિગેરે સ્વીકારતા નથી. કેટલાએક કહે છે કે આત્માને જે જે વિકલ્પ કર્મના ઉદયથી ઉત્પન્ન થાય તે તે વિકલ્પો તે તે પદાર્થો સેવીને આત્માને શાન્તિ આપો. ઉપવાસાદિ કષ્ટ-સાધ્ય નિયમોને આચરવાનું કંઈ પ્રયોજન નથી. મરૂદેવા માતા વિના કષ્ટે મુક્તિ પામ્યાં, ભરત ચક્રવર્તીને વિના કષ્ટે ભાવના માત્રથી કેવળજ્ઞાન થયું. તેમ આપણે પણ ભાવના ભાવો પણ કષ્ટ ક્રિયા ન કરો. જો મુક્તિ મળવાની હશે તો આપણા ખાધાપીધાથી કંઈ અટકી જવાની નથી અને જો નહિ મળવાની હોય તો કષ્ટક્રિયાથી કંઈ વળવાનું નથી માટે ગમે તે ખાઓ પીઓ ગમે તેમ વર્તો પણ ભાવના સારી રાખો ઇત્યાદિ બકવાદ કરનારા કેવળ મિથ્યાવાદી છે. પૌદ્ગલિક મોહ નહિં છૂટી શકવાથીજ એવા ઉદ્‌ગારો નિકળી શકે, સંસારની મોજમજાહ છોડવી કોને સારી લાગે? એ મોજમજાહમાં ગુંથાયલા જીવો પોતાને ધર્મિષ્ટ મનાવવા ખાતર ધર્મને નામે એવા માર્ગો શોધે છે કે જેથી પોતાની મોજમજાહ જળવાય અને ધર્મના નેતા પણ ગણાયી શકાય એ સિવાય બીજો ઉદ્દેશ ન હોય.

અજ્ઞાનરૂપ જ્ઞાનની પ્રાર્થના કરવાની નિરર્થક છે. કારણ કે સર્વ જીવોને અનાદિ કાળથી યથાયોગ્ય એ ૩ અજ્ઞાન તો હોય છેજ, પરન્તુ જે વસ્તુ દુર્લભ હોય તેની પ્રાર્થના–યાચના હોઈ શકે માટે અહિં તો પૂર્વે કહેલાં ૫ જ્ઞાનનીજ યાચના કરવાની છે, એ પાંચ જ્ઞાનનો સામાન્ય અર્થ આ પ્રમાણે:—

૧ **મતિજ્ઞાન**—ઇન્દ્રિય અને મનદ્વારાએ થતો યોગ્ય દેશાવસ્થિત વસ્તુ-વિષયક બોધ વિશેષ.

૨ **શ્રુતજ્ઞાન**:—જેનાથી સાંભળીએ અથવા જે દ્વારાએ સંભળાય,

૩ **અવધિજ્ઞાન**:—મન અને ઇન્દ્રિયોવિના રૂપી પદાર્થનું આત્મસાક્ષાત્ જ્ઞાન. આ જ્ઞાન સર્વ પુદ્ગલ દ્રવ્યને જાણનારૂં છે.

૪ **મનઃ પર્યવજ્ઞાન**—મન અને ઇન્દ્રિયો વિના મનપણે પરિણમેલા મનવર્ગણાના પુદ્ગલોનું આત્મ સાક્ષાત્ જ્ઞાન. આ જ્ઞાનવાળો જીવ સર્વ પુદ્ગલોને દેખી શકે નહિં તેમ મનોવર્ગણા જે આકાશગત છે તે પણ દેખી જાણી શકે નહિં પણ એ મનોવર્ગણામાંના પુદ્ગલોને આત્માએ ગ્રહણ કરી મનપણે પરિણમાવ્યા હોય તો તે જાણી શકે છે. અવધિજ્ઞાની અને મન:પર્યવજ્ઞાનીમાં વિશેષ વિશુદ્ધિ મન:પર્યવ જ્ઞાનીની છે.

૫ **કેવળ જ્ઞાન**:—મન અને ઇન્દ્રિયો વિના તેમજ ઉપયોગ મૂકયા વિના સર્વ દ્રવ્ય અને તેના સર્વ પર્યાયોને એક સમયમાં સમકાળે આત્મસાક્ષાત જાણે તે કેવળ જ્ઞાન. આ જ્ઞાનથી ઉત્કૃષ્ટ બીજું કોઈ જ્ઞાન નથી, તેમજ જગત્માં એવો કોઈ ભાવ નથી કે જે કેવળજ્ઞાની ન જાણી શકે.

એ પાંચ જ્ઞાનમાં પહેલાં બે જ્ઞાન **પરોક્ષ** એટલે આત્મસાક્ષાત્ વિનાનાં છે, કારણ કે ઇન્દ્રિય અને મનની સહાયથીજ આત્મા દેખી જાણી શકે છે પણ પોતે સ્વતંત્રપણે જાણી દેખી શકતાં નથી. અવધિ આદિ ૩ જ્ઞાન **પ્રત્યક્ષ** એટલે ઇન્દ્રિયમનની પરાધીનતા વિના આત્મા પોતેજ દેખી જાણી શકે છે. તથા શ્રુતજ્ઞાન સિવાયનાં ચાર જ્ઞાન મૂક એટલે મુંગા સરખાં છે, જાણે પણ બીજાને જણાવી ન શકે માટે, અને શ્રુતજ્ઞાન બોલતું છે, પોતે જાણે અને બીજાને પણ જણાવે માટે શ્રુતજ્ઞાન બોલતું અને સ્વપરોપકારી છે. એ પાંચ જ્ઞાનનું વિશેષ વર્ણન તો શ્રી નંદીસૂત્ર વિગેરે સ્થાનોમાં વિસ્તારથી છે. જિજ્ઞાસુએ ત્યાંથી જાણવું.

હે શ્રી સુમતિ નાથ ભગવાન! એ પાંચ જ્ઞાન પ્રાપ્ત કરવાના કારણથી હે જિનેશ્વર એટલે જિન કહેતાં સામાન્ય કેવલીમાં ઇશ્વર સરખા તીર્થંકર ભગવાન! હું તમારી પાસે પ્રાર્થના–યાચના કરૂં છું. હે પ્રભો! જેની ઉપમા ન આપી શકાય એવી એ મારી ઇચ્છાને હે મહારાજ તમેજ પૂરશો, બીજો કોઈ આ જગત્માં નથી. તમે પાંચ જ્ઞાનને પ્રાપ્ત કરીનેજ મોક્ષપદ પામ્યા છો, તો મને પણ એ પાંચ જ્ઞાન આપો. (અહિં **અનુપમ** એ શબ્દથી કર્તાએ પોતાનું અનુપમચંદ્ર એવું નામ પણ સૂચવ્યું છે.) ૫

## ६ श्री पद्मप्रभ स्वामिनुं चैत्यवंदन.

ષટ્ દ્રવ્યોને જાણુતા, છઠ્ઠા હો જિનરાજ  
પદ્મ પ્રભને વંદતાં પદ્મ સમા તે થાય. ॥ ૧ ॥  
ધર્મા ધર્મ આકાશ ને, પુદ્‌ગલ કાલ જીવ,  
એ છ દ્રવ્ય પ્રકાશવા, જગમાં વર્તે સદીવ. ॥ ૨ ॥  
ગતિ પરિણુતને સ્હાય દે, ધર્મ દ્રવ્ય કહેવાય,  
સ્થિતિ પરિણુતને સ્હાયતા, દ્રવ્ય અધર્મ તે થાય. ॥૩॥  
અવગાહન આકાશ દે, કાલ નવેતર ભાવ,  
પુદ્‌ગલ પૂરણુ ગલન કરે, પાંચે એ જડ સ્વભાવ. ॥ ૪ ॥  
છઠ્ઠું ચેતન દ્રવ્ય છે, તે ઓળખાવો નાથ,  
એ સ્વરૂપ છે તાહરૂં, તેહ કરો મુજ નાથ. ॥ ૫ ॥  
મારૂં સ્વરૂપ અનૂપ છે, તું ભાખે ભગવાન,  
તે માગું તુજ પાસ હું, આપો આનંદજ્ઞાન. ॥ ૬ ॥

સંક્ષિપ્તાર્થ:—

હે છઠ્ઠા શ્રી પદ્મપ્રભ જીનેશ્વર! તમે ૬ દ્રવ્યોને જાણુનારા છો, જેથી તમને વંદના કરનારા બીજા જીવો પદ્મસમાન એટલે કમળ સમાન (કમળ જેમ કાદવમાંથી ઉત્પન્ન થઈ જળવડે વૃદ્ધિ પામ્યું, તે કાદવ અને જળ બન્નેને છોડી ઉપર આવી રહે છે, તેમ કર્મરૂપ કાદવમાં ઉત્પન્ન થઈ ભોગજલવડે વૃદ્ધિ પામવા છતાં કર્મ અને ભોગ એ બન્નેથી દૂર રહેનાર) થાય છે. ૧

પ્રથમ ગાથામાં શ્રીપદ્મપ્રભસ્વામીને ૬ દ્રવ્યના જ્ઞાતા કહ્યા તે ૬ દ્રવ્યનાં નામ. ૧ ધર્મ એટલે ધર્માસ્તિકાય, ૨ અધર્મ એટલે અધર્માસ્તિકાય, ૩ આકાશ એટલે આકાશાસ્તિકાય, ૪ પુદ્ગલાસ્તિકાય, ૫ કાળ અને ૬ જીવાસ્તિકાય. એ ૬ દ્રવ્યને પ્રકાશવા એટલે પ્રગટ કરવા અથવા પ્રરૂપણા કરવાના કારણથી તમો જગતમાં સદાકાળ વર્ત્યા છો. ભાવાર્થ એ છે કે તમોએ આખી જીંદગી સુધી જ્યાંસુધી આપ વિચર્યા ત્યાં સુધી ૬ દ્રવ્યોનીજ પ્રરૂપણા–પ્રકાશ કરતા રહ્યા છો. ૨

ગતિ પરિણામે પરિણમેલા એટલે ચાલતા જીવ પુદ્ગલોને જે સ્હાય આપે તે ધર્માસ્તિકાય દ્રવ્ય કહેવાય. સ્થિતિ પરિણામે પરિણમેલા એટલે સ્થિર રહેતા જીવ પુદ્ગલોને જે સ્હાય આપે તે અધર્માસ્તિકાય દ્રવ્ય કહેવાય. ૩

આકાશાસ્તિકાય અવગાહન એટલે દ્રવ્યને રહેવાની જગ્યા આપે છે. અને કાળદ્રવ્યના પ્રભાવથી દ્રવ્યો નવાં અને ઇતર એટલે પુરાણાં થાય છે. અર્થાત્ દ્રવ્ય નવા પુરાણા ભાવવાળું થાય છે. તથા પૂરાવું અને ગલન એટલે ગળવું–વિખરવું એ ભાવ પુદ્ગલ દ્રવ્ય કરે છે, એટલે પુદ્ગલ દ્રવ્ય સમયે સમયે પૂરાય છે અને વિખરાય છે. એ ધર્માસ્તિ૦–અધર્મા૦–આકાશા૦–કાળ–અને પુદ્ગલ એ પાંચ દ્રવ્યો જડ સ્વભાવ વાળા એટલે ચૈતન્ય વિનાનાં છે. ૪

છઠ્ઠું જીવ દ્રવ્ય જડ સ્વભાવી નથી પણ ચેતના લક્ષણવાળું છે. હે શ્રી પદ્મપ્રભ સ્વામિ ! મને એ છઠ્ઠું દ્રવ્ય ઓળખાવો, એટલે મને આત્મદ્રવ્ય ઓળખાવો. હે પ્રભુ ! ત્હારૂં સ્વરૂપ એ છઠ્ઠા દ્રવ્ય રૂપ છે. તેવું સ્વરૂપ મારૂં પણ કરો એટલે મને પણ આત્મસ્વરૂપ કરો. ૫

હે ભગવાન ! આપેજ ભાખ્યું છે કે મ્હારૂં (કર્તા પેક્ષાએ) સ્વરૂપ અનૂપ એટલે ઉપમા ન આપી શકાય એવું છે, તો હું પણ તમારી પાસે તેજ મારૂં આત્મસ્વરૂપ માગું છું. હે અનંત આનંદવાળા ભગવાન્ મને તે મારૂં સ્વરૂપ આપો એજ પ્રાર્થના છે. (અહિં **અનૂપ** એ શબ્દથી કર્તાએ પોતાનું નામ અનુપચંદ્ર સૂચવ્યું છે.) ૬

**વિસ્તારાર્થઃ—**

**ષટ્ દ્રવ્યોને જાણતા, છઠ્ઠા હો જિનરાજ;**
**પદ્મપ્રભને વંદતાં, પદ્મ સમા તે થાય ॥ ૧ ॥**

**હે** છઠ્ઠા શ્રી પદ્મપ્રભ જિનરાજ (જિન એટલે સામાન્ય કેવળીમાં રાજા સરખા)! આ જગતમાં ૬ દ્રવ્ય છે તેના સ્વરૂપને આપ જાણો છો. હે પદ્મપ્રભ સ્વામિ ! તમને વંદના કરનાર જીવો તે પદ્મ સમાન એટલે કમળ સમાન થાય. જેમ કમળ કાદવમાં ઉત્પન્ન થાય પણ કાદવથી ન્યારૂં રહે તેમ સંસારી જીવ સંસારમાં ઉત્પન્ન થાય પણ સંસારથી ન્યારો રહી તમારા સમાન થાય. ૧

શ્રીપદ્મપ્રભ સ્વામિ ૬ દ્રવ્યોને જાણનારા છે તે દ્રવ્યોનાં નામ—

**ધર્માધર્મ આકાશને, પુદ્ગલ કાલ ને જીવ;**
**એ છ દ્રવ્ય પ્રકાશવા, જગમાં વર્તે સદીવ ॥૨॥**

**ધર્મ** એટલે ધર્માસ્તિકાય, **અધર્મ** એટલે અધર્માસ્તિકાય, તથા પુદ્ગલાસ્તિકાય, કાળ અને જીવાસ્તિકાય એ ૬ દ્રવ્યો છે. **દ્રવ્ય** એટલે જેનો ત્રણે કાળમાં વિનાશ ન હોય તે દ્રવ્ય કહેવાય. અથવા ઉત્પાદ–વ્યય–અને ધ્રુવ એ ત્રણ સહિત હોય તે દ્રવ્ય કહેવાય "**ઉત્પાદવ્યયધ્રૌવ્યયુક્તં સત્.**" એ પ્રમાણે શ્રી તત્ત્વાર્થ સૂત્રના વચનથી. અથવા ગુણ પર્યાય યુક્ત હોય તે દ્રવ્ય કહેવાય. "**ગુણપર્યાયવદ્દ્રવ્ય**" તત્ત્વાર્થસૂત્રના વચનથી. એ લક્ષણો સહિત ધર્માસ્તિકાય

દ્રવ્ય છે. ધર્માસ્તિકાય દ્રવ્યમાં પ્રતિસમય નવા પર્યાયની ઉત્પત્તિ, પૂર્વ પર્યાયનો વિનાશ થઈ રહ્યો છે, પણ ધર્માસ્તિકાય પદાર્થ રૂપે અવિનાશી છે. માટે ઉત્પાદ વ્યય અને ધ્રુવતા એ ત્રણ લક્ષણ છે. અથવા ધર્માસ્તિકાયનો ગુણ ગતિપરિણત જીવ પુદ્ગલને સહાય થવા રૂપ છે, અને એ ગુણ પર્યાય રૂપે પ્રતિ સમય પલટાય છે. જેમકે વિવક્ષિત સમયે ધર્માસ્તિકાયમાં પરમાણુ પ્રત્યે ગતિ સહાયકતા રૂપ ગુણ હતો તે બીજે સમયે દ્વયણુક સ્કંધને ગતિ સહાયકતા વાળો થાય, ત્રીજે સમયે ત્ર્યણુક પ્રત્યે ગતિ સહાયક થવાથી ગુણનું પ્રતિસમય જે ગુણરૂપે કાયમ રહી પરાવર્તના પામવાપણું થાય તે પર્યાય છે. એ પ્રમાણે ધર્માસ્તિકાય ગુણ અને પર્યાય એ બન્ને યુક્ત હોવાથી **દ્રવ્ય** કહી શકાય છે.

અહિં પ્રસંગે ૬ દ્રવ્યોના દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ–ગુણ–અને આકાર કહેવાય છે તે આ પ્રમાણે—

**૧ ધર્માસ્તિકાય**—એમા ધર્મ એટલે ગતિસહાયક ગુણ વાળો તેના અસ્તિકાય એટલે પ્રદેશસમૂહ તે ધર્માસ્તિકાયરૂપ દ્રવ્ય એટલે ધર્માસ્તિકાય પદાર્થ સંખ્યાએ ગણતાં પોતે ૧ છે. ક્ષેત્રથી ૧૪ રજ્જુ લોક પ્રમાણ છે. કાળથી અનાદિ અનંત છે, ભાવથી વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અને શબ્દ રહિત એટલે અરૂપી છે. ગુણથી ગતિપરિણત જીવ પુદ્ગલને સહાય કરનાર છે. એટલે પોતાની મેળે ચલન ક્રિયાવાળા થયેલા જીવ પુદ્ગલોને મત્સ્યને જળવત્ ઉપકારક છે. જળને અભાવે મત્સ્ય તરી શકે નહિં તેમ ધર્મ દ્રવ્યને અભાવે જીવ પુદ્ગલ શક્તિવાન છતાં પણ ગતિ કરી શકે નહિં. અને આકારથી તો વૈશાખસંસ્થાને રહેલા પુરૂષ સરખો છે, કારણ કે લોકાકાશમાં સંપૂર્ણ વ્યાપ્ત છે.

**૨ અધર્માસ્તિકાય**—આ પદાર્થ પણ પ્રદેશના પિંડ રૂપ છે. એ દ્રવ્ય દ્રવ્ય (સંખ્યા)થી, ક્ષેત્રથી, ભાવથી, અને આકારથી ધર્માસ્તિકાય સરખું છે, પણ ગુણથી ભિન્ન છે. એનો ગુણ સ્થિર પરિણામને પામેલા જીવ પુદ્ગલોને સહાય કરવાનો છે. જેમ મુસાફર પોતાની શક્તિથી સ્થિર થાય છે તોપણ વૃક્ષની છાયા કારણભૂત છે. તેમ સ્થિતિ પરિણામે પરિણમવું એટલે સ્થિર થવું એ જીવ પુદ્ગલોનો સ્વભાવ છે, પરન્તુ જો અધર્માસ્તિકાય દ્રવ્ય ન હોય તો એ સ્વભાવ સફળ થઈ શકે નહિં અર્થાત્ જીવ પુદ્ગલોથી સ્થિર થવાય નહિં. એ બે દ્રવ્યો જેમાં હોય તે લોક કહેવાય છે, અને એ બે દ્રવ્યોવાળો આકાશ તે લોકાકાશ.

**૩ આકાશાસ્તિકાય**—દ્રવ્યથી ૧ છે. ક્ષેત્રથી લોક અને અલોક પ્રમાણ છે. અર્થાત્ આકાશના મધ્યમાં જેટલો ભાગ ધર્માસ્તિ૦ અને અધર્માસ્તિ૦ વાળો છે તેટલો ભાગ લોકાકાશ કહેવાય અને બાકીનો અનંતાનંત ગુણો આકાશ તે અલોકાકાશ કહેવાય. કાળથી અનાદિ અનંત, ભાવથી વર્ણ ગંધાદિ રહિત અરૂપી,

અને ગુણથી અવગાહ—અવકાશ—જગ્યા આપવાના સ્વભાવવાળો છે. કારણકે સર્વે અનંતાનંત પદાર્થો એમાં રહી શકે છે, અને સમાઇ શકે છે. તથા આકારથી પોલા ગોળા સરખો છે.

૪ **પુદ્‌ગલાસ્તિકાય**—દ્રવ્યથી અનંત છે. કારણકે છુટા એકેક પરમાણુ અનંત છે. દ્વીપ્રદેશી સ્કંધ અનંત છે. એ પ્રમાણે એકેક પરમાણુ અધિકના વાળા સંખ્યાત પ્રદેશી સ્કંધો, અસંખ્ય પ્રદેશી સ્કંધો યાવત્ અનંત પ્રદશી સ્કંધો સર્વે અનંતાનત પ્રમાણ છે. એ સ્કંધો તથા છુટા પરમાણુ અનંત હોવાથી પુદ્‌ગલાસ્તિકાય દ્રવ્યથી એટલે સંખ્યાએ અનંતાનત છે. ક્ષેત્રથી ચૌદ રજ્જુ લોક પ્રમાણ છે, એથી અધિક જગ્યામાં પુદ્‌ગલનો અભાવ છે. અથવા પરમાણુ આદિનું ભિન્ન ભિન્ન ક્ષેત્ર વિચારીએ તો જઘન્યથી ૧ આકાશ પ્રદેશ અને ઉત્કૃષ્ટથી ચૌદ રજ્જુ લોક પ્રમાણ (સચિત્ત અને અચિત્ત સમુદ્ઘાતની અપેક્ષાએ) છે. એ પ્રમાણ પણ પરવશ પણાનું છે, કારણકે પુદ્‌ગલ સ્કંધ મોટામાં મોટો થાય તો પણ ધર્માસ્તિકાય દ્રવ્ય જેટલી જગ્યામાં રહે તેટલો મોટો થઈ શકે બાદ ધર્માસ્તિકાયના અભાવે વૃદ્ધિ પામતાં અવશ્ય અટકવું પડે. જો ધર્માસ્તિકાય દ્રવ્ય સર્વ આકાશ જેવડું મોટું હોય તો પુદ્‌ગલ સ્કંધ પણ અનંત લોક જેવડો મોટો થવા સમર્થ છે. કાળથી પુદ્‌ગલાસ્તિકાય અનાદિ કાળનો છે, અને અનંતકાળ સુધી રહેવાનો છે, ભાવથી વર્ણ ગંધ રસ સ્પર્શ યુક્ત હોવાથી રૂપી છે. ગુણથી પ્રતિસમય પરમાણુઓનું મલવું અને વિખરાવું એવા પૂરણ ગલન લક્ષણવાળો છે. અથવા વર્ણાદિ અપેક્ષાએ પણ પૂરણ ગલન લક્ષણવાળો છે, કારણ કે પ્રતિસમય વર્ણાદિ પર્યાયો હાનિ વૃદ્ધિ પામ્યા કરે છે. અને આકારથી ધર્માસ્તિકાય સરખા આકારનો છે. અથવા પરમાણુ આદિ ભિન્ન ભિન્ન વ્યક્તિએ વિચારતાં અનીત્થંસ્થાદિ અનેક આકારવાળો છે.

૫ **જીવાસ્તિકાય**:—દ્રવ્યથી અનંતાનંત છે. ક્ષેત્રથી ચતુર્દશ રજ્જુ લોક પ્રમાણ છે. એક જીવ પણ મોટામાં મોટો થાય તો એથી મોટો ન થઇ શકે. અને સર્વ જીવ પણ લોકમાંજ અવગાહેલા હોવાથી લોકાકાશ જેટલા છે. કાળથી અનાદિ કાળથી જીવાસ્તિકાય છે અને અનંતકાળ સુધી રહેવાનો છે. ભાવથી વર્ણાદિરહિત અરૂપી છે. ગુણથી અનંતજ્ઞાન—દર્શનાદિ ગુણવાળો છે, અને આકારથી સામાન્યપણે લોકમાં રહેલ હોવાથી લોકાકાશ સરખા આકારનો છે. અને ભિન્ન ભિન્ન વ્યક્તિએ વિચારીએ તો વિચિત્ર આકારના છે.

૬ **કાળ**:—આ દ્રવ્ય પ્રદેશપિંડવાળું નથી, કારણ કે ધર્માસ્તિકાયાદિવત્ અનેક પ્રદેશોનો પિંડ નથી, તોપણ એને અમુક નયથી ( ઉપચરિત નયથી ) દ્રવ્ય કહેવામાં આવે છે. એ દ્રવ્યથી ૧ સમયરૂપ છે. કારણ કે વર્તમાન ૧ સમય

રૂપ કાળ દ્રવ્ય છે. ભૂતકાળમાં અનંત સમયો જે વ્યતીત થઇ ગયા, તે અનંત સમયો વિદ્યમાન નથી, અને ભવિષ્યમાં જે અનંત સમય આવવાના છે તેપણ વિદ્યમાન નથી. વિદ્યમાન તો એક વર્તમાન સમયજ છે, માટે કાળ દ્રવ્ય વર્તમાન ૧ સમયરૂપ છે, માટે દ્રવ્યથી ૧ છે. અથવા વ્યવહારિક નયે વ્યવહાર કાળની અપેક્ષા અંગીકાર કરીએ તો સમય–આવલિ–મુહૂર્ત–દિવસ–પક્ષ–માસ–વર્ષ–યુગ–પલ્યોપમ–સાગરોપમ આદિ અનેક ભેદવાળો હોવાથી અનેક છે. ક્ષેત્રથી નૈશ્ચયિક કાળ લોકાલોક પ્રમાણ છે. અને વ્યવહારિક કાળ આવલિ આદિક તે ૨ાા દ્વીપ ૨ સમુદ્ર પ્રમાણ છે. ત્યાં સુધીજ ચંદ્ર સૂર્યના ભ્રમણથી આવલિ આદિ વ્યવહાર કાળની ઉત્પત્તિ છે. કાળથી અનાદિ અનંત છે, કારણ કે ભૂતકાળના સમયો વિદ્યમાન નથી તોપણ વ્યતીત સમયોરૂપ ભૂતકાળ અને ભવિષ્યત સમયોરૂપ ભવિષ્ય કાળ કહેવાય છે એ ભૂત, ભાવિ ને વર્તમાન ત્રણેના સમુદાયપણે વિચારતાં કાળ અનાદિ અનંત છે. એટલે અનાદિ કાળથી કાળ છે. અને અનંત કાળ સુધી કાળ રહેવાનો છે. ભાવથી વર્ણાદિ રહિત અરૂપી છે. ગુણથી વર્તના લક્ષણ રૂપ સ્વભાવવાળો વળી પરિણામ, ક્રિયા, ગતિ તથા પરાપરત્વ સ્વભાવ વાળો છે. વર્તના એટલે સર્વ ભાવોની કાલ આશ્રયવાળી વૃત્તિ તે વર્તના એટલે પ્રથમ સમયાશ્રિત ઉત્પત્તિ અને સ્થિતિ તથા પરિણામ એટલે સાદિ અનાદિવાળી જે પરિણતિ તે. ક્રિયા એટલે પ્રયોગજન્ય, વિશ્રસાજન્ય અને મિશ્ર એ ત્રણ પ્રકારની ગતિરૂપ ક્રિયા. તથા પ્રશંસાકૃત, ક્ષેત્રકૃત, અને કાળકૃત પૂર્વ પશ્ચાત્ જન્યભાવ તે પરત્વાપરત્વ. એ પ્રમાણે કાળનો એક સ્વભાવ અને પાંચ ઉપકાર કહ્યા છે.

કાળદ્રવ્ય તે ઉપચારથી છે. કારણકે પાંચ દ્રવ્યોના અગુરૂ લઘુ પર્યાયને કાળ કહ્યો છે. (શ્રી નયચક્રમાં અગુરૂ લઘુ પર્યાયને કાળ દ્રવ્ય કહ્યું છે.)

કાળ સિવાય એ પાંચે દ્રવ્યમાં ધર્માસ્તિકાયના પ્રદેશ અસંખ્યાતા છે, તેટલાજ તુલ્ય પ્રદેશ અધર્માસ્તિકાયના, આકાશાસ્તિકાયના સર્વ મલીને અનંત પ્રદેશ છે, તેમાં લોકાકાશના ધર્માસ્તિકાય જેટલા તુલ્ય પ્રદેશ છે અને અલોકાકાશના અનંત પ્રદેશ છે. જીવાસ્તિકાયમાં એક જીવના ધર્માસ્તિકાય જેટલા તુલ્ય અસંખ્ય પ્રદેશ છે, અને સર્વ જીવોના એકઠા કરતાં અનંત પ્રદેશ થાય. પુદ્ગલાસ્તિકાય અનંત પરમાણુ તથા અનંત પ્રદેશવાળો છે. કાળ દ્રવ્યના તો પ્રદેશજ નથી એમ પ્રથમ કહ્યું છે. એ પ્રમાણે ૬ દ્રવ્યોનું સ્વરૂપ વિસ્તારથી કહેવાને કોઇપણ સમર્થ નથી શ્રીપદ્મપ્રભસ્વામિ જાણી શકે છે પણ કહી શકતા નથી કારણ કે એટલા અનંત કાળનું આયુષ્ય નથી, તેમજ કેટલાક ભાવ અનભિલાપ્ય છે. માટે હે શ્રીપદ્મપ્રભસ્વામિ ! તમો છએ દ્રવ્યના અભિલાપ્ય (વચન ગોચર) ભાવોમાંથી જેટલું આયુષ્યના પ્રમાણમાં કહી શકો છો તેટલું સ્વરૂપ પ્રકાશવા માટે જગતમાં સદાકાળ વર્તો છો. અર્થાત્ આપ વિચર્યા ત્યાં સુધી જગતમાં ૬ દ્રવ્યોના ભાવ પ્રકાશતા રહ્યા છે. ૨

**ગતિ પરિણતને સ્હાય દે, ધર્મ દ્રવ્ય કહેવાય;**
**સ્થિતિ પરિણતને સ્હાયતા, દ્રવ્ય અધર્મની થાય ૩**

જીવ અને પુદ્‌ગલના ૧૦-૧૦ પ્રકારના પરિણામ છે. તેમાં ગતિ પરિણામ નામનો પરિણામ તેના વડે પરિણમેલા જીવો ગતિપરિણત કહેવાય તેને જે દ્રવ્ય સહાય દે તે ધર્માસ્તિકાય દ્રવ્ય કહેવાય છે. અર્થાત્ ધર્માસ્તિકાય નામનો પદાર્થ એવો છે કે તે ગતિપરિણામે પરિણમેલા જીવોને અને પુદ્‌ગલોને સહાય આપે છે, તેથીજ જીવ પુદ્‌ગલ ગતિક્રિયા કરી શકે છે. અહિં શંકા થાય કે જીવ પુદ્‌ગલોની પોતાની શક્તિ નથી શું ? કે જેથી ધર્માસ્તિકાયની જરૂર પડે ? એ શંકાના સમાધાનમાં સમજવાનું કે જીવ પુદ્‌ગલો ગતિક્રિયા તો પોતાની શક્તિથીજ કરે છે, પણ તે શક્તિને સફળ થવામાં મુખ્ય ઉપકાર ધર્માસ્તિકાય દ્રવ્યનો છે. જેમ પક્ષી સ્વતઃ ઉડી શકવા સમર્થ હોવા છતાં વાયુદ્રવ્ય વિના ઉડી શકે નહિં, મત્સ્યને પોતાની શક્તિ તરવાની છે છતાં જળ દ્રવ્ય વિના તરી શકે નહિં, ચક્ષુ ઇન્દ્રિયનો સ્વભાવ વસ્તુ દેખવાનો છે પણ સૂર્યાદિના પ્રકાશ વિના ન દેખી શકે તેમ જીવ પુદ્‌ગલો ગતિક્રિયા કરવા સમર્થ છે તોપણ ધર્માસ્તિકાય દ્રવ્ય વિના ગતિ કરી શકે નહિં. ધર્માસ્તિકાય દ્રવ્ય જીવ પુદ્‌ગલને ગતિ કરવામાં પ્રેરણા નથી કરતું પણ પક્ષીને વાયુવત્ સહાયકજ થાય છે.

એ પ્રમાણે સ્થિતિ પરિણામે પરિણમેલા એટલે સ્થિર થતા જીવ પુદ્‌ગલોને સ્થિરક્રિયા પ્રત્યે અધર્માસ્તિકાય દ્રવ્ય પ્રેરક નથી પણ ઉપકારી છે. ચાલતા મુસાફરને સ્થિર થવામાં વૃક્ષની છાયા પ્રેરક નથી પણ ઉપકારી છે તેમ અધર્માસ્તિકાય પણ ઉપકારી છે. ૩

**અવગાહન આકાશ દે, કાલ નવેતર ભાવ;**
**પુદ્‌ગલ પૂરણગલન કરે, પાંચ એ જડ સ્વભાવ. ૪**

આકાશાસ્તિકાય અવગાહના એટલે જગ્યા આપે છે. જીવ પુદ્‌ગલ વિગેરે સર્વ દ્રવ્યોને રહેવા માટે અવકાશ જોઇએ તે અવકાશ આપવાના સ્વભાવવાળો આકાશાસ્તિકાય છે. એ આકાશ લોક અને અલોક બન્ને ઠેકાણે વ્યાપીને રહ્યો છે. જેટલા આકાશમાં ધર્માસ્તિકાયાદિ દ્રવ્યો છે તેટલા આકાશનું નામ લોકાકાશ છે. અને બાકીનો બધો અલોકાકાશ છે. જીવ પુદ્‌ગલને લોકાકાશજ અવકાશ આપે એમ નહિં, અલોકાકાશનો સ્વભાવ પણ જીવ પુદ્‌ગલ વિગેરેને અવકાશ-જગ્યા આપવાનો છે, પરન્તુ ધર્માસ્તિકાયના અભાવે અલોકાકાશમાં કોઈ દ્રવ્ય ગતિ કરી શકતું નથી એટલે જઇ શકતું નથી તો અવકાશ કોને આપે ? જો ધર્માસ્તિકાયાદિ હોય તો અલોકમાં પણ જીવ પુદ્‌ગલ ગતિ આદિ કરી શકે. પણ તેમ નથી

માટે અવકાશ આપવાનો સ્વભાવ તો બન્ને આકાશમાં રહેલો છે. એ કારણથી ધર્માસ્તિકાયાદિ ૫ દ્રવ્યો ક્ષેત્રી એટલે ક્ષેત્રમાં રહેનારાં અને આકાશાસ્તિકાય ક્ષેત્ર છે. તથા લોકો જેને આકાશ કહી બોલાવે છે તે ખરી રીતે આકાશ નથી પણ વિશ્રસા પરિણામે પરિણમેલા પુદ્ગલ સ્ખંધોજ વાદળી રંગના દેખાય છે, એ સ્ખંધો રૂપી છે તેથી દેખાય છે. અને આકાશ તો અરૂપી છે તે ચક્ષુથી દેખી શકાય નહિં ફક્ત સર્વજ્ઞ ભગવાન જ્ઞાનથી જોઇ શકે છે.

કાળદ્રવ્ય નવેતર એટલે નવા જૂના ભાવ કરે છે. અર્થાત્ કાળદ્રવ્ય વસ્તુમાં નવાપણું અને જૂનાપણું ઉપજાવે છે. વ્યતીત સમયનો ભાવિ પુરાણ કહેવાય, અને વર્તમાન સમયમાં વર્તતો ભાવ નવો કહેવાય, જો ભૂત, ભાવિ અને વર્તમાન સમય રૂપ કાળનો અભાવ માનીએ તો જૂના પણું અને નવા પણું કયા આધારે અને કયા કારણે કહી શકાય? અર્થાત્ ન કહી શકાય. એ કાળ નૈશ્ચયિક અને વ્યવહારિક એમ બે પ્રકારનો છે. સર્વ દ્રવ્યોની વર્તના પર્યાય તે નૈશ્ચયિક કાળ છે. અને સમય, આવલી ઇત્યાદિ ભેદ રૂપ વ્યવહાર કાળ છે. નૈશ્ચાયિક કાળ સર્વ દ્રવ્યોમાં સર્વત્ર વ્યાપ્ત છે, અને વ્યાવહારિક કાળ અઢી દ્વીપ અને ૨ સમુદ્ર જેટલા ક્ષેત્રમાં છે. નૈશ્ચયિક કાળ દ્રવ્યોની વર્તના પરિણતિ રૂપ છે. અને વ્યવહારકાળ સૂર્ય ચંદ્રાદિના ભ્રમણથી ઉત્પન્ન થયેલો છે. એ પ્રમાણે નિશ્ચયકાળ અને વ્યવહાર કાળ બે ભિન્ન છે. વસ્તુનું જૂનાપણું અને નવાપણું થતું તે એ બન્ને ભેદના સંબંધથી છે, કારણ કે વર્તમાન સમયનું નવાપણું અને વ્યતીત સમય ભાવનું જૂનાપણું તે પદાર્થના વર્તના પર્યાયથી થાય માટે નિશ્ચય કાળથી નવા જૂનાપણું થયું, અને ગઇ કાલની વસ્તુ જૂની આજની નવી એ વ્યવહાર કાળથી નવા જૂના પણું થયું. એ પ્રમાણે કાળ વસ્તુનું જૂનાપણું અને નવાપણા રૂપ ભાવ કરે છે.

પૂરણ એટલે પૂરાવું—મલવું, અને ગલન ગળવું—વીખરાવું—છુટા પડવું એ બે શબ્દથી **પુદ્ગલ** શબ્દ થયો છે. એ પુદ્ગલ દ્રવ્ય મલવા વિખરવાના સ્વભાવ-વાળું છે. ત્યાં મલવું વિખરવું દ્રવ્યથી અને ગુણથી એમ બે પ્રકારનું છે, દ્રવ્યથી મળવું એટલે પુદ્ગલના છૂટા પરમાણુ એક બીજાની સાથે સંબંધવાળા થઇ **પિંડરૂપ સ્ખંધ** બની જાય, અથવા છુટા પરમાણુ પ્રથમ બનેલા સ્ખંધોમાં મલી જાય, અથવા સ્ખંધ સ્ખંધની સાથે મલી જાય એ સ્ખંધથી મળવું કહેવાય. તથા સ્ખંધમાંથી પરમાણુ છુટો પડી જાય અથવા સ્ખંધમાંથી દેશ સ્ખંધ છુટો પડી જાય એમ બે રીતે સ્ખંધથી વિખરવાપણું છે. ગુણથી મલવું વિખરવું તે પરમાણુ ગત વર્ણ, ગંધ, રસ, સ્પર્શમાંથી અથવા સ્ખંધગત વર્ણ, ગંધ, રસ, સ્પર્શમાંથી વિ-વક્ષિત વર્ણ, ગંધ, રસ અથવા સ્પર્શ જે વર્તમાન સમયે વિદ્યમાન છે તેને બદલે બીજો કોઇપણ વર્ણ, ગંધ, રસ કે સ્પર્શ પ્રગટ થાય તે ગુણથી મલવું કહેવાય અથવા જે વિવક્ષિતવર્ણ છે તે ૧ ગુણવાળો હોય તો બદલાઇને ૧૦ ગુણવાળો

(૧૦ ગુણો) ૧૦૦ ગુણવાળો યાવત સંખ્યાત, અસંખ્યાત કે અનંત ગુણવાળો થાય તો તે પણ ગુણથી મળવું કહેવાય, એ પ્રમાણે દરેક વર્ણ, ગંધ, રસ અને સ્પર્શના ભેદોમાં મલવાપણું સમજવું. તથા વર્ણાદિ ૨૦ માંથી જે વર્ણાદિ બદલાયો (વિનાશ પામ્યો) તે ગુણથી વિખરવાપણું થયું, અથવા તેજ વિવક્ષિત વર્ણાદિ જેટલા ગુણવાળા છે તેમાંથી એકગુણ દ્વીગુણ યાવત્ સંખ્યગુણ, અસંખ્યગુણ કે અનંતગુણ વર્ણાદિની હાનિ થવી તે પણ ગુણથી વિખરવાપણું છે. એ પ્રમાણે પુદ્ગળ દ્રવ્ય પ્રતિસમય મલવા અને વિખરવા વાળો છે.

શંકા—મેરૂ પર્વતાદિ પર્વતો, શાશ્વતમંદિરો, શાશ્વત પ્રતિમાઓ, જંબૂ આદિ શાશ્વત વૃક્ષો, શ્રી દેવી વિગેરેનાં શાશ્વત કમળો, દેવવિમાનો વિગેરે જે જે પદાર્થો પુદ્ગલોના બનેલા છે. તે બધા પદાર્થો શાશ્વત કહેવાય છે, કોઇ વખતે પણ હાનિ વૃદ્ધિવાળા હોતા નથી તો એ પુદ્ગલજન્ય શાશ્વત પદાર્થોમાં પુદ્ગલનું પૂરણ ગલન લક્ષણ કેવી રીતે હોય ?

ઉત્તર:—એ શાશ્વત પદાર્થોમાં જે શાશ્વતપણું કહ્યું છે તે કેવળ તેવો સ્કંધ સદાકાળ બન્યો રહે છે એજ અપેક્ષાએ કહ્યું છે. દરેક સમયે એ સ્ખંધોમાંથી પણ અનંત જૂના પ્રદેશો છૂટા પડે છે, અને બીજા અનંત નવા પ્રદેશો આવી મળે છે, જેથી સ્ખંધ સદાકાળ બન્યો રહે છે. પરંતુ એટલા બધા વધારે પ્રદેશો ન મલે કે જેથી એ સ્કન્ધ વૃદ્ધિ પામેલો દેખાય. તેમજ એટલા બધા વધારે પ્રદેશો છુટા ન પડે કે જેથી ન્યૂનતા દેખાય. પણ લગભગ જેટલા છૂટા પડે તેટલા નવા મલે માટે એ શાશ્વત પુદ્ગલ સ્ખંધોમાં પણ પુદ્ગલનું લક્ષણ તો પ્રતિસમય વર્તે છે.

એ પાંચે દ્રવ્યો એટલે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, અને કાળ જડ સ્વભાવવાળાં છે, અર્થાત્ ચેતનારહિત છે.

**છઠ્ઠું ચેતન દ્રવ્ય છે, તે ઓળખાવો નાથ,**
**એ સ્વરૂપ છે તાહરૂં, તેહ કરો મુજ નાથ. ॥ ૫ ॥**

પૂર્વ ગાથામાં પાંચ દ્રવ્યો જડ સ્વભાવવાળાં કહ્યાં, હવે આ ગાથામાં છઠ્ઠા દ્રવ્ય માટે કહે છે કે હે પ્રભુ! હે સ્વામિ! જે છઠ્ઠું દ્રવ્ય આત્મદ્રવ્ય ચૈતન્ય લક્ષણવાળું છે તે મને ઓળખાવો, એટલે મને આત્મસ્વરૂપ શું છે તે જણાવો. આત્મસ્વરૂપ તો ત્યારેજ જણાય કે જ્યારે આત્મા સર્વ ઘાતિકર્મનો વિચ્છેદ કરી અનંતજ્ઞાનવાન થાય. કારણ કે આત્મસ્વરૂપ અરૂપી તેને મતિજ્ઞાનાદિ વડે ઓળખવું બને નહિં કારણ કે આત્માના અનંત ગુણ છે, અનંત ધર્મ છે, અનંત પર્યાય છે. તે સર્વ ગુણ કે પર્યાય મતિજ્ઞાન વડે ન જાણી શકાય,

કારણ કે મતિજ્ઞાનાદિ છાદ્મસ્થિક જ્ઞાનનો વિષય ( **સર્વદ્રવ્યાસર્વપર્યાયેષુ** ) એટલે સર્વ દ્રવ્યમાં છે પણ સર્વ પર્યાય ઓળખવાનો નથી, માટે હે પ્રભુ! આપની કૃપા હોય તો કર્મનો ક્ષય કરાવો અને તે ઘાતિકર્મના ક્ષયથી પ્રગટ થયેલા અનંત જ્ઞાનવડે આત્માનું સ્વરૂપ ઓળખાવો.

હે પ્રભુ! ત્હારૂં સ્વરૂપ એ છઠ્ઠા દ્રવ્યરૂપ છે એટલે તું સંપૂર્ણ ચૈતન્ય સ્વરૂપ છે, તે સ્વરૂપ મારૂં પણ કરો એટલે મને પણ સંપૂર્ણ ચૈતન્ય સ્વરૂપ કરો.

**મારૂં સ્વરૂપ અનૂપ છે, તું ભાખે ભગવાન,**
**તે માગું તુજ પાસ હું, આપો આનંદવાન. ॥ ૬ ॥**

હે પ્રભુ! હે ભગવાન તમોજ ભાખી (કહી) ગયા છો કે મ્હારૂં સ્વરૂપ જેની ઉપમા ન આપી શકાય એવું છે. તે હું તમારા આગમના વચનથી જાણું છું. તેથી મારી ઇચ્છા એજ છે કે મ્હારૂં જે સ્વરૂપ તમો કહી ગયા છો તેજ સ્વરૂપ પ્રગટ કરવાને હું તમારી પાસે ઇચ્છું છું. અને પ્રાર્થના કરૂંછું કે મારૂં તે સ્વરૂપ મને આપો હે અનંત આનંદના ધણી શ્રીપદ્મપ્રભસ્વામિ ! મારી એ પ્રાર્થના સ્વીકારો એટલું હું માગું છું. ( અહિં **અનુપ** એ શબ્દથી કર્તાએ પોતાનું નામ અનુપચંદ્ર સૂચવેલું છે. )

## ૭ શ્રી સુપાર્શ્વનાથ ભગવાનનું ચૈત્યવંદન.

[1]સાત ભયને વારતા, સાતમા હો જિનરાજ,
સુપાસજિન પરમાતમા, ત્રણ જગના શિરતાજ. ॥૧॥
નૈગમ સંગ્રહ નય અને, વ્યવહાર ઋજુસૂત્ર,
શબ્દ સમભિરૂઢ જ કહ્યો, સાતમો એવંભૂત. ॥ ૨ ॥
સર્વ નયોને સદ્દહે, તે સ્યાદ્વાદી કહાય,
એકજ નય ઉત્થાપતાં, મિથ્યાદષ્ટિ થાય. ॥ ૩ ॥
મુખ્યપણે સાતજ કહ્યા, વિસ્તારે નય ,અસંખ
જે જે અપેક્ષાએ વચન, તે નય જિનજી કહંત. ॥૪॥
અનુપમ નયનો માર્ગ તે, આપો છો જગમાંહિ,
જો મુજને આપે પ્રભુ, ખામી નહિ મુજમાંહિ. ॥ ૫ ॥

૧ સુપાર્શ્વ ભગવાન સાતમા હોવાથી એમની સ્તુતિ સાત સાત પદાર્થોદ્વારા કરી છે.

સંક્ષિપ્તાર્થ:—

હે જિનરાજ એટલે સામાન્ય કેવળીઓના રાજા સમાન શ્રી સુપાર્શ્વ-નાથ તીર્થંકર ભગવાન! તમોએ ૧ આલોક ભય, ૨ પરલોક ભય, ૩ આદાન ભય, ૪ અકસ્માત ભય, ૫ આજીવિકાભય, ૬ મરણ ભય, ૭ અપયશ ભય. એ સાત પ્રકારના ભયને દૂર કર્યા છે તેથી હે સુપાર્શ્વજિન પરમાત્મા તમે ત્રણ લોકના મસ્તકના મુકુટ સરખા છો. ૧

નૈગમ નય, સંગ્રહ નય, વ્યવહાર નય, ઋજુસૂત્ર નય, શબ્દ નય, સમભિરૂઢ નય, અને સાતમો એવંભૂત નય એ સાત નય હે પ્રભુ! તમોએ કહ્યા છે.

હે પ્રભુ! જે સર્વ નયોની શ્રદ્ધા કરે તેજ સ્યાદ્વાદમાર્ગી કહેવાય, અને સાતમાંથી કોઇપણ એક નયનું ઉત્થાપન કરે તે મિથ્યાદૃષ્ટિ કહેવાય એમ તમોએ કહ્યું છે. તે સત્ય છે. ૩

મુખ્યપણે નય સાત છે, અને વિસ્તારથી સમજીએ તો નય અસંખ્યાતા છે કારણ કે જે જે અપેક્ષાએ વચન બોલાય તે સઘળી અપેક્ષાઓ નય માર્ગ છે. એમ શ્રી જિનેશ્વર ભગવાને કહ્યું છે. ૪

હે પ્રભુ! તમો ઉપમા ન આપી શકાય એવો નયનો માર્ગ જગતને આપો છો એટલે દર્શાવો છો, તે નય માર્ગ હે પ્રભુ! મને આપો તો મારા આત્મામાં કોઇ વાતની ખામી ન રહે. ૫

વિસ્તારાર્થ:—

**સાતભયને વારતા, સાતમા હો જિનરાજ**
**સુપાસ જિન પરમાતમા, ત્રણ જગના શિરતાજ ॥ ૧ ॥**

ભય એટલે ત્રાસ, ડર, બીક, તે ભય સાત પ્રકારના છે, તે આ પ્રમાણે:—

૧ આલોક ભય—સ્વજાતીય ગતિ તે આલોક કહેવાય, તેમાં જીવોને જે પરસ્પર ભય ઉપજે તે આલોક ભય. જેમકે મનુષ્યને મનુષ્યનો ભય, દેવને દેવનો ભય, તિર્યંચને તિર્યંચનો ભય, અને નારકીને નારકીનો ભય, જેવી રીતે મનુષ્યને સામા શત્રુ મનુષ્યનો ભય પ્રસિદ્ધ છે, તેવી રીતે હસ્તિને વાઘનો ભય, સર્પને નકુલનો ભય, મંજારીને શ્વાનનો ભય, ઉંદરને મંજારીનો ભય, ઇત્યાદિ તિર્યંચને શત્રુ તિર્યંચનો ભય પણ પ્રસિદ્ધ છે. જેમ મનુષ્ય અને તિર્યંચોમાં પરસ્પર સ્વજાતીય શત્રુતા હોય છે, તેમ દેવોમાં અને નારકીઓમાં પણ પરસ્પર સ્વજાતિય શત્રુતા હોય છે, લોકમાં પણ દેવ અને દાનવોને પરસ્પર શત્રુતાભાવ મનાય છે. તેમજ નારકીઓમાં તો એક શેરીના શ્વાનને બીજી શેરીના શ્વાન સાથે જેમ અતિ શત્રુતા સ્વાભાવિક છે તેમ એક નારકીને દેખીને બીજો નારકી અતિશય ઇર્ષ્યાભાવ કરી સામાને દુઃખ આપે છે.

નારકી પોતે વીંછી, સર્પ આદિ રૂપ કરી બીજા નારકીને કરડે છે, વજ્ર સરખા મુખવાળા કંથુઆનાં રૂપ કરી બીજા નારકીનું શરીર ફોલી ફોલીને ચારણી સરખું કરી મુકે છે. એ પ્રમાણે નારકીઓમાં પરસ્પર શત્રુતાભાવ છે, માટે ચારે ગતિના જીવોને આલોકભય નિરંતર રહેલો છે, હે પ્રભુ! તેવો આલોક ભય તમને નથી, કારણકે ભય એ મોહનીય કર્મ છે, અને તે તમે દૂર કરેલી હોવાથી તમને સામા શત્રુ મનુષ્યનો ભય લેશમાત્ર પણ રહ્યો નથી.

૨ **પરલોક ભય**—પરલોક એટલે બીજી ગતિવાળા જીવો તેના તરફનો જે ભય તે પરલોક ભય. જેમ મનુષ્યને વાઘ વિગેરે તિર્યંચનો અને શત્રુવટવાળો દેવનો તેમજ દેવને મનુષ્યનો ઇત્યાદિ પરગતિના જીવનો ભય તે પરલોક ભય.

૩ **આદાન ભય**—આ મારી વસ્તુ બીજો કોઇ લઇ લેશે એવો ભય. (આદાન એટલે ગ્રહણ).

૪ **અકસ્માત ભય**—કોઇપણ બાહ્ય કારણ વિના, એટલે બંદૂક વિગેરેના અવાજ વિના, કોઇએ બીવડાવ્યા વિના અને ભયંકર ચીજ દેખ્યા વિના એકાએક ચમકી ઉઠવું તે અકસ્માત ભય. પ્રથમ કર્મગ્રંથમાં કહ્યું છે કે **'सनिमित्तमन्नहावा'** એટલે ભયાદિ નોકષાય બાહ્ય નિમિત્ત પામીને થાય છે, તેમજ વિના કારણે કેવળ ભયાદિ મોહનીય કર્મના ઉદયથી પણ (ભયાદિ) થાય છે, એ મોહનીય કર્મ પ્રભુને નથી માટે પ્રભુ અકસ્માત ભયથી રહિત છે.

૫ **આજીવિકા ભય**—મારી આજીવિકા શી રીતે ચાલશે, અમુક માણસ મારા પૈસા આપશે કે નહિ. ઇત્યાદિ જીવન નિર્વાહના ઉપાયો લૂલા દેખવાથી જે ભય થાય તે પ્રભુએ સાંસારિક જીવનનો ત્યાગ કર્યો છે, અને જે કંઇ અલ્પ આહારાદિ જોઇએ તે પણ લાભાન્તરાય ત્રુટવાથી સહેજે મલી શકે છે, તેમજ મોહનીય કર્મ વિનાશ પામેલું છે માટે પ્રભુને આજીવિકા ભય હોય નહિ.

૬ **મરણ ભય**—હવે મારૂં મૃત્યું નજીક આવ્યું, આ બધી ઋદ્ધિ છોડીને મારે ચાલ્યું જવું પડશે ઇત્યાદિ રીતે જે મૃત્યુનો ભય થાય છે. તે પ્રભુને થતો નથી. કારણકે પ્રભુ તો મરણ જીવનની આકાંક્ષા રહિત છે. જીવીશું તો પરોપકાર થશે અને મરણ પામીશું તો અનંતગુણ સિદ્ધિસુખ પ્રાપ્ત થશે માટે પ્રભુને નથી જીવવાની ઇચ્છા કે નથી મરણની ઇચ્છા માટે હે પ્રભુ! તમોએ મરણભયને પણ સર્વથા દૂર કર્યો છે.

૭ **અપયશ ભય**—જગતમાં મારી આબરૂ જશે એવા પ્રકારનો ભય તે અપયશ ભય. આ અપયશ નામકર્મના ઉદયથી થાય છે. પ્રભુએ એ અપયશ નામકર્મનો ઉદયવિચ્છેદ ચોથે ગુણસ્થાનેથી કરેલો છે, જેથી પ્રભુનો અપયશ

જગતમાં હોય નહિં. જો કે દુનિયામાં પ્રભુનો અપયશ બોલનારા પણ કેટલા-એક અભવ્યાદિ જીવો તથા પાખંડ મતવાળાઓ હોય છે. પરન્તુ તે અપયશ-માં પ્રભુનો દોષ નહિં પણ તે જીવોનોજ દોષ છે. જેમ રોગીને સાકર કડવી લાગે તેમાં સાકરનો નહિં પણ રોગીનો દોષ છે.

એ પ્રમાણે અહો ( આશ્ચર્યકારક સંબોધન ) સાતમા સુપાર્શ્વ જિનરાજ એટલે તીર્થંકર ભગવાન, અને જિન એટલે રાગદ્વેષને જીતનારા, તેથીજ પરમ એટલે ઉત્કૃષ્ટ આત્મગુણવાળા માટે પરમાત્મા તમોએ ઉપર કહેલા સાત ભયન દૂર કયા છે માટે તમો ત્રણ જગતના મસ્તકે મુગટ સરખા થયા છો. કારણકે જગતમાં સર્વ જીવો એ સાત ભયમાંથી કોઇપણ બચ્યું નથી. ઇન્દ્રો સરખાને પણ સાત ભય રહ્યા છે. ઇન્દ્રોનો મરણ ભય એટલો ભારે છે કે પ્રથમ ભોગવેલાં સાગરોપમોસુધીનાં સુખો પણ તે મરણ ભય આવતાં આવતાં વ્યર્થ થઇ જાય છે. માટે હે પ્રભુ ! સાત ભય રહિત આપજ ત્રણ જગતના મુગટ સરખા છો ॥ ૧ ॥

**નૈગમ સંગ્રહ નય અને, વ્યવહાર ઋજુસૂત્ર,**
**શબ્દ સમભિરૂઢ જ કહ્યો, સાતમો એવંભૂત. ॥૨॥**

**નય** એટલે અપેક્ષા. જે જે અપેક્ષાએ માણસ બોલે તે તે અપેક્ષાએ સત્ય છે, પણ બીજી અપેક્ષાએ બીજું છે, તે પણ તે અપેક્ષાએ પ્રમાણ છે, તેનું નામ નય છે. જેમકે જે બાપનો દીકરો છે, તેજ પોતાના દીકરાનો બાપ છે. તો એક માણસમાં બાપપણું અને છોકરાપણું બે છે, તેમાંથી છોકરો બાપ કહે તો સત્ય છે, અને બાપ છોકરો કહે તો સત્ય છે. એવી બન્ને અપેક્ષા મનમાં રાખીને બોલવું તે નય છે, જેના મનમાં એકજ અપેક્ષા હોય અને બોલે તે નયાભાસ છે. તે નય સાત પ્રકારના છે, તે આ પ્રમાણે:—

૧ **નૈગમનય**—જેમાં એક રીત નહિં તે નૈગમ. અતીતને વર્તમાનમાં આરોપે, અનાગતને વર્તમાનમાં આરોપે. કેમકે મહાવીર સ્વામિનું આજે કલ્યાણક છે. એમાં તિથિ તો તેજ છે પણ થયું છે ગયા કાલે (અતીત કાળે) પદ્મનાભ સ્વામિ આવતે કાલે (અનાગત કાળે) થવાના છે તેમના જન્મ કલ્યા-ણકની તીથિ જે છે તે તીથિને દીવસે આજ જન્મ કલ્યાણક કહેવું તે આવતા કાલને (ભવિષ્યકાળ ને) વર્તમાનમાં આરોપ કર્યો કહેવાય એવી રીતે એ નયનો (નૈગમનો) પક્ષ છે.

૨ **સંગ્રહ નય**—સમ્ એટલે સમ્યક્ પ્રકારે જે ગ્રહણ કરાય,તે સંગ્રહ નય કહેવાય છે, એટલે જેનાથી અર્થનો વિષય પિંડિત થઇ એક જાતિમાં પ્રાપ્ત થાય, તે સંગ્રહ નય કહેવાય છે. આ સંગ્રહ નયમાં સામાન્યની માન્યતા છે; વિશેષની નથી, તેથી એ નયના વચનસામાન્યના અર્થવાળા કહેવાય છે. આ સંગ્રહ

નય સામાન્યરૂપ વડે સર્વ વસ્તુઓને પોતાનામાં અંતર્ગત કરે છે અર્થાત્ સામાન્ય જ્ઞાનનો વિષય કહે છે.

૩ **વ્યવહાર નય**—સંગ્રહ નયના ભેદક વિષયને દર્શાવનાર વ્યવહારનય કહેવાય છે. જેના દ્વારાએ સંગ્રહ નયના વિષયનો વ્યવહાર થાય તે વ્યવહાર નયના પણ બે પ્રકાર છે–૧. સામાન્ય સંગ્રહ નયનો ભેદક વ્યવહાર નય અને ૨ વિશેષ સંગ્રહનો ભેદક વ્યવહાર નય છે. હવે બે ભેદને માટે ઉદાહરણ કહે છે. સામાન્ય સંગ્રહભેદક વ્યવહાર નયનું ઉદાહરણ એવું છે કે, જીવ અને અજીવ એવા બે દ્રવ્ય છે. કોઇ કહેશે કે, જીવ અને અજીવ બન્ને પરસ્પર વિરૂદ્ધ ધર્મવાળા છે છતાં બન્નેની દ્રવ્ય સંજ્ઞા કેમ થઈ શકે ? તેના જવાબમાં સમજવાનું કે, દ્રવ્યનો અર્થ એવો છે કે, જે અનેક પર્યાયમાં પ્રાપ્ત થઇ જાય તે દ્રવ્ય અને તે પ્રમાણે જીવ અને અજીવ બન્ને સાધારણ દ્રવ્યપદથી ગ્રહણ કરાય છે. જેમ કે જીવના દેવ, મનુષ્ય, તિર્યંચ, નારકી વિગેરે પર્યાયો છે તેમ અજીવ સુવર્ણ, મૃત્તિકાદિ દ્રવ્ય પણ ઘટ, કુંડળ, શરાવ આદિ પર્યાયમાં પ્રાપ્ત થાય છે. જીવ અને અજીવ બન્નેના પર્યાયોમાં દ્રવ્ય અનુગત છે, માટે દ્રવ્ય એવું પદ જીવ અજીવ બન્નેને માટે સામાન્ય સંગ્રહભેદક વ્યવહાર નય સમજવો. બીજો ભેદ વિશેષ સંગ્રહભેદક વ્યવહાર નય કહ્યો છે તેનું તાત્પર્ય એવું છે કે, જીવ દ્રવ્યના સંસારી અને સિદ્ધ એવા બે ભેદ પાડતાં સામાન્યમાં વિશેષ વ્યવહાર નય થાય છે. આમાં પણ સંસારી જીવને સામાન્ય માની તેના દેવ, મનુષ્ય, તિર્યંચ વિગેરે વિશેષ ભેદ થઇ શકે. દેવને સામાન્ય ગણી વૈમાનિક વિગેરે ચાર ને વિશેષ વ્યવહાર કહેવાય. એવી રીતે ઉત્તરોત્તર વિવક્ષાને અનુસારે સામાન્ય વિશેષની ભાવના કરતા જવી જોઇએ. આ વ્યવહાર નયનું એવું પ્રયોજન છે કે, સામાન્ય સંગ્રહથી વ્યવહાર ચાલી શકતો નથી. કેમકે દ્રવ્યને પર્યાય વગર કેવળ દ્રવ્ય ગણવાથી લોક વ્યવહાર ચાલી શકતો નથી માટે 'દ્રવ્ય લાવો' એમ કહેવાથી એવી આકાંક્ષા જરૂર થાય છે કે, કયું દ્રવ્ય ? જીવ કે અજીવ ? જીવમાં પણ સંસારી કે સિદ્ધ ? સંસારીમાં મનુષ્ય, દેવ વિગેરે એમ ઉત્તરોત્તર પર્યાયો થઇ શકે. આજ રીતે સર્વત્ર સામાન્ય વિશેષભાવની વ્યવસ્થા સમજી લેવી.

૪ **ઋજુસૂત્ર નય**—આ નયમાં સૂત્ર શબ્દનો અર્થ વ્યવહાર અથવા પ્રવૃત્તિ પણ થાય છે. એટલે ઋજુ–સરલ છે, વ્યવહાર–પ્રવૃતિ જેમાં તે ઋજુસૂત્ર નય કહેવાય છે. નરજાતિ, નારીજાતિ અને નપુંસક જાતિ, એ જુદી જુદી જાતિવાળા અને એકવચન, દ્વિવચન અને બહુવચન એ ત્રણ વચનવાળા શબ્દોથી તે નય એકજ વસ્તુને જણાવે છે. જેમકે **तट** શબ્દથી "**तटः तटी, तटम्**" એ ત્રણે જાતિ અને **गुरु** શબ્દથી "**गुरुः गुरू गुरवः**" એ ત્રણ વચનો–તે જાતિ અને વચનથી એકજ વસ્તુ છે, એમ એ નય દર્શાવે છે.

તેમ ઋજુસૂત્ર નય ઇંદ્ર વિગેરેના નામ સ્થાપના વિગેરે જે નિક્ષેપ ભેદ છે, તેને જુદા જુદા માને છે, **અને જે નય આગળ કહીશું**, તે અતિ શુદ્ધ હોવાથી જાતિ અને વચનના ભેદથી વસ્તુનો ભેદ માને છે અને નામ, સ્થાપના અને દ્રવ્ય–એ ત્રણ નિક્ષેપોને માનતા નથી. આ પ્રમાણે ઋજુસૂત્ર નયની પ્રરૂપણા છે.

વિશેષ જે નયથી વર્તમાન પર્યાય માત્ર જે ગ્રહણ કરવામાં આવે તેને ઋજુસૂત્ર નય કહેવાય છે, જેમકે દેવને દેવ અને મનુષ્યને મનુષ્યરૂપે.

**૫ શબ્દનય**—અર્થને ગૌણપણાથી અને શબ્દને મુખ્યપણાથી જે માનવામાં આવે, તે શબ્દ નય કહેવાય છે. આ નય વર્તમાન વસ્તુને ઋજુસૂત્રથી વિશેષ માને છે. પુલિંગ, સ્રીલિંગ અને નપુંસક લિંગ એ ત્રણ જાતિ ભિન્ન હોવાથી તેની વાચ્યતા તે નય ભિન્ન માને છે. વળી તે એકવચન, દ્વિવચન અને બહુવચન–એ વચનના ભેદને લઇને અભિધેય–અર્થમાં પણ ભેદ માને છે. આકાશપુષ્પની જેમ કાર્યસાધક ન હોવાથી નામ, સ્થાપના અને દ્રવ્ય નિક્ષેપને તે નય માનતો નથી, આ નય પાછળના નયથી શુદ્ધ હોવાને લઇને વિશેષપણે મનાય છે. સમાન લિંગ તથા વચનવાળા ઘણા શબ્દનો એકજ અભિધેય શબ્દનય માને છે, જેમ ઇંદ્રને શક્ર, પુરંદર વિગેરે નામથી કહે છે, તે શબ્દનય છે.

**૬ સમભિરૂઢ નય**—એક વસ્તુનું સંક્રમણ જ્યારે બીજી વસ્તુમાં થાય ત્યારે તે વસ્તુ અવસ્તુ થઇ જાય છે. આ મત સમભિરૂઢ નયનો છે. આ નય એવું માને છે કે, વાચકના ભેદથી વાચ્ય–અર્થનો પણ ભેદ થાય છે. જેમ કે ઇંદ્ર એ શબ્દરૂપ વસ્તુનું સંક્રમણ શક્ર શબ્દમાં થાય, ત્યારે ઇંદ્રવાચક શબ્દ જુદો થાય છે, એટલે ઇંદ્ર શબ્દનો અર્થ ઐશ્વર્યવાળો, **શક્ર** શબ્દનો અર્થ શક્તિવાળો અને **પુરંદર** શબ્દનો અર્થ શત્રુના નગરનો નાશ કરનારો થાય છે. તે બધા શબ્દો ઇંદ્રવાચક છે, પણ તેના વાચ્ય–અર્થ જુદાં જુદાં હોવાથી તે જુદા જુદા છે, એમ સમભિરૂઢ નય માને છે.

**૭ એવંભૂત નય**—એવંભૂત નય જે વખતે જે ક્રિયા જે પરિણામને પામેલી હોયતે પરિણામની સ્થિતિને માન્ય રાખે છે. જેમકે રાજા જ્યારે સિંહાસને બેઠો હોય છત્ર ચામરે કરીને સંયુક્ત હોય ત્યારે તેને રાજા કહે પણ સામાન્ય મનુષ્યની સ્થિતિમાં હોય ત્યારે તેને રાજા કહે નહિ. સમભિરૂઢ અને એવંભૂત એ બેમાં એવો ભેદ જણાય છે કે, સમભિરૂઢ તો રાજા શબ્દના અર્થથી તેને ગમે તે વખતે રાજા તરીકે ગ્રહણ કરે અને એવંભૂત નય તો રાજા પણાના સાહિત્ય રૂપ ક્રિયામાં જ્યારે પરિણુત હોય ત્યારે રાજા કહે છે

પણ સ્નાન કરતા હોય અને કાંઇ રાજા પણાનું ચિન્હ ન હોય ત્યારે રાજા કહે નહિ. મતલબ કે જેમાં ક્રિયાનું પ્રધાનપણું હોય તેને એવંભૂત નય માન્ય રાખે છે અને જાતિ. ગુણ, સંજ્ઞા, દ્રવ્ય તથા ક્રિયા એમ પાંચ પ્રકારે જે શબ્દની પ્રવૃતિ કહેલી છે તે તો કેવળ વ્યવહાર નયથીજ છે. પણ નિશ્ચય નયથી નથી એવું આ નયનું માનવું છે. તાત્પર્ય એવું છે કે શબ્દની તો ક્રિયા વાચકતાને અનુસાર પ્રવૃતિ હોવી જોઈએ કારણ કે ઇંદ્ર ઐશ્વર્યયુક્ત હોય છે છતાં જ્યારે તે ઐશ્વર્યનો અનુભવ કરતો હોય ત્યારેજ તેને ઇંદ્ર કહી શકાય.

શ્રી અનુયોગદ્વારમાં સાત નયના સ્વરૂપનું દ્રષ્ટાન્ત કહ્યું છે તે આ પ્રમાણે– કોઇ માણસને બીજા માણસે પૂછયું કે તમે કયાં રહો છો? ત્યારે તેણે જવાબ દીધો કે હું લોકમાં રહું છું. ત્યારે ફરીથી પૂછયું કે લોક ત્રણ છે તેમાંથી કયા લોકમાં રહો છો ત્યારે શુદ્ધ નૈગમ નયથી કહ્યું જે તીર્ચ્છા લોકમાં રહું છું. તીર્ચ્છા લોકમાં ઘણા દ્વીપ સમુદ્ર છે તેમાંથી કયા દ્વીપમાં રહો છો? ત્યારે વિશુદ્ધ નૈગમ નયથી કહ્યું જે હું જંબૂદ્વીપમાં રહું છું. જંબૂદ્રીપમાં ઘણાં ક્ષેત્ર છે તેમાંથી કયા ક્ષેત્રમાં રહો છો. ત્યારે અતિ શુદ્ધ નૈગમનયથી કહ્યું જે ભરતક્ષેત્રમાં રહું છું. ભરતક્ષેત્રમાં ૬ ખંડ છે તેમાંથી કયા ખંડમાં રહો છો? ત્યારે કહ્યું જે મધ્ય ખંડમાં રહું છું. એમ અનુક્રમે પૂછતાં અમુક દેશ અમુક નગર અને અમુક ઘરમાં રહું છું એમ કહ્યું ત્યાં સુધી નૈગમનય જાણવો. નૈગમનયની માફક વ્યવહારનય પણ જાણવો. હું જ્યાં આસન કે શય્યાપર બેઠો વા સૂતો છું ત્યાં તેટલામાં રહું છું એ વચન સંગ્રહ નયનું જાણવું. ઋજુસૂત્ર નયવાળો કહે કે હું જે આકાશ પ્રદેશમાં અવગાઢ છું તેજ આકાશ પ્રદેશમાં રહું છું, શબ્દાદિ ત્રણ નયો કહે છે કે અમે અમારા સ્વભાવમાં રહીએ છીએ એ પ્રમાણે નયોનું સ્વરૂપ હે પ્રભુ! તમોએ કહ્યું છે. નયોનું સ્વરૂપ હે પ્રભુ! તમારાજ દર્શનમાં છે. તમો જેવું સ્વરૂપ નયોનું દર્શાવો છો તેવું સ્વરૂપ બીજા કોઇ દર્શનમાં નથી માટે તમારૂં અપૂર્વ જ્ઞાન છે. ૨

**સર્વ નયોને સદ્દહે, તે સ્યાદ્વાદી કહાય;**
**એકજ નય ઉત્થાપતાં, મિથ્યા દ્રષ્ટિ થાય. ॥ ૩ ॥**

એ સાત નયોનો જેમ પ્રભુજીએ દશાવ કર્યો છે તે પ્રમાણેજ યથાર્થ સદ્દહે એટલે ચિત્તમાં શ્રદ્ધા કરે અને અંતરંગ રાગ સહિત નિઃશંક પણે સત્ય માને તે હે પ્રભુ! સ્યાદ્વાદ માર્ગી કહેવાય છે, કેમકે તમોએ જેવો માર્ગ કહ્યો તેવો માર્ગ ગ્રહણ કરનાર તે કહેવાય, અને એ સાત નયોમાંથી એક પણ નયને અથવા એક નયના એક અંશને પણ ઉત્થાપે એટલે વિપરીત માને તેને હે પ્રભુ! તમો

મિથ્યાદ્રષ્ટિ કહો છો તેથી હે પ્રભુ ! હું તમારી પાસે સ્યાદ્વાદ માર્ગી પણું માગું છું તે મને આપો. ૩

**મુખ્ય પણે સાતજ કહ્યા, વિસ્તારે નયઅસંખ;**
**જે જે અપેક્ષાએ વચન, તે નય જિનજી કહંત. ॥૪॥**

હે પ્રભુ ! તમોએ મુખ્ય પણે સાતજ નય કહ્યા છે, તેમાં એક એક નયના સો સો ભેદ પણ કહ્યા છે, તેમજ વિસ્તારથી તો અસંખ્ય નય પણ કહ્યા છે. કારણકે જે જે અપેક્ષાએ વચન બોલવામાં અથવા ચિંતવવામાં આવે તે તે નય કહેવાય છે. દરેક વસ્તુમાં અનંત ધર્મ રહ્યા છે તો તે તે ધર્મની મુખ્યતા રૂપ અપેક્ષાએ જે જે વસ્તુ બોલીએ તે તે અપેક્ષાને નય કહેવામાં આવે છે. પણ જે જે અપેક્ષાએ વચન બોલાય તેમાં બીજી અપેક્ષાએ નય ચિતમાં ન હોય તો તે દુર્નય કહેવાય. જેમકે નિશ્ચય નયનો પક્ષ લઇને વ્યવહાર નય ઉત્થાપે અને વ્યવહાર નયનો પક્ષ લઈ નિશ્ચય નય લક્ષ્યમાં ન રાખે તો તેને તમો મિથ્યાદ્રષ્ટિ કહો છો. માટે મને તો યથાર્થ જે જે નયે તમે માર્ગ કહ્યો હોય તેવી શ્રદ્ધા યથાર્થ રહે એમ માગું છું. ૪

**અનુપમ નયનો માર્ગ તે, આપો છો જગ માંહિ.**
**જો મુજને આપો પ્રભુ, ખામી નહિ મનમાંહિ; ॥૫॥**

અનુપમ એટલે જગતમાં જેની ઉપમા નથી એવો નયનો માર્ગ છે. જગતમાં જે ધર્મો છે તે એકાન્ત માર્ગી છે, અને હે પ્રભુ ! તારો અનેકાન્ત માર્ગ છે. તે નયમાર્ગથી સમજાય છે, અને નયે કરી સત્ય વચન બોલી શકાય છે. જેમકે જે સમયે જે કાર્ય થાય છે, તે સમયે તે બોલી શકાતું નથી, કારણ જે બોલતાં અને સાંભળતાં અસંખ્ય સમય થાય છે, વર્તમાન ભાવ જે છે તે બોલતાં અતીત થાય છે, પણ નયની અપેક્ષા લઇ તે બોલવામાં બોલવાનું દૂષણ ટળી જાય છે એવું અદ્દભૂત જ્ઞાન હે પ્રભુ ! તમો જગતમાં વિચરીને આપો છો. વળી તે જ્ઞાન ગણધર મહારાજે આગમમાં ગુંથ્યું છે, તે આગમથી જ્ઞાન થાય છે, તે પણ તમારૂં આપેલું જ્ઞાન છે તે હે પ્રભુ ! તમે મને આપો એટલે હે પ્રભુ ! તમો જો એ નય જ્ઞાનનેજ યથાર્થ આપો તો પછી મારા આત્મામાં કલ્યાણની કંઇપણ ખામી રહે નહિં. એ સ્યાદ્વાદ જ્ઞાન આપો તો પછી અવશ્ય તમોએ કહેલા મારા આત્માના ગુણ પ્રગટ થાય સાર એટલોજ છે કે હે પ્રભુ ! તમોએ બતાવેલા નયમાર્ગના જ્ઞાન પ્રમાણે વર્તાય એજ ભાવના ભાવું છું.

## ૮ શ્રી चंद्रप्रभस्वामिनुं चैत्यवंदन.



ચંદ્રપ્રભુ જિન આઠમા,[1]અષ્ટકર્મ કરી નાશ;
અષ્ટમગતિમય આતમા, અષ્ટ મહાસિદ્ધિ પાસ ॥૧॥
અષ્ટાંગયોગ ઉપદેશતા, અષ્ટદ્રષ્ટિનો સાર;
આઠ બુદ્ધિ પ્રભુ આપતા, અષ્ટમગતિ દાતાર ॥૨॥
અષ્ટઆતમા ભાખીયા, ભગવતિજી મોઝાર;
અષ્ટ પક્ષ ભાખીયા, સ્યાદ્વાદનો સાર ॥૩॥
સિદ્ધ આઠ ગુણ પામીયા, તે આપો મહારાજ;
તુજ સેવામાં થાપીયા, તેને દે શીવરાજ ॥૪॥
તુજ ગુણ ગાવા આવીયો, શક્તિ વિના મહારાજ;
શક્તિ પ્રભુ તમે આપજો, અનુપમ જ્ઞાન મહારાજ ॥૫॥

---

**સંક્ષિપ્તાર્થઃ—**

હે આઠમા શ્રી ચંદ્રપ્રભ જિનેશ્વર ! તમોએ જ્ઞાનાવરણીય–દર્શાનાવરણીય–વેદનીય–મોહનીય–આયુષ્ય–નામ–ગોત્ર અને અંતરાય એ આઠ કર્મનો વિનાશ કરીને તમારો આત્મા આઠમી ગતિવાળો એટલે આઠમી મોક્ષ ગતિવાળો થયો, અને આઠ મહાસિદ્ધિઓ ૧ આણિમા–૨ મહિમા–૩ ગરિમા–૪ લઘિમા–૫ પ્રાપ્તિ–૬ પ્રાકામ્ય–૭ ઇશિતા–૮ વશીત્વ (એ આઠ સિદ્ધિ) તમારી પાસમાં આવેલી છે ( આ ગાથામાં આઠમી ગતિ મોક્ષ કહી તો બીજી સાત ગતિઓ બીજી ગાથામાં કહેવાશે ). ૧

યમ–નિયમ–પ્રાણાયમ–આસન–પ્રત્યાહાર–ધારણા–ધ્યાન અને સમાધિ એ આઠ યોગનાં અંગ છે તેનો તમોએ ઉપદેશ કર્યો છે એટલે તમોએ યોગનાં આઠ અંગ કહ્યાં છે, તથા મિત્રા–તારા–બલા–દીપ્રા–સ્થિરા–કાન્તા પ્રભા–અને પરા એ આઠ દૃષ્ટિઓ યોગની છે તેનો સાર પણ તમે કહ્યો છે, તથા શુશ્રુષા શ્રવણ–ગ્રહણ–ધારણા–ઊહ–અપોહ–અર્થજ્ઞાન અને તત્ત્વજ્ઞાન એ આઠ બુદ્ધિના ગુણ છે તે આપ જગતના જીવોને આપો છો. તથા આઠ ગતિ મનુષ્યગતિ–મનુષ્યિણીગતિ–તિર્યંચગતિ–તિર્યંચીગતિ–દેવગતિ–દેવીગતિ–નારકગતિ અને [illegible]-ગતિ એ આઠ ગતિ છે તેમાંની આઠમી જે મોક્ષગતિ તેને આપનારા છો. ૨

---

૧ આ ભગવાન આઠમા છે માટે આઠ આઠ વસ્તુદ્વારા સ્તુતિ કરી .

દ્રવ્ય આત્મા—કષાય આત્મા—યોગ આત્મા—જ્ઞાન આત્મા—દર્શન આત્મા—ઉપયોગ આત્મા—ચારિત્ર આત્મા—અને વીર્ય આત્મા એ આઠ આત્મા તમોએ શ્રી ભગવતિજી સૂત્ર જે પાંચમું અંગ તેમાં કહ્યા છે. તથા નિત્ય—અનિત્ય—એક—અનેક —સત્—અસત્—વક્તવ્ય—અને અવક્તવ્ય એ આઠ પક્ષ કે જે સ્યાદ્વાદ માર્ગનો સાર છે તે હે પ્રભુ આપે કહ્યો છે. ૩

સિદ્ધના આઠ ગુણ તે અનંતજ્ઞાન—અનંત દર્શન—અનંત સુખ—અનંત ચારિત્ર —અક્ષય સ્થિતિ—અરૂપીત્વ—અગુરૂલઘુત્વ અને અનંતવીર્ય. એ આઠ સિદ્ધ પરમાત્માના ગુણ જે આઠ કર્મના ક્ષયથી ઉત્પન્ન થયા છે તે હે પ્રભુ! તમો પામ્યા છો, તે આઠ સિદ્ધના ગુણ મને પણ પ્રાપ્ત કરાવો. હે મહારાજ! એટલે સર્વ જગતના રાજા ધર્મરાજા એ આઠ ગુણ મને આપો. તમારી સેવા જે જે જીવો કરે છે તેને તમો શીવરાજ એટલે મોક્ષનું રાજ્ય આપો છો એમ જાણી હું પણ તમારી પાસે મોક્ષનું રાજ્ય માગું છું. ૪

હે જગતના મોટા ધર્મરાજા શ્રી ચંદ્રપ્રભ જિનેશ્વર! મારામાં તેવી યથાર્થ શક્તિ નથી તો પણ હું તારા ગુણ ગાવા માટે આવ્યો છું તે અનંત ગુણ ગાવાની શક્તિ અને તે શક્તિ જેનાથી ઉત્પન્ન થાય છે એવું અનુપમ એટલે ઉપમા રહિત શ્રી કેવળજ્ઞાન મને આપજો (અહિં **અનુપમ** એ શબ્દથી કર્તાએ પોતાનું અનુપચંદ્ર નામ પણ સૂચવ્યું છે.) ૫

---

**વિસ્તારાર્થઃ—**

**ચંદ્રપ્રભુ જિન આઠમા, અષ્ટ કર્મ કરી નાશ;**
**અષ્ટમગતિમય આતમા, અષ્ટ મહાસિદ્ધિ પાસ ॥૧॥**

હે ચંદ્રપ્રભુ જિન એટલે રાગદ્વેષને જીતનાર આઠમા તીર્થંકર ભગવાન! આઠ કર્મ જે જ્ઞાનાવરણીય વિગેરે તેનો નાશ કરી અનંતજ્ઞાનાદિ ગુણ પ્રગટ કર્યા જેથી અનંત જીવ અજીવ પદાર્થ છે, તથા પદાર્થમાં એક એક દ્રવ્યમાં અનંત અનંત ગુણ રહ્યા છે, અને એકએક ગુણના અનંત અનંત પર્યાય રહ્યા છે તે સર્વ હે પ્રભુ ! તમો એક સમયમાં જાણો છો એવું આશ્ચર્યકારી તમારૂં જ્ઞાન છે. એ જ્ઞાન ગુણ વિશેષ ઉપયોગરૂપ છે, અને દર્શનગુણ સામાન્ય ઉપયોગરૂપ છે, તે દર્શનગુણ દર્શનાવરણીય કર્મનો ક્ષય થવાથી પ્રગટ થાય છે. મોહનીયકર્મનો ક્ષય કરી ક્ષાયિક સમકિત અને આત્મગુણમાં સ્થિર રહેવારૂપ ક્ષાયિક ચારિત્રગુણ પ્રગટ કર્યો છે. જ્યાંસુધી જીવ કર્મ સહિત છે ત્યાંસુધી આત્માના સર્વ પ્રદેશ ઉષ્ણઉદક એટલે ઉકળતા પાણીની જેમ હાલી રહ્યા છે તે જ્યારે કર્મ રહિત થાય છે ત્યારે સ્થિર થાય છે—નિર્વિકલ્પ દશા

પ્રગટ થાય[1] છે. એજ આત્માનો ચારિત્ર ગુણ છે. એ ગુણ તમારો સદાકાળ અવસ્થિત છે, તે તમારા ગુણગ્રામ કરવાથી મને પ્રગટે અને મારો આત્મા સ્થિર થાય એમ હું માગું છું. અંતરાય કર્મ ક્ષય થવાથી સ્વાભાવિક દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય એ પાંચે ગુણ પ્રગટ થયા છે. નામકર્મ ક્ષય થવાથી અરૂપી ગુણ પ્રગટ થયો છે. ગોત્ર કર્મ ક્ષય થવાથી અગુરૂ લઘુ ગુણ પ્રગટ થયો છે. વેદનીય કર્મનો ક્ષય થવાથી અવ્યાબાધ ગુણ એટલે પીડા રહિતપણું તેરૂપ અનંતસુખ પ્રાપ્ત થયું છે. આયુષ્ય[2] કર્મ ક્ષય થવાથી અક્ષય સ્થિતિ પામ્યા છો. એ રીતે આઠકર્મનો ક્ષય કરવાથી આપ આઠગુણને પામ્યા છો. ગુણ તો અનંતા પ્રગટ થયા છે, પણ તે મારી અલ્પમતિથી કહી શકાય નહિં માટે મુખ્ય આઠ ગુણ કહ્યા છે.

એ આઠ ગુણો પ્રગટ થવાથી અષ્ટમગતિમય આત્મા એટલે તમારો આત્મા આઠમી ગતિ જે મોક્ષગતિ તે મય એટલે સહિત થયો છે. આઠગતિનાં નામ આ પ્રમાણે—મનુષ્ય પુરૂષ–મનુષ્ય સ્ત્રી–તિર્યંચ પુરૂષ–તિર્યંચ સ્ત્રી–દેવ પુરૂષ–દેવ સ્ત્રી–અને નારકી નપુંસક એ સાત ગતિ મૂકીને આઠમી જે મોક્ષગતિ તેને તમો પામ્યા છો, તેથી તમારો આત્મા સિદ્ધમય થયો છે. કોઈ પ્રકારની કસર નથી.

હવે આઠ મહાસિદ્ધિ પાસ એટલે નજીક કરી છે તે આઠ સિદ્ધિનાં નામ આ પ્રમાણે:—

૧ **અણિમા**—જે લબ્ધિવડે નાનામાં નાનું કુંથુઆથી પણ નાનું શરીર બનાવી શકાય તે અણિમા નામની મહાસિદ્ધિ મુનિવરોને તપશ્ચર્યાદિના ગુણથી ઉત્પન્ન થાય છે. બીજી પણ સિદ્ધિઓ તપશ્ચર્યાથી ગુણપ્રત્યયપણે ઉત્પન્ન થાય છે. દેવને એ શક્તિ ભવપ્રત્યયથી છે. એ શક્તિથી પર્વતાદિમાંથી અપ્રતિઘાતપણે પ્રવેશ નિર્ગમનાદિ કરી શકે.

૨ **મહિમા**—જે શક્તિવડે મોટામાં મોટું રૂપ ૧ લાખજોજન જેવડું બનાવી શકાય. મેરૂપર્વતથી પણ મોટું રૂપ બનાવી શકાય.

૩ **લઘિમા**—જે શક્તિવડે વાયુથી પણ હલકું શરીર બનાવી શકાય.

૪ **ગરિમા**—જે શક્તિવડે વજ્રથી પણ ભારે શરીર બનાવી શકાય.

૫ **પ્રાપ્તિ**—જે શક્તિવડે જમીનપર રહ્યા છતાં પોતાની અંગુળી મેરૂપર્વતની ટોચે પહોચાડી શકે તે.

---

૧ આત્મપ્રદેશોના પ્રકંપનું કારણ યોગ છે પણ કર્મની સત્તા નથી. અહિં પ્રકંપનું કારણ જીવનું સકર્મકત્વ ગણ્યું છે તે કર્મ યોગપ્રવૃત્તિવિશિષ્ટ કર્મબંધ જાણવું. અન્યથા કર્મ તો ૧૪ મે ગુણસ્થાને પણ છે ત્યાં અપ્રકંપ અવસ્થા છે. ૨–અહિં આઠકર્મ જે કહ્યાં છે તે અનુક્રમે છે એમ ન જાણવું. પ્રરૂપણા અનાનુપૂર્વીએ પણ થઈ શકે માટે દોષરૂપ નહિં.

૬ **પ્રાકામ્ય**—જે શક્તિવડે સ્થલની માફક જલમાં ચાલી શકે તે.

૭ **ઇશિત્વ**—જે શક્તિવડે ત્રણે લોકની ઋદ્ધિ કરવી હોય તો કરી શકે. અર્થાત્ ઇંદ્ર કરતાં પણ મહાન ઋદ્ધિ પ્રાપ્ત કરી શકે તેમજ અંબડ તાપસવત્ તીર્થંકરની ઋદ્ધિ પણ કરી શકે.

૮ **વશીત્વ**—જે શક્તિવડે સર્વ જીવોને–ઇન્દ્રોને પણ પોતાની આણામાં રાખી શકે તે.

એ આઠ શિવાય બીજી પણ અનેક સિદ્ધિઓ છે. જેમ કોઇ દેખે નહિ તે અદૃશ્યત્વ, એકને બદલે અનેક થાય તે અનેકત્વ ઇત્યાદિ અનેક સિદ્ધિઓ મુનિને તપબળથી ઉત્પન્ન થાય છે. તે સર્વ સિદ્ધિઓ હે પ્રભુ! તમોએ પ્રાપ્ત કરેલી છે. કયા કર્મના ક્ષયાદિકથી એ લબ્ધિઓ ઉપજે છે? તેના જવાબમાં જાણવાનું કે વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમથી અને ક્ષયથી એ સિદ્ધિઓ પ્રગટ થાય છે. આત્મવીર્ય જેમ જેમ નિરાવરણ થતું જાય છે તેમ તેમ આત્મશક્તિઓ પ્રગટ થતી જાય છે. એ સિદ્ધિઓ તે આત્મશક્તિજ છે. હે પ્રભુ! તમને તો ક્ષાયિકભાવે વીર્ય પ્રગટ થયું છે તેથી તમને તો અનંત સિદ્ધિઓ–લબ્ધિઓ સંપૂર્ણપણે પ્રાપ્ત થઇ છે. એ અષ્ટમહાસિદ્ધિરૂપ શક્તિઓ આપની પાસેજ એટલે આપના આત્મામાંજ રહી છે. પણ આપ શરીર રહિત છો અને શક્તિઓ ફેરવવી તે પૌદ્ગલિક ભાવ છે એમ જાણી આપ તે શક્તિઓ ફેરવતા નથી. જેમ ચક્રવર્તિના નવ નિધાનની નવ પેટીઓ કોઇએ ઉઘાડી નથી અને ઉઘાડશે પણ નહિં તોપણ ચક્રવર્તિ શક્તિવંત અને નવનિધિનો ધણી કહેવાય તેમ આપ પણ અષ્ટમહાસિદ્ધિના ધણી છો અને તે આપની પાસેજ છે. અને શક્તિવાન છો પણ પરભાવમાં વર્તવું નથી તેથી સિદ્ધિઓ ફેરવ્યા વિના સદાકાળ નિજસ્વભાવમાં રહ્યા છો એજ આપના આત્માનો સ્વભાવ પ્રગટ થયો છે. ૧

**અષ્ટાંગ યોગ ઉપદેશતા, અષ્ટદ્રષ્ટિનો સાર;**
**આઠબુદ્ધિ પ્રભુ આપતા, અષ્ટમગતિ દાતાર. ૨**

**અર્થ**:—અષ્ટાંગ યોગ એટલે યોગનાં આઠ અંગ તે **યમ–નિયમ–પ્રાણાયામ–આસન–પ્રત્યાહાર–ધારણા–ધ્યાન** અને **સમાધિ** એ યોગનાં આઠ અંગ છે તે મોક્ષમાર્ગનાં સાધન છે. એ આઠ અંગનું સ્વરૂપ શ્રીહરિભદ્રસૂરિજી મહારાજે 'યોગદ્રષ્ટિસમુચ્ચય' નામના ગ્રંથમાં કહ્યું છે. તેનું કંઇક સ્વરૂપ લખું છું.

૧ **યમ**—પ્રાણાતિપાતની વિરતિ–મૃષાવાદની વિરતિ–અદત્તાદાનની વિરતિ બ્રહ્મચર્ય અને પરિગ્રહથી વિરતિ એ પાંચ મહાવ્રતોનું સમ્યક્ પ્રકારે પરિપાલન કરવું. એ મહાવ્રતોમાં રહી વિશેષ વર્તના (યોગની વિશેષ પ્રવૃત્તિ) કરવી.

૨ **નિયમ**:—આ યોગના પાંચ પ્રકાર છે. ૧ **શૌચ** એટલે અતિચાર રહિત વ્રત પાળવાં, ૨ **સંતોષ** એટલે જડ પદાર્થોની તૃષ્ણાનો ત્યાગ કરવો. ૩ **તપ** એટલે ૬ અભ્યન્તરતપ અને ૬ બાહ્યતપ મળી ૧૨ પ્રકારની તપશ્ચર્યા કરવી તે પણ કર્મ ખપાવવાને અર્થે કરવી પરન્તુ પૌદ્ગલિક સુખને અર્થે ન કરવી. ૪ **સ્વાધ્યાય** તે પાંચ પ્રકારનો છે. ૧ **વાચના** એટલે ગુરૂપાસે ભણવું અથવા શિષ્યાદિકને ભણાવવું. ૨ **પૃચ્છના** એટલે સંશય પડે તો ગુરૂ આદિકને પ્રશ્ન પૂછવો અથવા વિશેષ સમજવાને માટે પ્રશ્ન કરવા પણ કુતર્ક કરવા નહિં. ૩ **પરાવર્તના** એટલે પ્રથમ જે ભણેલું હોય તેને સંભારી રાખવા માટે ફરીથી ગણી જવું. ૪ **અનુપ્રેક્ષા** એટલે જે ભણ્યા હોય તેનું તત્ત્વ વિચારવું, અને ભાવના કરવી કે અહો આવું સ્વરૂપ શ્રી ભગવંતે પ્રરૂપ્યું છે. ૫ **ધર્મકથા** જે ભણ્યા હોય ત સંબંધિ ધર્મનો ઉપદેશ દેવો, ચર્ચા કરવી એ પોતાના અને પરના હિતને અર્થે કરવી, પણ જેમાં પોતાના આત્માને અને પરને ક્લેશ ઉપજે એવો વિતંડાવાદ કંઠશોષસરખો ન કરવો તે ધર્મકથા કહેવાય. શ્રી અષ્ટકજીમાં હરિભદ્રસૂરિ મહારાજે કહ્યું છે કે "ધર્મવાદ કરવો કંઠશોષ થાય તેમ ન કરવું" એ પ્રમાણે સ્વાધ્યાયના પાંચ ભેદ કહ્યા. તથા ૫ **ઇશ્વરધ્યાન** એટલે શ્રી પરમાત્માનું ધ્યાન કરવું. શ્રી પરમાત્માના ગુણમાં મનવચન અને કાયાની એકાગ્રતા કરવી. બીજામાં યોગ ન વર્તે તે ધ્યાન કહેવાય. એ રીતે પાંચ પ્રકારનો નિયમ નામે યોગ જાણવો.

૩ **આસન**—એટલે ધ્યાન કરતી વખતે બેસવા તથા ઉભા રહેવાની વિધિ–આકારને આસન કહે છે તે આસનનો જય કરવો. આસનનો અભ્યાસ કરી જય કર્યો હોય તો સ્થિર આસનથી ધર્મસાધન થઇ શકે, કાયયોગની ચપલતા મટે, અને તેથી નિર્વિકલ્પપણે નિર્વિઘ્નપણે ધર્મસાધન કરી શકે.

૪ **પ્રાણાયામ**—એટલે વ્યવહારથી શ્વાસોશ્વાસનું રોકવું તેના ૩ પ્રકાર છે. ૧ **રેચક** તે શ્વાસને બહાર કાઢવો, ૨ **પૂરક** તે શ્વાસને પૂરવો અને ૩ **કુંભક** તે શ્વાસને સ્થિર રાખવો એ ૩ પ્રકારનો પ્રાણાયામ અભ્યાસ કરવાથી બની શકે છે એનું સવિસ્તર સ્વરૂપ યોગશાસ્ત્રમાં કહ્યું છે, એનું ફળ કાયા-નિરોગી થાય છે અને કાળનું જ્ઞાન થાય છે એમ કહ્યું છે, પણ એ પ્રાણાયામથી આત્મગુણનો લાભ કહ્યો નથી. એ અભ્યાસને હઠસમાધિ કહી છે. પાતાંજલ યોગશાસ્ત્રમાં પણ એમજ કહ્યું છે.

નિશ્ચય પ્રાણાયામ તો યોગદ્રષ્ટિની સઝાયમાં બાહ્યભાવને એટલે અનાદિના જડપદાર્થને મ્હારા માની સુખ માન્યું છે, સદાકાળ જડવૃત્તિની ઇચ્છા બની રહી છે, વિચારો પણ જડસુખના બની રહ્યા છે, ધન સ્ત્રી પુત્રની કામના થઈ રહી છે, અહંકારમાં ગરકાવ થઇ રહ્યો છે, તેના મદે કરી આત્માનો શું ધર્મ

તે જાણતો નથી. આત્માનો ધર્મ પ્રગટ કરવાના કારણ રૂપ વ્યવહાર ધર્મ તે પણ વિપરીતપણે વર્તી રહ્યો છે. એવા અનેક પ્રકારના બાહ્યભાવ જીવ અનાદિ કાળથી કરતો આવ્યો છે તે બાહ્યભાવનો રેચક કરવો એટલે જડભાવનો ત્યાગ કરવો તે **ભાવરેચક** કહેવાય. અને ફરીથી એવા બાહ્યભાવ આવે નહિ એવી દશા કરવી તથા પૂરક એટલે પૂરવું તે અંતરંગ ભાવ જે આત્માનાં લક્ષણ, આત્માનો સ્વભાવ તથા આત્માના ગુણ પર્યાય, આત્માનું અવિનાશીપણું, આત્માનું અનાહારીપણું, અક્ષયપણું, નિર્વિષયપણું, નિષ્કામીપણું, નિર્વિકલ્પપણું, સહજપણું, સમાધિપણું, નિર્મોહીપણું, નિર્મદપણું આદિ જે અનેક આત્માના સ્વાભાવિક ગુણ તેને આત્મામાં પૂરવા તે **ભાવપૂરક** નિશ્ચયથી કહેલ છે. તથા એ રીતે ભાવપૂરક કરવાથી આત્માની સ્વગુણમાં સ્થિરતા થાય, પરભાવની ચલાચલતા મટે, નિજસ્વભાવમાં આનંદીપણુંજ રહે, જગતના સુખમાં ચિત્ત ન જાય, સહજાનંદમાંજ મગ્ન રહે તે નિશ્ચયકુંભક અથવા **ભાવકુંભક** કહ્યો છે. એ રીતે ૩ પ્રકારનો નિશ્ચયપ્રાણાયામ કહ્યો.

૫ **પ્રત્યાહાર**—એ યોગનું પાંચમું અંગ છે. ઇન્દ્રિયો વિષયમાં જોડે નહિ, વિષયો ઉપશાન્ત થાય, વિષયની ઇચ્છા થાય નહિ, વિષયથી ઉદાસીનવૃત્તિ બની જાય, એવી દશા વર્તે ત્યારે પ્રત્યાહાર યોગ કહેવાય.

૬ **ધારણાયોગ**—શ્રી વીતરાગ ભગવાનના આગમનો ગુરૂ પાસે જે બોધ કર્યો છે તે બોધની ધારણાથી ( સ્મૃતિથી ) આત્મસ્વરૂપનું તથા શાસ્ત્રસ્વરૂપનું ચિંતવન કરવામાં સદા તત્પર રહેવું, એજ વર્તનાનું ( આત્મપ્રવૃત્તિનું ) ચિંતવન કરવું. તે ધારણા યોગ છે.

૭ **ધ્યાન**—ધ્યાન ચાર પ્રકારનાં છે. ૧ આર્ત્તધ્યાન એટલે આ સારૂં છે તે મને પ્રાપ્ત થાય તો ઠીક, આ નરસું છે તે ન મલે તો ઠીક, રૂદન કરવું, ચિંતા કરવી, શોક કરવો ઇત્યાદિ આર્ત્તધ્યાનનો ત્યાગ કરવો, તથા ૨ રૌદ્રધ્યાન તે અમુકને મારી નાખું, અમુકનું બગાડી નાખું ઇયાદિ ક્રૂર પરિણામવાળા વિચારો કરવા તે રૌદ્રધ્યાન તેનો પણ ત્યાગ કરી ત્રીજું ધર્મધ્યાન ધ્યાવવું એટલે મનવચન કાયાની એકાગ્રતા કરીને પરમાત્માદિક ધ્યેયને વિષે લીનતા કરવી તેમના ગુણમાં લીન થવું. એથી આત્મા સ્થિર થાય એ ત્રીજું ધર્મધ્યાન કરવું. પછી આત્માની વિશેષ વિશુદ્ધિ થયે શુકલધ્યાન ચોથું ધ્યાવવું. શુકલધ્યાનનું સ્વરૂપ અન્યગ્રંથોથી જાણવું. એ ધ્યાન નામનો સાતમો યોગ કહ્યો. ધ્યાન એટલે આત્માની નિશ્ચલ અવસ્થા, અર્થાત્ એકજ ધ્યેયમાં મનાદિ યોગ નિશ્ચલ અન્તર્મુહૂર્ત સુધી થાય તે ધ્યાન કહેવાય.

૮ **સમાધિ**—પોતાનું જે સ્વરૂપ અનુભવ્યું છે તે સ્વરૂપનો અનુભવ

સદાકાળ પ્રવર્તે, જેમાં પરભાવનાની પ્રવૃત્તિ નથી જે સહજ ગુણ પ્રગટ થયો છે તેમાંજ લીન રહે અને સ્થિર રહે તે સમાધિયોગ છે. એનું વિસ્તારથી સ્વરૂપ 'શ્રીયોગદ્રષ્ટિસમુચ્ચ'માં કહ્યું છે. તેથી પણ વધારે વિસ્તારથી હે પ્રભુ ! તમોએ યોગનો ઉપદેશ કર્યો છે. જો એ ઉપદેશ ગ્રહણ કરી તે પ્રમાણે વર્તે તો તે જીવ અવશ્ય અનંતસુખનું સ્થાન પામે.

એ અષ્ટાંગ યોગની સાથે સંબંધવાળી આઠ દ્રષ્ટિ તે પણ સારરૂપ હોવાથી અને મોક્ષપ્રાપ્તિમાં સાધનરૂપ હોવાથી હે પ્રભુ ! તે આઠ દ્રષ્ટિનો સાર પણ આપે દર્શાવ્યો છે, માટે આપ આઠ દ્રષ્ટિનો સાર પ્રરૂપનારા છો. તે આઠ દ્રષ્ટિનાં નામ ૧ મિત્રા–૨ તારા–૩ બલા–૪ દીપ્રા–૫ સ્થિરા–૬ કાન્તા–૭ પ્રભા–૮ પરા એ આઠ દ્રષ્ટિઓનું કિંચિત્ સ્વરૂપ આ પ્રમાણે—

૧ **મિત્રાદ્રષ્ટિ**—જે દ્રષ્ટિમાં બોધ એટલે આત્મજ્ઞાન ઘાસના અગ્નિના કણ સરખું અલ્પ હોય, મિથ્યાત્વ સહિત હોય, વ્રતાદિ કરવાની રૂચિ હોય, ઇત્યાદિ સર્વ મિથ્યાત્વયુક્ત હોય તે મિત્રા દ્રષ્ટિ. આ પ્રથમ દ્રષ્ટિ યોગના બીજભૂત છે. આગળ આગળ ગુણપ્રાપ્તિનો માર્ગ આ દ્રષ્ટિવાળાએ અંગીકાર કરેલો હોય છે. જૈનવ્રત–ક્રિયા–વિધિ કરવાનું પણ આ દ્રષ્ટિવાળાને આત્મજ્ઞાન અતિ અલ્પ પ્રમાણમાં પ્રગટ થયું છે, માટે એ વ્રતાદિ દેશવિરતિ અથવા સર્વ વિરતિરૂપ ન ગણાય. વળી આ દ્રષ્ટિવાળાને ધર્મનો સ્નેહ હોય છે. ગુણસ્થાન મિથ્યાત્વ છે પરન્તુ ગ્રંથીભેદની નજીક પ્રવર્તતો હોય છે માટે દ્રવ્યથી શ્રાવક અને સાધુ બન્નેને શ્રી જિનેશ્વરના ધર્મ ઉપર સ્નેહપૂર્વક આ પહેલી દ્રષ્ટિ હોય છે.

૨ **તારાદ્રષ્ટિ**—આ દ્રષ્ટિમાં બોધ છાણાના અગ્નિ સરખો એટલે પહેલી દ્રષ્ટિ કરતાં વધારે હોય છે. અહિં શૌચ વિગેરે પાંચ પ્રકારના નિયમનો આદર હોય છે. ક્રિયામાં ઉદ્વેગ ન હોય, જિજ્ઞાસુવૃત્તિ હોય, કદાગ્રહ ન હોય, યોગની કથા ઉપર ઘણો પ્રેમ હોય, અનુચિત આચારમાં વર્તે નહિં, ભવભયથી ડરતો રહે, પોતાના ગુણને અલ્પ માની ગર્વ ન કરે, ઇત્યાદિ અનેક ગુણયુક્ત હોય પણ હજી મિથ્યાદ્રષ્ટિપણું રહેલું હોય છે.

૩ **બલાદ્રષ્ટિ**—આ દ્રષ્ટિમાં આત્મજ્ઞાન કાષ્ટના અગ્નિ સરખો એટલે બીજી દ્રષ્ટિથી વધારે હોય છે. તત્ત્વશ્રવણની અભિલાષા અતિ તીવ્ર હોય, ઇત્યાદિ પૂર્વે કહેલા ગુણો અહિં અધિક પ્રમાણમાં હોય પરન્તુ ગુણસ્થાન મિથ્યાત્વજ હોય.

૪ **દીપ્રાદ્રષ્ટિ**—આ દ્રષ્ટિમાં જ્ઞાન દીપકની પ્રભા સરખું હોય છે. જેમ દીપકની પ્રભા–જ્યોતિથી સ્થૂલ પદાર્થો દેખાય એમ અહિં પણ સ્થૂળ જ્ઞાન છે. કારણકે સમ્યકૃત્વ વિના સૂક્ષ્મ જ્ઞાન ન કહેવાય આ દ્રષ્ટિવાળો જીવ ધર્મને અર્થે પ્રાણ આપવા તૈયાર હોય, પ્રથમના બધા ગુણો અધિક તીવ્રતાવાળા હોય,

તોપણ ગુણસ્થાન પહેલુંજ હોય છે, પરન્તુ અહિં ગ્રંથીભેદ કરેલો હોય છે એ કારણથી વિશિષ્ટ ગુણવાળો છે.

૫ **સ્થિરા દ્રષ્ટિ**—આ દ્રષ્ટિમાં રત્નકાન્તિ સરખો સ્પષ્ટ બોધ હોય છે. કારણકે અહિં સમ્યક્ત્વ પ્રાપ્તિ છે. સંસારના વિષયો તાત્વિક રીતે અનીષ્ટ લાગે, ભવની ચેષ્ટાઓ બાળકના ધુલીગૃહ સરખી ભાસે, ઈત્યાદિ અનેક વિશિષ્ટ ગુણો ઉત્પન્ન થાય. અહિં આઠ યોગાંગમાંનો ભાવપ્રત્યાહાર હોય છે.

૬ **કાન્તા દ્રષ્ટિ**—અહિં જ્ઞાન તારાની પ્રભા સરખું હોય છે. આ દ્રષ્ટિમાં રહેલો જીવ ગૃહસ્થાવાસમાં હોય તો પણ ગૃહવાસથી વિરક્ત હોય, વિષયાદિ ભોગોપભોગ છતાં તથા પ્રકારનો કર્મબંધ દ્રઢ ન હોય. અહિં પ્રાયઃ દરેક પ્રવૃત્તિઓ નિર્જરા અર્થે હોય.

૭ **પ્રભાદ્રષ્ટિ**—અહિં સૂર્યની પ્રભા સરખો બોધ હોય, અહિં ધર્મધ્યાનાદિ શુભ ધ્યાન હોય.

૮ **પરાદ્રષ્ટિ**—અહિં ચંદ્રના પ્રકાશ સરખો તીવ્ર બોધ હોય, અહિંથી શુકલ ધ્યાનની શરૂઆત હોય, અને ગુણસ્થાન ૮ મું પ્રારંભમાં હોય. શ્રેણિગત જીવને આ દ્રષ્ટિ હોય. અર્થાત્ આઠમાંથી ૧૪ મા સુધી બધાં ગુણસ્થાનો આ દ્રષ્ટિમાં અંતર્ગત થાય. એ આઠ દ્રષ્ટિઓનું યથાર્થ સવિસ્તર સ્વરૂપ શ્રી બહુશ્રુતથી જાણવા યોગ્ય છે. એ પ્રમાણે આઠ દ્રષ્ટિઓનું કિંચિત્ સ્વરૂપ કહ્યું.

તથા આઠ પ્રકારની બુદ્ધિ આપનારા પણ હે પ્રભુ! આપજ છો. તે આઠ પ્રકારની બુદ્ધિનાં નામ તથા સ્વરૂપ શ્રી વિશેષાવશ્યકમાં શ્રુતજ્ઞાનના અધિકારમાં આ પ્રમાણે છે.

૧ **શુશ્રુષા**—શાસ્ત્ર સાંભળવાની ઉત્કટ ઇચ્છા થવી.

૨ **શ્રવણ**—વિનય અને બહુમાન પૂર્વક ગુરૂ પાસેથી શાસ્ત્ર સાંભળવાં.

૩ **ગ્રહણ**—શાસ્ત્ર સાંભળીને અવગ્રહવડે ગ્રહણ કરવું.

૪ **ઇહા**—સાંભળેલા સૂત્રને ચિત્તમાં વિચારવું.

૫ **ઉહ**—શાસ્ત્રમાં વસ્તુનો વિશેષ નિર્ણય કરવા તર્ક કરવો.

૬ **અપોહ**—થયેલા તર્કનું યથાર્થ રીતે સમાધાન મેળવી નિર્ણય કરવો.

૭ **ધારણ**—સૂત્રાદિકના અર્થનુ ઘણાકાળ સુધી યાદ રાખવા.

૮ **અર્થગ્રહણ**—સૂત્રના અર્થને ધારણ કરી તે પ્રમાણે સમ્યક્ અનુષ્ઠાન કરવું.

એ આઠ પ્રકારે બુદ્ધિની વૃદ્ધિ થાય છે માટે એ આઠ બુદ્ધિના ગુણ કહ્યા છે તેને આપનારા હે પ્રભુ! આપજ છો, બીજા કોઇથી એ આઠ ગુણ યથાર્થ રીતે મને પ્રાપ્ત થાય નહિં માટે મને એ આઠ ગુણ આપો એવી મારી યાચના છે.

તથા હે પ્રભુ ! તમો અષ્ટમી ગતિના આપનારા છો તે આઠ ગતિનાં નામ–૧ મનુષ્ય પુરૂષ ગતિ–૨ મનુષ્ય સ્ત્રી ગતિ–૩ તિર્યંચ પુરૂષ ગતિ–૪ તિર્યંચ સ્ત્રી ગતિ ૫ દેવ પુરૂષ ગતિ–૬ દેવ સ્ત્રી ગતિ–૭ નરકનપુંસક ગતિ–અને ૮ મી મોક્ષગતિ. ( અહિં મનુષ્ય અને તિર્યંચોમાં નપુંસક જાતિ છે પરન્તુ ૮ ની ગણુત્રી મેળવવા માટે સ્ત્રી નપુંસકનો સ્ત્રીમાં અને પુરૂષ નપુંસકનો પુરૂષમાં અંતર્ભાવ કરવાથી બે બે ગતિજ કહી છે. એ આઠ ગતિમાંથી આઠમી મોક્ષગતિ તમો આપનારા છો તો મને પણ હે પ્રભુ ! મોક્ષગતિ આપો. સર્વ જીવો મોક્ષ પામે એવી ઉત્તમ ભાવના મુક્તિ પામવાના ભવથી ત્રીજે ભવેજ થઈ હતી જે હું તીર્થંકર થાઉં તો સર્વ જીવને સંસાર સમુદ્રથી તારૂં એવી ભાવનાથીજ તીર્થંકર નામ કર્મ ઉપાર્જી તીર્થંકર પદ પામી જગતના જીવોને સંસાર સમુદ્રથી તારવા માટે આપ પૃથ્વીતળમાં વિચર્યા અને ઉપદેશ દઇ અનેક જીવોને તાર્યા, આગમ પ્રરૂપણા કરી તે આગમને માર્ગે જે વિચરે તે પણ મોક્ષ પામે છે અને પામશે, એ આપના ઉપગારના ગુણ ગાવાથી પણ આત્માઓ કર્મ મુક્ત થાય છે માટે આઠમી મોક્ષગતિ આપનારા આપ છો. ૨

**અષ્ટ આતમા ભાખીયા, ભગવતીજી મોઝાર**
**અષ્ટ પક્ષ પણ ભાખીયા, સ્યાદ્વાદનો સાર ॥ ૩ ॥**

**અર્થ**:—આત્મા આઠ પ્રકારના તમોએ ભાષ્યા એટલે કહ્યા છે, તે ક્યાં છે, ક્યાં કહ્યા છે ? શ્રી ભગવતિ સૂત્ર જે પાંચમું અંગ તેના ૧૨ મા શતકના ૧૦ મા ઉદ્દેશામાં કહ્યા છે, તે આઠ પ્રકારના આત્માનું સ્વરૂપ હે ભગવન્ ! તમોએ બતાવ્યું છે, તેનું કિંચિત્ સ્વરૂપ આ પ્રમાણે છે:—

૧ **દ્રવ્ય આત્મા**—ગુણ પર્યાયના ભાજનરૂપ જેનો ત્રણ કાળમાં વિનાશ નહિ એવો સ્થિર ( ધ્રુવ ) તે દ્રવ્ય આત્મા. અર્થાત્ આત્મદ્રવ્ય તે દ્રવ્યાત્મા. સર્વ[1] જીવોને હોય.

૨ **કષાય આત્મા**—આત્માને અનાદિ કાળથી કષાય મોહનીય કર્મ લાગેલું છે તે કર્મના ઉદયથી જીવ દશમા ગુણસ્થાન સુધી, ક્રોધાદિ કષાયવાળો થઇ પ્રવૃત્તિ કરે છે. તેથી દશમા ગુણસ્થાન સુધી જીવ કષાય આત્મા કહેવાય. (કષાયની સત્તા જો કે ૧૧ મા ગુણસ્થાનક સુધી છે પરન્તુ અહિં ઉદયની અપેક્ષાએ કષાય આત્મા કહેવાય માટે ૧૦ મા ગુણસ્થાનક સુધી કહ્યો છે. )

૩ **યોગ આત્મા**—મન વચન અને કાયાના યોગ જ્યાં સુધી વર્તે ત્યાં સુધી યોગાત્મા કહેવાય. ૧૩ મા ગુણસ્થાન સુધી યોગાત્મા કહેવાય. ૧૩ મા

૧ કયો આત્મા ક્યા જીવોને હોય તે શ્રી ભગવતી સૂત્રને અનુસારે લખ્યું છે,

ગુણસ્થાન સુધી ત્રણે યોગ વર્તે છે, ને ત્યારબાદ ૧૪ મે ગુણસ્થાને જીવ અયોગી અવસ્થા પામે છે માટે ૧૩ મા ગુણસ્થાન સુધીના સર્વ જીવો યોગાત્મા ગણાય.

**૪ જ્ઞાન આત્મા**—જીવને મિથ્યાત્વ મોહનીયના ઉદયે અજ્ઞાન હોયછે અને સમ્યક્ત્વ થયા બાદ જીવનું જ્ઞાન તે જ્ઞાન તરીકે ગણાય છે, માટે સમ્યગ્દર્શની થયા બાદ ચતુર્થાદિ ગુણસ્થાનવાળા અને સિદ્ધ પરમાત્મા પણ જ્ઞાન આત્મા ગણાય. ( અહિં જ્ઞાનાવરણીના ક્ષયોપશમ કે ક્ષયથી ઉત્પન્ન થયેલા જ્ઞાનની અપેક્ષા ન ગણવી. )

**૫ દર્શન આત્મા**—સામાન્ય ઉપયોગ રૂપ દર્શન ગુણ સવ જીવને હોય છે. માટે સર્વ જીવો દર્શનાત્મા ગણાય. સિદ્ધ પણ દર્શનાત્મા છે.

**૬ ઉપયોગ આત્મા**—જ્ઞાનરૂપ સાકાર ઉપયોગ અને દર્શનરૂપ નિરાકાર ઉપયોગ સર્વ જીવને હોય છે માટે સર્વ જીવો ઉપયોગ આત્મા કહેવાય.

**૭ ચારિત્ર આત્મા**—ચારિત્રમોહનીય કર્મના ક્ષયોપશમ, ઉપશમ અને ક્ષયથી ઉત્પન્ન થયેલા ચારિત્રવાળા જીવો ચારિત્રાત્મા કહેવાય. તે દેશવિરતિ ગુણસ્થાનથી આગળના સર્વ સંસારી ચારિત્ર આત્મા ગણાય. સિદ્ધ ચારિત્રાત્મા નહિ.

**૮ વીર્ય આત્મા**—આત્માનો વીર્ય ગુણ છે તે સર્વ જીવોમાં ક્ષયોપશમ ભાવે અથવા ક્ષાયિકભાવે ઓછો અધિક કે સંપૂર્ણ રહેલો હોય છે તે અપેક્ષાએ સર્વ સંસારી જીવો વીર્યાત્મા કહેવાય. સિદ્ધ પરમાત્મા વીર્યાત્મા નહિં.

આત્માના ઉપર કહેલા આઠ ભેદ તે અપેક્ષારૂપે અથવા અવસ્થારૂપે જૂદા જૂદા કહેવાય, અન્યથા એકજ આત્મા દ્રવ્યાત્માદિ અનેક ભેદવાળો હોઇ શકે છે જેથી સર્વ જીવો એ આઠ વિભાગમાં વ્હેંચાયલા છે એમ ન સમજવું. એ આઠ આત્મામાંથી કષાય આત્મા–યોગ આત્મા, વીર્યાત્મા અને ચારિત્રાત્મા સિદ્ધ પરમાત્માને નહોય.

એ આઠ આત્માના સંબંધમાં શ્રી ભગવતી સૂત્રના ૧૨ મા શતકના ૧૦ મા ઉદ્દેશામાં આઠ આત્માના સ્વરૂપવર્ણનની ટીકામાં સંગૃહિત શ્લોકો આ પ્રમાણે છેઃ—

**जीवानां द्रव्यात्मा, ज्ञेयः सकषायिणां कषायात्मा;**
**योगः सयोगिनां पुन–र्योगः सर्वजीवानाम्. ॥ १ ॥**
**ज्ञानं सम्यग्दृष्टे–र्दर्शनमथ भवति सर्वजीवानाम्;**
**चारित्रं विरतानां तु, सर्वसंसारीणां वीर्यम्. ॥ २ ॥**

**અર્થ**:—દ્રવ્યાત્મા સર્વ જીવોને હોય, કષાયાત્મા સકષાયી (કષાયોદયી) જીવોને હોય, યોગાત્મા સયોગી જીવોને, ઉપયોગાત્મા સર્વ જીવોને, જ્ઞાનાત્મા સમ્યગદૃષ્ટિને, દર્શનાત્મા સર્વ જીવોને, ચારિત્રાત્મા વિરતિવંત જીવોને અને

વીર્યાત્મા સર્વ સંસારી જીવોને હોય.

તથા સ્યાદ્વાદમાર્ગના આઠ પક્ષ પણ હે પ્રભુ! તમોએ કહ્યા છે તે આ પ્રમાણે:—

૧ **નિત્ય પક્ષ**—આત્મા વિગેરે ૬ દ્રવ્યો સદાકાળ નિત્ય છે, કોઇ કાળે આત્માનો વિનાશ નથી એમ જે નિત્યત્વ કહ્યું તે દ્રવ્યની અપેક્ષાએ જાણવું, દ્રવ્યનો વિનાશ નથી પર્યાયનો વિનાશ છે.

૨ **અનિત્ય પક્ષ**—દ્રવ્યમાં પર્યાયોનું પરિવર્તન સમયે સમયે વર્તિ રહ્યું છે. દરેક સમયે નવો પર્યાય ઉત્પન્ન થાય છે, અને પૂર્વ પર્યાય વિનાશ પામે છે. માટે પર્યાયની અપેક્ષાએ વસ્તુમાં અનિત્યપણું છે.

૩ **એક પક્ષ**—દ્રવ્યની અપેક્ષાએ અથવા સજાતીય સમુદાયની અપેક્ષાએ વસ્તુ એક છે જેમ કે આત્મા અનંત છે પણ આત્મત્વ સર્વમાં સરખું હોવાના કારણથી આત્મા એક છે, અથવા વિવક્ષિત આત્મા દ્રવ્યથી એક છે ( પર્યાયથી અથવા પ્રદેશસંખ્યાએ અનેક છે.

૪ **અનેક પક્ષ**—પર્યાયની અપેક્ષાએ અથવા વ્યક્તિની અપેક્ષાએ વસ્તુ અનેક છે. જેમકે આત્મા અનંત છે તે વ્યાક્ત પરત્વે જૂદા જૂદા હોવાથી અનેક છે, અને ધર્માસ્તિકાયાદિ સર્વે દ્રવ્ય પ્રદેશાપેક્ષાએ અથવા પર્યાયની અપેક્ષાએ અનેક છે. કારણ કે ધર્માસ્તિકાય એક છે પણ તેના પ્રદેશ અસંખ્ય છે, અથવા પર્યાય અનંત છે માટે ધર્માસ્તિકાયાદિ વસ્તુમાં અનેકપણું પણ છે.

૫ **સત્ પક્ષ**—દરેક સ્વદ્રવ્ય–સ્વક્ષેત્ર–સ્વકાળ–અને સ્વભાવમાં પ્રવર્તે છે, માટે સ્વદ્રવ્યાદિકની અપેક્ષાએ સત્–વિદ્યમાન છે. પરવસ્તુના દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ તે વસ્તુમાં નથી પણ પોતાના છે તે અપેક્ષાએ સત્ છે.

૬ **અસત્ પક્ષ**—દરેક વસ્તુ સ્વદ્રવ્ય–કાળ–ક્ષેત્ર–ભાવવાળી છે પણ પર-વસ્તુના દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ નથી માટે વિવક્ષિત વસ્તુ પર દ્રવ્યાદિ ચતુષ્કની અપેક્ષાએ અસત્ છે.

૭ **વક્તવ્ય પક્ષ**—દરેક વસ્તુમાં અનંતા ધર્મ રહ્યા છે તેમાંના કેટલાએક ધર્મ વચનમાર્ગમાં અવતારી શકાય છે એટલે કેટલાક ધર્મ સ્વર વ્યંજનોના સંયોગ બોલતાં સમજી શકાય તેવા છે, અને કેટલાએક ધર્મ વચન માર્ગમાં આવી શકતા નથી તેથી જેટલા ધર્મ વચનમાર્ગમાં આવી શકે છે તેટલા ધર્મોની અપેક્ષાએ વસ્તુ વક્તવ્ય ( વચનગોચર ) છે.

૮ **અવ્યક્તવ્ય પક્ષ**—વસ્તુમાં કેટલાએક ધર્મ વચનને અગોચર છે તેથી બીજી રીતે વિચારતાં વિવક્ષિત વસ્તુ વર્તમાન સમયે જે સ્વરૂપે છે તે સ્વરૂપે તે સમયે કહી શકાતી નથી, કારણકે તે પયાય સ્વરૂપ ૧ સમયવર્તિ છે, અને

વસ્તુ સ્વરૂપનો કથનકાળ અસંખ્ય સમયનો છે, એક પર્યાય કહેતાં અસંખ્ય સમય ચાલ્યા જાય તેટલામાં તો તે વસ્તુના અસંખ્ય પર્યાય નવા નવા બદલાતાં કથન સમાપ્તિને સમયે તે વસ્તુ કોઇ જૂદાજ પર્યાય સ્વરૂપ વાળી થઇ છે, એ અપેક્ષાએ વિચારતાં વસ્તુ અવકતવ્ય છે. અહિં બતાવ્યા વકતવ્ય પક્ષમાં કેટલાકએક ભાવ ( અનંતભાવ ) જે વચનગોચર છે તેના કરતાં અવકતવ્ય ભાવ અનંતગુણા છે. અર્થાત અવકતવ્યથી વકતવ્ય અનંતમે ભાગે છે તેમાં પણ જેટલા વક્તવ્ય ભાવ છે તેટલા બધા કોઈ એક દીર્ઘ આયુષ્યવાળાથી પણ કહી શકાય નહિં, કારણ પ્રજ્ઞાપકનું આયુષ્ય સંખ્યાત વર્ષનું છે અને ભાવ અનંત છે.

એ આઠ પક્ષ તે સ્યાદ્વાદ માર્ગનો સાર એટલે સ્યાદ્વાદ ધર્મનું તત્ત્વ છે, તે હે પ્રભુ ! આપે દર્શાવ્યું છે. એ સ્વરૂપ જાણવાથી સમ્યક્ત્વની પ્રાપ્તિ વિગેરે યથાર્થ આત્મગુણો પ્રગટ થાય છે, માટે એ સ્યાદ્વાદનો માર્ગ બતાવવાથી આપ પરમ ઉપકારી છો. ॥ ૩ ॥

**સિદ્ધ આઠગુણ પામીયા, તે આપો મહારાજ ?**
**તુજ સેવામાં થાપીઆ, તેને દે શિવરાજ ॥ ૪ ॥**

**અર્થઃ—**હે પ્રભુ ! તમો સિદ્ધ પરમાત્મા થયા તેથી સિદ્ધના આઠ ગુણ પામ્યા છો તે સિદ્ધના આઠગુણ આ પ્રમાણે—

૧ **અનંત જ્ઞાન**—જ્ઞાનાવરણીય કર્મના ક્ષયથી એ ગુણ ઉત્પન્ન થાય છે.
૨ **અનંત દર્શન**—દર્શનાવરણીય કર્મના ક્ષયથી એ ગુણ ઉત્પન્ન થાય છે.
૩ **અનંત અવ્યાબાધ સુખ**—વેદનીય કર્મના ક્ષયથી ,, ,,
૪ **અનંત ચારિત્ર**—મોહનીય કર્મના ક્ષયથી ,, ,,
૫ **અક્ષય સ્થિતિ**—આયુષ્ય કર્મના ક્ષયથી ,, ,,
૬ **અરુપીત્વ**—નામકર્મના ક્ષયથી ,, ,,
૭ **અગુરુલઘુત્વ**—ગોત્ર કર્મના ક્ષયથી ,, ,,
૮ **અનંતવીર્યાદિલબ્ધિ**—અંતરાય કર્મના ક્ષયથી ,, ,,

એ આઠગુણ હે પ્રભુ ! તમો પામ્યા તો મને પણ એ આઠગુણ આપો હે પ્રભુ ! તમારી સેવામાં જે જે જીવો સ્થપાયા છે, એટલે જે જે જીવોએ તમારી સેવા ભાવપૂર્વક કરી છે, તે તે જીવોને તમે મોક્ષરાજ્ય આપ્યું છે તેમ મને પણ મોક્ષનું રાજ્ય આપો એવી મારી પ્રાર્થના છે. ॥ ૪ ॥

**તુજ ગુણ ગાવા આવીયો, શક્તિ વિના મહારાજ !**
**શક્તિ પ્રભુ તમે આપજો, અનુપમજ્ઞાન મહારાજ ॥ ૫ ॥**

હે પ્રભુ! તમારા જ્ઞાન દર્શનાદિ ગુણની સ્તુતિ કરવાને આવ્યો છું પણ મ્હારામાં તમારા ગુણ ગાવાની જોઇએ તેવી શક્તિ નથી તોપણ ગુણ ગાવાની ઇચ્છા થઇ છે તેથી હું વિનંતિ કરૂં છું કે હે પ્રભુ! તે ગુણ ગાવાની શકિત તમે આપો કે જેથી તમારી આજ્ઞા પ્રમાણે તમારા ગુણ ગાઉં. હે મહારાજ! તમારૂં જ્ઞાન એટલે કેવળજ્ઞાન અનુપમ એટલે ઉપમા ન આપી શકાય તેવું છે. કારણકે તમારા ગુણ એટલા બધા છે કે કેવળી ભગવાન જ્ઞાનમાં જાણી શકે છે પણ મુખથી બોલી શકતા નથી કારણકે આયુષ્ય અલ્પ છે, તો હું છદ્મસ્થ અને અલ્પ મતિવાળો તારા ગુણ શી રીતે બોલી શકું? તેથી હે મહારાજ! આપનું જે અનુપમ જ્ઞાન છે તેજ મને આપો તો હું આપના ગુણ જાણી શકું તોપણ તમારો ઘણો ઉપકાર છે. ॥ ૫ ॥

## ૯ શ્રી સુવિધિનાથ ભગવાનનું ચૈત્યવંદન.

પુષ્પદંત નવમા પ્રભુ, સુવિધિનો આધાર;
[1]નવ નિયાણ વારી પ્રભુ, નવપદ પામ્યા સાર ॥ ૧ ॥
નવ તત્ત્વ તે ભાખતા, નવ અનુયોગ તે સાર;
શુદ્ધ નવ વાડ ધરાવતા, બ્રહ્મચર્યની સાર ॥ ૨ ॥
નવ નિધાનને આપતા, ચક્રવર્તિ પદ જાણ;
નોકષાય નવ વારતા, અકષાયી પદ ઠાણ ॥ ૩ ॥
જે પદ પ્રભુ તમે પામીયા, તે આપો જગનાથ;
ભવદુઃખ બહુલાં પામીયો, તુજ આણા વિણ નાથ ॥ ૪ ॥
હવે તુજ શરણે આવીયો, આત્મગુણ પ્રભુ આપ;
પરભાવ રમણ વારીને, અનુપમ નિજપદ થાપ ॥ ૫ ॥

**સંક્ષિપ્તાર્થઃ—**

પુષ્પદંત એવા બીજા નામવાળા નવમા શ્રી સુવિધિનાથ પ્રભુ સુવિધિનો એટલે ઉત્તમ ધર્મ વિધિનો ઉપદેશ આપવાથી અથવા આદર કરાવવાથી ધર્મવિધિના આધારભૂત છે. પ્રભુએ નવ નિયાણાં ત્યાગ કરીને શ્રેષ્ઠ એવાં નવપદને પામ્યા છે. તે નવ નિયાણાનાં નામ–૧ સામાન્યપણે દેવ થવાની

૧ શ્રી સુવિધિનાથ પ્રભુ નવમા છે માટે નવ નવ પદાર્થોદ્વારા સ્તુતિ કરી છે.

આકાંક્ષા, ૨ વૈભવયુકત મનુષ્ય થવાની આકાંક્ષા, ૩ સ્રીપણાની આકાંક્ષા, ૪ પુરૂષપણાની આકાંક્ષા, ૫ ઉભયભોગી દેવપણાની આકાંક્ષા, ૬ આત્મભોગી દેવપણાની આકાંક્ષા, ૭ અભોગીપણાની આકાંક્ષા, ૮ શ્રાવકપણાની આકાંક્ષા, ૯ દરિદ્રપણાની આકાંક્ષા એ ૯ પાપ નિયાણાં પ્રભુએ દૂર કર્યાં છે તથા અરિહંત સિદ્ધ–આચાર્ય–ઉપાધ્યાય–સાધુ–દર્શન–જ્ઞાન ચારિત્ર–અને તપ એ નવપદ પ્રાપ્ત કર્યાં છે. ॥ ૧ ॥

જીવ–અજીવ—પુન્ય–પાપ–આશ્રવ–સંવર–નિર્જરા–બંધ–અને મોક્ષ એ ૯ તત્ત્વ તથા શ્રેષ્ટ એવા ૯ અનુયોગ તે ૧ સત્પદ પ્રરૂપણા, ૨ દ્રવ્યપ્રમાણુ, ૩ ક્ષેત્ર, ૪ સ્પર્શના, ૫ કાળ, ૬ અંતર, ૭ ભાગ, ૮ ભાવ, અને ૯ અલ્પ બહુત્વ એ નવ અનુયોગ દ્વાર હે પ્રભુ ! તમોએ કહ્યાં છે. તથા ૧ સ્રી નપુંસકની વસતિ, ૨ સ્રીકથા, ૩ સ્રીનું આસન, ૪ ઇન્દ્રિયવિલોકન, ૫ સ્રીભીત્યન્તર, ૬ પૂર્વક્રિડાસ્મરણ, ૭ વિકૃત આહાર, ૮ અતિઆહાર, ૯ શ્રૃંગારકરણ એ ૯ બ્રહ્મચર્યની શ્રેષ્ટવાડ તેને હે પ્રભુ ! તમોએ ધારણ કરી અને બીજા જીવોને હિતકારી હોવાથી ધારણ કરાવી. ॥ ૨ ॥

હે પ્રભુ ! આપની ભકિતવડે ચક્રવર્તિની પદવી અને તે પદવીને યોગ્ય ૧ નૈસર્પ, ૨ પાંડુક, ૩ પિંગલ ૪ સર્વરત્ન, ૫ મહાપદ્મ, ૬ કાલ, ૭ મહાકાલ, ૮ માણવક, અને ૯ શંખ એ નવ મહાનિધાનને આપનાર તમે છો. તથા હાસ્ય, રતિ, ૩ અરતિ, ૪ શોક, ૫ ભય, ૬ દુગંછા, ૭ સ્રીવેદ, ૮ પુરૂષવેદ, ૯ નપુંસકવેદ એ નવનોકષાય દૂર કરીને હે પ્રભુ ! તમો અકષાયી પદ જે મોક્ષપદ તેને પ્રાપ્ત થયા છો. ॥ ૩ ॥

હે પ્રભુ ! જે મોક્ષપદ તમો પામ્યા છો તે પદ મને સેવકને પણ આપો હે સ્વામિ ! આપની પવિત્ર આજ્ઞા મેં ધારણ ન કરી માટે અનાદિકાળથી આ અનંત ભવોમાં રખડી અનંતાનંત દુઃખો સહન કર્યાં છે. માટે હવે તે ભવદુઃખને દૂર કરો. ॥ ૪ ॥

હે પ્રભુ ! હવે હું તમારા શરણે આવ્યો છું, તો આત્માના જે સહજ સ્વભાવી જ્ઞાન દર્શનાદિ ગુણ અથવા અરાગીપણું, અદ્વેષીપણું, ઇત્યાદિ આત્મગુણ મને આપો. અને અનાદિકાળથી જે પરભાવરમણુતા એટલે પુદ્ગલભાવની રમણુતા લાગેલી છે તે દૂર કરીને ઉપમા ન આપી શકાય એવું નિજપદ એટલે મોક્ષપદ હે પ્રભુ ! મને આપો. ॥ ૫ ॥

**વિસ્તારાર્થઃ—**

**પુષ્પદંત નવમા પ્રભુ, સુવિધિને આધાર;**
**નવ નિયાણુ વારી પ્રભુ, નવ પદ પામ્યા સાર. ॥ ૧ ॥**

નવમા ભગવાનનાં બે નામ છે. ૧ સુવિધિનાથ, અને ૨ પુષ્પદંત પ્રભુ. એ નવમા પુષ્પદંત પ્રભુ સુવિધિનો એટલે ઉત્તમ પ્રકારની ધર્મવિધિ તેના આધારભૂત એટલે પ્રરૂપક છે, અથવા પોતે તે વિધિ માર્ગે ચાલી બીજાને પણ વિધિમાર્ગમાં ચલાવ્યા છે, જેમ જળ આધેય અને ઘટ તે જળનો આધાર છે તેમ આ નવમા શ્રી પુષ્પદંત (અથવા સુવિધિનાથ) પ્રભુમાં સર્વ ધર્મવિધિઓ રહેલી હોવાથી એ પ્રભુ પણ સુવિધિનો આધાર કહેવાય, તેથી એનું સુવિધિનાથ એ નામ પણ સાર્થક છે. અહિં ધર્મવિધિઓ તે જ્ઞાનવિધિ–દર્શનવિધિ–ચારિત્રવિધિ, તપોવિધિ ઈત્યાદિ ચાર પ્રકારની અથવા અનેક પ્રકારની જાણવી અર્થાત્ મોક્ષમાર્ગને અનુકૂળ એવી સર્વ કરણીઓ તે સુવિધિ એટલે ધર્મવિધિ કહી શકાય, તે સર્વ ધર્મકરણીઓ શ્રી નવમા પ્રભુમાં વિદ્યમાન હતી માટે એ પ્રભુ સુવિધિનો આધાર કહેવાય.

**નવ નિયાણુ વારી પ્રભુ**—શ્રી સુવિધિનાથ ભગવાને નવ નિયાણાં દૂર કરીને પૂર્વોક્ત ધર્મવિધિઓદ્વારા મોક્ષપદ પામ્યા છે. જો એ ધર્મવિધિઓ નિયાણા સહિત હોય તો મોક્ષપદની પ્રાપ્તિ થાય નહિ. અહિં **નિયાણુ** એ પ્રાકૃત શબ્દ જૈનદર્શનમાં રૂઢ થયેલો છે, તેનો સંસ્કૃત શબ્દ **નિદાન** એટલે કારણ અથવા હેતુ એવો થાય છે. અર્થાત્ જે ધર્મકરણી અમુક પૌદ્ગલિક સુખના કારણથી કરવામાં આવે તે કારણનું નામ નિયાણુ કહેવાય. મોક્ષ પ્રાપ્તિ માટે જો ધર્મ કરણી કરવી હોય તો તેમાં કોઇ પણ જાતના પૌદ્ગલિક સુખની આશા ન હોવી જોઇએ. કેવળ આત્મધર્મ સમજીનેજ ધર્મકરણી કરવી જોઇએ. હું આ કરણી કરૂં તે મારો આત્માનો ધર્મજ છે એમ સમજ્યા વિના (કોઈપણ જાતની આશા રાખી ધર્મ કરણી કરે તે બધી નિયાણાસહિત કહેવાય. એ નિયાણાં નવ પ્રકારનાં કહેલાં છે તેનું કિંચિત્ સ્વરૂપ આ પ્રમાણે છે:—

૧ **દેવનિદાન**—હું આવતા ભવમાં દેવ થાઉં જેથી અનેક ઋદ્ધિ અને વૈક્રિયાદિ લબ્ધિવાળો થાઉં એવી આંતરિક આશાએ ધર્મકરણી કરવી, અથવા મેં જે આ ધર્મકરણી કરી છે તેના ફળથી આવતા ભવમાં મને દેવપણું મળજો એવી માગણી કરવી તે.

૨ **મનુષ્યનિદાન**—હું આવતા ભવમાં ઋદ્ધિવાળો (ચક્રવર્તિઆદિ) મનુષ્ય થાઉં તો સારૂં એવી આશાથી ધર્મકરણી કરવી અથવા મેં જે આ ધર્મકરણી કરી છે તેના ફળથી આવતા ભવમાં મને મહદ્ધિક મનુષ્યપણાની પ્રાપ્તિ થજો એવી પ્રતિજ્ઞા કરવી તે. અહિં ચક્રવર્તિ, વિદ્યાધર, વાસુદેવ થાઉં ઇત્યાદિ માગણી પણ અંતર્ગત છે.

૩ **સ્ત્રીનિદાન**—પુરૂષપણું પ્રાપ્ત થાય તો અનેક પ્રકારના વ્યાપાર, ધંધા અને જોખમ ખેડવાં પડે, માટે મને આવતા ભવમાં સ્ત્રીપણું પ્રાપ્ત થાય એવી

આશાએ ધર્મકરણી કરવી. આ નિદાન કરનાર જીવને પુરૂષત્વ વ્હાલું નથી હોતું પણ સ્ત્રીપણું વ્હાલું હોય છે. કારણ કે કમાવા વિગેરેની અનેક ઉપાધિઓથી સ્ત્રી વિમુકત હોય છે તેથી સ્ત્રીપણામાં સુખ માને છે.

**પુરુષનિદાન**—સ્ત્રીપણું પ્રાપ્ત થાય તો આખો જન્મ પુરુષના તાબામાં રહેવું પડે. છુટથી ફરવું, ખાવું, પીવું, થઇ શકે નહિં ઇત્યાદિ અનેક કારણોથી સ્ત્રીપણું સારૂં નથી એમ માની આવતા ભવમાં મને પુરુષપણું પ્રાપ્ત થાય તો સારૂં એવી આશાએ ધર્મકરણી કરવી અથવા ધર્મકરણીના ફળ તરીકે પુરૂષ-પણાની માગણી કરવી તે.

૫ **ઉભયભોગી દેવનિદાન**—દેવ પોતાની પરિગૃહિતા અથવા અપરિ-ગૃહિતા સાથે વિષયસુખ ભોગવે તે પરભોગ કહેવાય, વળી એજ દેવ ( અથવા બીજો દેવ) પોતેજ પોતાનું બીજું સ્ત્રીરૂપ વિકુર્વી તે વિકુર્વિત દેવી સાથે વિષય સુખ ભોગવે તે સ્વભોગ અથવા આત્મભોગી કહેવાય. એ બન્ને શકિતવાળો દેવ ઉભયભોગી કહેવાય. કામ વિકારની લાલસાથી એવા ઉભયભોગી દેવ થવાની આશાએ ધર્મકરણી કરવી અથવા કરેલી ધર્મકરણીનું ઉભયભોગી દેવફળ માગવું તે પાંચમું ( ઉભયભોગી દેવ ) નિદાન કહેવાય.

૬ **આત્મભોગી દેવનિદાન**—દેવલોકમાં કેટલાક દેવો એવાછે કે જેને પરિગૃહિતા કે અપરિગૃહિતા સાથે વિષયગમન હોતું નથી પણ તે દેવ પોતે પુરૂષ રૂપે રહી બીજું સ્ત્રી રૂપ બનાવી તે બનાવટી રૂપ સાથે વિષયસુખ ભોગવે છે. કામ વિકારની લાલસાએ તેવા આત્મભોગી દેવ થવાની આશાએ ધર્મક્રિયા તપશ્ચર્યાદિ કરવાં, અથવા ધર્મક્રિયાના ફળ તરીકે આત્મભોગી દેવ થવાની પ્રતિજ્ઞા લેવી તે છઠું નિદાન કહેવાય.

૭ **અભોગી દેવનિદાન**—વિષય તૃષ્ણાથી વિરક્ત થયેલો કોઈ જીવ વિષય-વિરકત દેવ થવાની આશાએ એટલે હું ગ્રૈવેયકવાસી અથવા અનુત્તરવાસી દેવ થાઉં તો સારૂં કે જ્યાં વિષયાદિ ઉપાધિઓ નથી એવી આશાએ ધર્મકરણી અથવા કરેલી ધર્મકરણીના ફળ તરીકે ગ્રૈવેયક અથવા અનુત્તર દેવ થવાની પ્રતિજ્ઞા કરવી તે સાતમું નિદાન છે.

૮ **શ્રાવકનિદાન**—શ્રાવકપણું પ્રાપ્ત કરવાની આશાએ, ધર્મકરણી કરે અથવા કરેલી ધર્મકરણીના ફળ તરીકે મને આવતા ભવમાં શ્રાવકપણું મળજો એવી પ્રતિજ્ઞા કરે તે આઠમું નિદાન છે. આ જીવના અંતરમાં એમ હોય છે કે હું જો શ્રાવક થાઉં તો અનેક મંદિરો બંધાવું, અનેક સુપાત્ર દાન દઉં, ઇત્યાદિ સાતે ક્ષેત્રનો ઉદ્ધાર કરી શકું, અને મુનિપણામાં એવાં મોટા કામો થઇ શકે નહિં માટે શ્રાવકપણું સારૂં.

૯ **દરિદ્રત્વનિદાન**—ધનવાન થવામાં અનેક ઉપાધિઓ રહેલી હોય છે, માટે દરિદ્રપણું સારૂં એમ માની દરિદ્રપણાની આશાએ ધર્મ કરણી કરવી તે નવમું નિદાન.

ઉપરના [1]નવે નિદાનમાં જે ધર્મકરણીથી જે ફળ માગે તેટલુંજ મલે પણ અધિક ન મળે. જેમ કોઇ જીવે મહા તપશ્ચર્યા એવી કરી હોય કે જેનું ફળ ચક્રવર્તિપદ જેટલું હોય અને નિદાન વાસુદેવપણાનું કરે તો વાસુદેવજ થાય પણ ચક્રવર્તિ ન થાય. શ્રાવકપણાના નિદાનમાં શ્રાવકપણું ઉદય આવે પણ તે શ્રાવકભવમાં ચારિત્રાદિ વિશેષગુણ પ્રાપ્ત ન થાય માટે સમજુ જીવોએ ધર્મ-કરણી કરીને નિયાણું કરવું નહિં અથવા નિયાણાપૂર્વક ધર્મકરણી કરવી નહિં. એ નવ નિયાણાનું કિંચિત્ સ્વરૂપ કહ્યું, તે નવે નિયાણાં શ્રી નવમા પ્રભુએ દૂર કર્યાં છે તેથીજ મોક્ષપદ પ્રાપ્ત કર્યું છે.

હે પ્રભુ ! પૂર્વોક્ત નવ નિયાણાં દૂર કરીને આપ ઉત્તમ એવા અરિહંતાદિ નવપદ પામ્યા છો. એટલે આપ પ્રથમ કેવળજ્ઞાન પામી અરિહંત થયા છો, બાદ નિર્વાણ પામી સિદ્ધ થયા છો, તથા આપ ચતુર્વિધ સંઘરૂપી ગણના નાયક હોવાથી આપનો આત્મા તત્ત્વથી આચાર્ય પદ યુક્ત છે, તથા તત્ત્વથી આપનો આત્મા ઉપાધ્યાય પદયુક્ત છે, કારણ કે મહાન પદવીમાં લઘુ પદવી અંતર્ગત ગણી શકાય છે. જેમ જે મનુષ્ય ૧૦૦ કોશ ચાલ્યો તે ૧–૨–૩ થી ૯૯ કોશ પણ ચાલ્યો એમ અપેક્ષાએ કહી શકાય તેમ અપેક્ષાએ આપ અરિ-હંત અને સિદ્ધપદ પ્રાપ્ત થતા છતાં અપેક્ષાએ અરિહંત પદ પહેલાં અથવા અરિહંત પદ વર્તતાં અપેક્ષાએ ( પદવી પ્રદાનરૂપ વ્યવહારથી નહિં પણ ) તત્ત્વથી આપનો આત્મા આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ પદ યુક્ત છે, તેમજ દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ એ ચાર પદવાળો આપનો આત્મા સર્વોત્કૃષ્ટ છે તે પ્રસિદ્ધ છે, માટે આપ નવપદમાંના સર્વ પદવાળા છો. ॥ ૧ ॥

**નવ તત્ત્વ તે ભાખતા, નવ અનુયોગ તે સાર;**
**શુદ્ધ નવ વાડ ધરાવતા, બ્રહ્મચર્યની સાર. ॥ ૨ ॥**

હે પ્રભુ ! આપે બાર પર્ષદામાં આ જગતમાં તત્ત્વ નવ છે એમ પ્રરૂપણા કરી છે, અથવા આપ જે જે પ્રરૂપો છો તે બધું નવ તત્ત્વ રૂપજ છે, કારણ કે આપની પ્રરૂપણા નવતત્ત્વ બહારની નથી. તે નવતત્ત્વનાં નામ તથા સંક્ષિપ્ત સ્વરૂપ આ પ્રમાણે—

---

૧ નિયાણાં જો કે વ્યક્તિગત ગણીએ તો હજારો પ્રકારનાં છે. પરન્તુ દિગ્દર્શન-માત્રથી આ નવ નિયાણાં શાસ્ત્રકારે કહ્યાં છે. જેમાં ઘણાં નિયાણાં અંતર્ગત થઇ શકે. રૂપાન્તરે બીજી રીતે પણ નવ નિયાણાં જણાય છે. પરન્તુ પાક્ષિકવૃત્ત્યાદિ ગ્રંથોમાં ઉપરોક્ત નવ નિયાણાં કહ્યાં છે.

૧ **જીવતત્ત્વ**—૫ ઇન્દ્રિય, મનબળ, વચનબળ, કાયબળ, ઉચ્છવાસ, અને આયુષ્ય એ દશ દ્રવ્યપ્રાણ તથા જ્ઞાન—દર્શન—ચારિત્ર—તપ—વીર્ય—અને ઉપયોગ એ ૬ ભાવપ્રાણને ધારણ કરે તે જીવતત્ત્વ ૧૪ પ્રકારે છે.

૨ **અજીવ તત્ત્વ**—ચૈતન્ય રહિત એવો જડ પદાર્થ તે અજીવ તત્ત્વ પાંચ પ્રકારે છે. અથવા ૧૪ પ્રકારે છે.

૩ **પુણ્યતત્ત્વ**—શુભકર્મ અથવા શુભકર્મનો વિપાક ૪૨ પ્રકારે છે.

૪ **પાપતત્ત્વ**—અશુભકર્મ અથવા અશુભ કર્મનો વિપાક ૮૨ પ્રકારે છે.

૫ **આશ્રવ તત્ત્વ**—કર્મ આવવાનો માર્ગ તે ૪૨ પ્રકારે છે.

૬ **સંવરતત્ત્વ**—આવતાં કર્મ જેનાથી અટકે તેવી કરણી તે ૫૭ પ્રકારે છે.

૭ **નિર્જરાતત્ત્વ**—કર્મનો થોડે અંશે ક્ષય થાય જેનાથી તે ૧૨ પ્રકારે છે.

૮ **બંધતત્ત્વ**—કર્મનો આત્મા સાથે સંબંધ થવો તે ૪ પ્રકારે છે.

૯ **મોક્ષતત્ત્વ**—કર્મનો સર્વથા ક્ષય થવો તે ૯ પ્રકારે છે.

તથા હે પ્રભુ! તમોએ દરેક પદાર્થને સમજવા માટે ઉત્તમ એવા નવ અનુયોગ દર્શાવ્યા છે કે જે નવ અનુયોગને નવતત્ત્વમાં મોક્ષ તત્ત્વને અંગે અવતારેલા છે, તેનું કંઇક સ્વરૂપ આ પ્રમાણે છેઃ—

**સત્પદ પ્રરૂપણા**—કોઇ પણ પદાર્થ વિદ્યમાન છે કે અવિદ્યમાન? જો વિદ્યમાન છે તો કયે સ્થાને વિદ્યમાન છે? તે દર્શાવવું એ પ્રથમ અનુયોગ છે. જેમ મોક્ષતત્ત્વ વિદ્યમાન છે કે અવિદ્યમાન? તેના વિચારમાં પ્રથમ એમ જાણવું જોઇએ કે જગતમાં એક પદવાળા પદાર્થ ઘટ—પટ—જીવ—અજીવ—પુષ્પ—આકાશ—વંધ્યા—પુત્ર ઇત્યાદિ વિદ્યમાનજ હોય છે. અને બે પદવાળા પદાર્થ જેમ આકાશપુષ્પ, વંધ્યાપુત્ર. ઇત્યાદિ અવિદ્યમાન હોય છે, અને ગુલાબ—પુષ્પ, સિંહ સુત, મેઘ ગર્જના ઇત્યાદિ વિદ્યમાન પણ હોય છે. જેથી અહિં મોક્ષ એ એક પદરૂપ છે, માટે અવશ્ય વિદ્યમાન છે. એ રીતે જો મોક્ષ એ પદાર્થ વિદ્યમાન છે તો ચૌદ માર્ગણાના બાસઠ ઉત્તર ભેદમાં કયે કયે ભેદે વિદ્યમાન છે? તેના વિચારમાં મનુષ્ય ગત્યાદિ માર્ગણામાં વિદ્યમાન છે, અને નરકગતિ આદિમાં વિદ્યમાન નથી એ મોક્ષ તત્ત્વ સંબંધિ પ્રથમ અનુયોગનું સ્વરૂપ કહ્યું.

૨ **દ્રવ્ય પ્રમાણ**—કોઇ પણ પદાર્થ વ્યક્તિગત સંખ્યાએ કેટલા છે એમ વિચારવું તે. મોક્ષના વિચારમાં મોક્ષે ગયેલા સિદ્ધજીવો અનંત છે.

૩ **ક્ષેત્ર**—કયો પદાર્થ કેટલા ક્ષેત્રમાં રહ્યો છે. જેમ એક સિદ્ધ ૩૩૩ ધનુષ્ય—૩૨ અંગુળ ક્ષેત્રમાં અને સર્વ સિદ્ધ ૪૫ લાખ યોજન વિષ્કંભવાળા ક્ષેત્રમાં રહ્યા છે.

૪ **સ્પર્શના**—કોઇ પણ પદાર્થ કેટલું આકાશ ( અવગાહીને નહિં પણ) સ્પર્શીને રહ્યો છે ? એમ વિચારવું. જેમ મોક્ષગત સિદ્ધને અવગાહિત ક્ષેત્રથી સ્પર્શના ક્ષેત્ર અધિક હોય છે, કારણકે એક સિદ્ધને સર્વે અવગાહેલા આકાશ પ્રદેશો તો સ્પર્શેલા છેજ પણ તે ઉપરાંત કિનારે કિનારે પર્યન્તને જે આકાશ પ્રદેશો સ્પર્શ્યા છે તેટલા અધિક છે. એ પર્યન્તસ્પર્શી પ્રદેશો અવગાહનામાં ગણાય નહિં.

૫ **કાલ**—કોઇ પણ પદાર્થ તે સ્વરૂપે કેટલો કાળ રહે એમ વિચારવું. જેમ મોક્ષગત એક સિદ્ધ સાદિ અનંતકાળ સુધી રહે, અને સર્વ સિદ્ધ અનાદિ અનંતકાળ સુધી રહ્યા ગણાય.

૬ **અન્તર**—કોઈ પણ પદાર્થ તે રૂપે કાયમ રહે કે વચમાં કોઈ બીજા સ્વરૂપને પામી પુનઃ તે રૂપે થાય ? જો વચ્ચે કોઈ બીજું સ્વરૂપ પામે તો પ્રાપ્ત થયેલું બીજું સ્વરૂપ કેટલો કાળ ટકશે એમ વિચારવું. જેમ મોક્ષગત સિધ્ધજીવ સતત સિદ્ધપણે રહે પણ વચ્ચે થોડો કાળ સંસારી થઇ ( અન્ય દર્શનીવત્ ) પુનઃ સિદ્ધ થાય એમ બને નહિં.

૭ **ભાગ**—કોઈ પણ પદાર્થ સર્વ ક્ષેત્રમાં કેટલામે ભાગે છે એમ વિચારવું. જેમ મોક્ષગત સિદ્ધ જીવો લોકાકાશમાં અસંખ્યાતમા ભાગ જેટલા ક્ષેત્રમાં રહ્યા છે. એક સિદ્ધ અથવા સર્વે સિદ્ધ પણ અસંખ્યમે ભાગે છે.

૮ **ભાવ**—કોઇ પણ પદાર્થ ઉપશમાદિ પાંચ ભાવમાં કયે ભાવે વર્તે છે એમ વિચારવું. જેમ મોક્ષગત સિદ્ધજીવો પારિણામિક ભાવના ત્રણ ભેદમાંથી જીવત્વ પરિણામે પરિણમેલ છે, અને તેમનું જ્ઞાનદર્શનાદિ ક્ષાયિક ભાવે પરિણમેલું છે.

૯ **અલ્પ બહુત્વ**—કોઈ પણ પદાર્થ પોતાના સ્વજાતીય પદાર્થોમાં કોણ વધારે છે અને કોણ ઓછો છે એમ વિચારવું જેમ નપુંસક લિંગે મોક્ષ ગયેલા અલ્પ, તેથી સ્ત્રી લિંગે સિદ્ધ થયેલા વધારે તેથી પુરૂષલિંગે સિધ્ધ થયેલા સંખ્યાત ગુણા.

એ નવ અનુયોગ દરેક પદાર્થનું સ્વરૂપ સમજવામાં ઉપયોગી છે તે નવ અનુયોગ હે પ્રભુ! તમોએ ઉપકાર બુદ્ધિથી દર્શાવ્યા છે.

હે પ્રભુ! બ્રહ્મચર્યની ઉત્તમ એવી નવવાડ તે આપે ધારણ કરી છે, અને બીજાને ધારણ કરાવો છો, અર્થાત્ તમોએ ઉત્કૃષ્ટ શીયલ ધર્મનું પૂર્ણ પાલન કરાવો છો. બ્રહ્મચર્યનું રક્ષણ કરવાને નવવાડ તે નવ કિલ્લા-કોટ સરખી છે તે નવ વાડ આ પ્રમાણે:—

૧ **વસતિ**—સ્ત્રી અને નપુંસકોની વસ્તીમાં બ્રહ્મચારી પુરૂષે રહેવું નહિં, કારણકે તેઓની વિકારી ચેષ્ટાઓથી બ્રહ્મચારી પુ[illegible]નું બ્રહ્મચ[illegible]ત થાય છે.

૨ **કથા**—સ્ત્રી સંબંધી કથાવાર્તાઓ કરવી નહિ.

૩ **આસન**—સ્ત્રી જે આસનપર બેઠી હોય ત્યાં પુરૂષે બે ઘડી સુધી અને પુરૂષને આસને સ્ત્રીએ એક પ્રહર સુધી બેસવું નહિં.

૪ **ઇન્દ્રિયાવલોકન**—સ્ત્રીઓનાં અંગ, ઉપાંગ વિગેરે અવયવો જોવા નહિં.

૫ **ભીત્યન્તર**—સ્ત્રી તથા સ્ત્રીપુરૂષનું યુગલ એક ભીંતને આંતરે રહેતું હોય તેવા મકાનમાં પણ બ્રહ્મચારી પુરૂષે ન રહેવું, કારણ કે એક ભીંતને અંતરે રહેવાથી સ્ત્રીઓના વિકારી શબ્દો કાને આવે છે ઇત્યાદિ અનેક કારણોથી બ્રહ્મચર્ય દૂષિત થાય છે.

૬ **પૂર્વક્રીડાસ્મૃતિ**—બ્રહ્મચર્ય પહેલાંની ગૃહવાસ અવસ્થામાં સ્ત્રી સાથે જે ક્રીડાઓ કરી હોય તે બ્રહ્મચારી અવસ્થામાં યાદ ન કરવી.

૭ **વિકૃતાહાર**—બ્રહ્મચારી પુરૂષે કામને ઉદ્દીપન કરે એવા સ્નિગ્ધ આહાર, ઔષધિ વિગેરે ખાવાં નહિ.

૮ **અતિમાત્રાહાર**—બ્રહ્મચારી પુરૂષે ક્ષુધોપશમન પૂરતો રૂક્ષ આહાર કરવો પણ અતિશય પેટ ભરીને ખાવું નહિં. અધિક આહારથી ઇન્દ્રિયોને અધિક પોષણ મળે છે, અને તેથી બ્રહ્મચર્ય દૂષિત થાય છે.

૯ **વિભૂષા**—બ્રહ્મચારી પુરૂષે, 'દાંતની શોભા માટે દાતણ કરવું, કેશ સમારવા, નેત્રાંજન કરવું, શોભાર્થે સ્નાન કરવું,' ઇત્યાદિ શરીરની વિભૂષા-શોભા ન કરવી, એથી પણ ઇન્દ્રિયો વિકાર પામે છે. હે પ્રભુ ! શીયલની એ નવ વાડ આપે સંપૂર્ણપણે અંગીકાર કરી છે. જેથી આપનું બ્રહ્મચર્ય સર્વોત્કૃષ્ટ છે. દેશના વખતે જો કે સ્વરૂપવાન નારીઓ અને ઇન્દ્રાણીઓ પણ આપની દૃષ્ટિ સમક્ષ હતી તો પણ રાગનો સર્વથા ક્ષય થવાથી આપનું ચિત્ત એક અંશ માત્ર પણ વિકારભાવને પામ્યું નથી. ॥ ૨ ॥

**નવ નિધાનને આપતા, ચક્રવર્તિ પદ જાણ;**
**નોકષાય નવ વારતા, અકષાયી પદ ઠાણ ॥૩॥**

નવ નિધાન તે ચક્રવર્તિની ઋદ્ધિ છે, એ ઋદ્ધિ પણ ૨૦ સ્થાનકના આરાધનથી મળે છે. ૨૦ સ્થાનકના આરાધનથી તો તીર્થંકર પદ પ્રાપ્ત થાય છે, તો આ ચક્રવર્તિની ઋદ્ધિ પ્રાપ્ત કેમ થાય ? એવી શંકાને અવકાશ નથી કારણકે ઘઉંના લોટનાં ઘેબર બને અને રોટલી પણ બને એમ અનેક ચીજો બને તેમ ૨૦ સ્થાનકના ઉત્કૃષ્ટ આરાધનથી તીર્થંકરપદ પ્રાપ્ત થાય, અને

તારતમ્યતાએ ગણધરપદ-ચક્રવર્તિ પદ ઇત્યાદિ અનેક પદની પણ પ્રાપ્તિ થાય, એમ 'શ્રી કાળલોક પ્રકાશ'માં કહ્યું છે. ચક્રવર્તિને નવ નિધાનની પ્રાપ્તિ અવશ્ય થાય છે તે નવનિધાનનાં નામ તથા સ્વરૂપ આ પ્રમાણે છેઃ—

૧ **નૈસર્પ નિધાન**—એમાં નગર મકાન વિગેરે સ્થાપન કરવાનો વિધિ હોય છે. અને એથી નગર મકાનાદિક તૈયાર પણ થાય છે.

૨ **પાંડુક નિધિ**—એમાં ચોવીસ જાતનાં ધાન્ય નિપજાવવાનો વિધિ છે.

૩ **પિંગલ**—એમાં સર્વ આભરણ તથા હસ્તિ, અશ્વ વિગેરેનો વિધિ છે

૪ **સર્વરત્નનિધિ**—એમાં સર્વ જાતનાં રત્નનો વિધિ હોય છે.

૫ **મહાપદ્મ**—એમાં વસ્ત્રો ધોવા રંગવાનો વિધિ હોય છે.

૬ **કાલ**—ત્રિકાળ જ્ઞાનનો વિધિ તથા શિલ્પવિજ્ઞાન વિગેરે એ નિધિમાં છે.

૭ **મહાકાલ**—યુદ્ધ તથા યોદ્ધાઓનો વિધિ એ નિધાનમાં છે.

૮ **માણવક**—એમાં ગણિત વિગેરેનો વિધિ છે.

૯ **શંખ**—એમાં નાટય વિધિ છે.

એ રીતે ૯ નિધાન કહ્યાં છે, પણ તે ઉપરથી મોહ ઉતારવો એવી હે પ્રભુ! તમારી આજ્ઞા છે. એ નવ નિધાનો ગંગા નદીને કાંઠે દેવાધિષ્ઠિત હોય છે, ભૂમિમાંજ રહે છે માટે નિધાન કહેવાય છે. ત્યાંથી ચક્રવર્તિ જ્યારે દિગ્‌-વિજય મેળવી રાજધાની તરફ જાય છે, તેની પાછળ પાછળ એ નવ નિધાનો પણ ભૂમિમાંને ભૂમિમાં રહેલાં ચાલે છે, કેટલાએક વૃદ્ધો કહે છે કે એ નિધાનોમાં તે તે વસ્તુની વિધિવાળા ગ્રંથો છે, અને કેટલાએક કહે છે કે તે તે વસ્તુઓ પણ તૈયાર છે. એકેક નિધાન ૧૨-૧૨ યોજન લાંબુ હોય છે, તે પેટી સરખાં હોય છે, ચક્રવર્તિ એ નવે નિધાનનો માલિક છે પરન્તુ કોઈ વખતે ઉઘાડવાનો અવસર આવ્યો નથી અને આવશે પણ નહિં. કેવળ સ્વામિત્વ છે એટલુંજ. હે પ્રભુ! એવી મહાન ઋદ્ધિ પણ આપના ચરણપસાયથીજ છે, તેમજ એથી પણ મહાન તીર્થંકર ઋદ્ધિ તે પણ તમારી કૃપાથી છે, માટે પ્રભુ! હું આપની સેવા અહર્નિશ માગું છું.

તથા આપે નવ નોકષાયનો નાશ કર્યો છે જેથી શ્રેણિમાં ક્ષીણમોહ વિગેરે ગુણસ્થાન પામી, કેવળ જ્ઞાન પામી, નિર્વાણ પદ પ્રાપ્ત કર્યું છે. નોકષાયમાંનો શબ્દ સહચારવાચક અથવા દેશવાચક છે, એટલે કષાયના સહચારી છે, અર્થાત્ જ્યાં સુધી કષાય હોય ત્યાંસુધીમાં એ નવમાંનો એકાદિ નોકષાય હોય, અને કષાયના અભાવે એમાંનો એકપણ ન હોય, કષાય વિના નોકષાયનું અસ્તિત્વ ન સંભવે માટે કષાયના સહચારી કહેવાય. તથા નોકષાય એ કષાયના કારણથી

ઉત્પન્ન થતા હોવાથી એમાં દેશથી કષાયપણું કહી શકાય. એ નવે નોકષાયનો નાશ કરીને હે પ્રભુ! તમો નિર્વાણપદ પામ્યા છો. ૩

**જે પદ પ્રભુ તમે પામીયા, તે આપો જગનાથ;**
**ભવ દુઃખ બહુલાં પામીયા, તુજ આણાવિણુ નાથ ॥૪॥**

હે પ્રભુ! તમોએ જે મોક્ષપદ પ્રાપ્ત કર્યું છે તે મોક્ષપદ આ સેવકને પણ આપો. અહિં શંકા થાય કે મોક્ષપદ પ્રભુ શી રીતે આપો? તે વિષે સમજવું કે પ્રભુના જે ગુણો પ્રગટ થયા છે તે ગુણ આપણા જાણવામાં આવવાથી તે ગુણના રાગી થઇએ, તેને પ્રગટ કરવાના કામી થઇએ ત્યારે તે ગુણો જે માર્ગે પ્રગટ થતા હોય તેવો માર્ગ અંગીકાર કરીએ જેથી પ્રભુના ગુણ આપણામાં પ્રગટ થાય તો મોક્ષપદ આપણને પણ પ્રાપ્ત થાય, એ પ્રમાણે મોક્ષપદ પ્રાપ્ત કરવામાં મૂળ કારણ પ્રભુનું આલંબન હોવાથી પ્રભુએ મોક્ષપદ આપ્યું કહી શકાય છે. જ્યાં સુધી ગુણવંતના ગુણ જાણીએ નહિં. ત્યાં સુધી ગુણ પ્રગટ કરવાની ઇચ્છા પણ ન થાય. માટે ગુણવંતનું બહુમાન કરી ગુણ પ્રગટાવવાની ઇચ્છા કરી પોતાની વિભાવ પરિણતિની નિંદા કરવી. પરભાવથી રહિત થવા માટે ઉદ્યમ કરી, પરભાવ દૂર કરી, આત્મભાવ પ્રાપ્ત કરવો. હે પ્રભુ! પરભાવમાં રમણ કરવાથી અમે સંસારમાં ઘણાં દુઃખ પામ્યા, કારણ કે તમારી આજ્ઞા અમે અંગીકાર ન કરી, આપને માર્ગે અમે ન ચાલ્યા, તો હવે હે પ્રભુ! પરભાવ રમણતા દૂર કરાવી અમને માર્ગે ચાલવાની સદ્‌બુદ્ધિ આપો જેથી અમો પણ મોક્ષપદ પામવાને યોગ્ય થઇએ. ૪

**હવે તુજ શરણે આવીયો, આત્મગુણ પ્રભુ આપ;**
**પરભાવ રમણ વારીને, અનુપમ નિજ પદ થાપ ॥૫॥**

હે પ્રભુ! હવે હું તારે શરણે આવ્યો છું, માટે હે પ્રભુ! તારા જે નિર્મલ ગુણ તે મને આપ. અનંત સંસાર ભ્રમણમાં કોઇ વખત એવો ન આવ્યો કે જેથી ત્હારૂં શરણ કરવાથી સદ્‌બુદ્ધિ પ્રાપ્ત થઇ હોય. હવે મારી એ જિજ્ઞાસા થઇ છે, તો પ્રભુ! આ સેવક જે અનાદિ કાળથી પર પુદ્‌ગલભાવમાં મોહ પામી રહ્યો છે, રમણતા કરી રહ્યો છે, તે પરભાવ રમણતા દૂર કરીને જેની ઉપમા ન આપી શકાય એવું નિજપદ એટલે આત્માનું આત્મપદ અથવા મોક્ષપદ તે સ્થાપન કરો એટલે મને મોક્ષપદ આપો. (અહિં અનુપમ એ શબ્દથી કર્ત્તાએ સ્વનામ પણ સૂચવ્યું છે). ॥ ૫ ॥



## ૧૦ શ્રી શીતલનાથ પ્રભુનું ચૈત્યવંદન.

દશ[1] દિશિ પ્રભુ વારીને, શિતલ થયા જિનરાજ;
દશ વિધ ધર્મ પ્રરૂપીને, પામ્યા શિવપૂરરાજ ॥૧॥
દશ અસમાધિ વારીને, દશનો વિનય વિધાન;
દશ સંજ્ઞા પ્રભુ વારીને, દેતા અનુભવ જ્ઞાન ॥૨॥
દશ દ્રષ્ટાન્તે દુષ્કર, મનુષ્યનો અવતાર;
પામી ધર્મ ક્રિયા કરો, એ શીખ દેતા સાર ॥૩॥
દશ ભેદે દ્રવ્યાર્થ નય, ભાખો છો ભગવાન;
શુદ્ધાશુદ્ધ વિભેદથી, જાણો તત્ત્વ વિજ્ઞાન ॥ ૪ ॥
એ નય મારગ જાણીને, સેવા ઇચ્છા થાય
અનુપમ ઇચ્છાયોગથી, ઇચ્છિા તુજ પસાયા॥૫॥

**સંક્ષિપ્તાર્થઃ—**

પૂર્વ દિશા—દક્ષિણ દિશા—પશ્ચિમ દિશા—ઉત્તર દિશા આ ચાર દિશા,—અગ્નિકોણ—નૈઋત્યકોણ, વાયવ્યકોણ—અને ઇશાનકોણ આ ચાર વિદિશા તથા ઉર્ધ્વદિશા અને અધોદિશા એ પ્રમાણે ૧૦ દિશાઓ દૂર કરી એટલે અનાદિકાળથી કર્મના સંયોગે—શ્રી શીતલનાથ ભગવાનનો જીવ દશે દિશામાં પરિભ્રમણ કરતો હતો તે પરિભ્રમણ દૂર કર્યું. તથા અનાદિકાળથી ક્રોધાદિ કષાયોવડે તપેલા હતા તે હવે ઉપશમાદિ ગુણવડે એ પ્રભુ શીતલ થયા, અને ક્ષાન્તિ—આર્જવ—માર્દવ મુક્તિ (નિર્લોભતા)—તપ—સંયમ—સત્ય—અકિંચન—અને બ્રહ્મ એ દશ પ્રકારનો મુનિધર્મ પ્રરૂપીને શ્રી શિતલનાથ ભગવાન શીવપુરનું એટલે મોક્ષનું રાજ્ય પામ્યા ॥૧॥

હિંસા—અસત્ય—અદત્તાદાન—મૈથુન અને પરિગ્રહ—આ પાંચ અવ્રતનું સેવન અને ઇર્યાસમિતિ આદિ પાંચ સમિતિ ન પાળવી એ સર્વ મળી ૧૦ અસમાધિ દૂર કરીને ૧૦ પ્રકારનો વિનય તે ૧ અરિહંતનો, ૨ સિદ્ધનો, ૩ આચાર્યનો, ૪ ઉપાધ્યાયનો, ૫ સાધુનો, ૬ જિનપ્રતિમાનો, ૭ ધર્મનો ૮ પ્રવચનનો, ૯ ચતુર્વિધસંઘનો, અને ૧૦ દર્શનનો વિનય કરવો એમ હે પ્રભુ! દર્શાવીને પુનઃ ૧૦ પ્રકારની સંજ્ઞા તે

[1] આ ભગવાન ૧૦ મા હોવાથી દશ દશ વસ્તુદ્વારા સ્તુતિ કરી છે.

આહારસંજ્ઞા-ભયસંજ્ઞા-મૈથુનસંજ્ઞા-પરિગ્રહસંજ્ઞા—ક્રોધસંજ્ઞા-માન સંજ્ઞા—માયા સંજ્ઞા-લોભસંજ્ઞા-લોકસંજ્ઞા-અને ઓઘસંજ્ઞા એ ૧૦ પ્રકારની સંજ્ઞા નિવારીને એટલે દૂર કરીને હે પ્રભુ! તમો જગતના જીવોને અનુભવ જ્ઞાન આપો છો ॥૨॥

આ મનુષ્ય અવતારની દુર્લભતાને અંગે હે પ્રભુ! તમે ૧૦ દૃષ્ટાંત કહ્યાં છે, તે ૧ ચુલાનું, ૨ પાસાનું, ૩ ધાન્યરાશિનું, ૪ જુગારનું, ૫ રત્નરાશિનું, ૬ સ્વપ્નનું, ૭ ચક્રનું, ૮ કાચબાનું, ૯ યુગનું અને ૧૦ પરમાણુનું એ ૧૦ દૃષ્ટાંતવડે મનુષ્યનો જન્મ અતિ દુર્લભ છે માટે તે મનુષ્યભવની સાર્થકતા માટે હે જીવો! ધર્મક્રિયા કરો જેથી સુખી થાઓ એમ હે પ્રભુ! તમોએ હિતકારી ઉપદેશ આપેલો છે. ॥ ૩ ॥

હે ભગવંત! તમોએ શુદ્ધ અને અશુદ્ધ ભેદે દ્રવ્યાર્થિક નય ૧૦ પ્રકારના કહ્યા છે તેનાં નામ. ૧ શુદ્ધ દ્રવ્યાર્થનય, ૨ શુદ્ધસત્તા દ્રવ્યાર્થનય, ૩ અભિન્ન દ્રવ્યાર્થનય, ૪ અશુદ્ધ દ્રવ્યાર્થનય, ૫ અશુદ્ધ સત્તા દ્રવ્યાર્થનય, ૬ અશુદ્ધ ભેદ દ્રવ્યાર્થનય, ૭ અન્વય દ્રવ્યાર્થનય, ૮ સ્વગ્રાહી દ્રવ્યાર્થનય, ૯ પરગ્રાહી દ્રવ્યાર્થનય, ૧૦ પરમભાવ ગ્રાહી દ્રવ્યાર્થનય એ ૧૦ પ્રકારના દ્રવ્યાર્થિક નય કહ્યા છે તે કોઇક તત્ત્વવિજ્ઞાની મનુષ્યજ જાણી શકે છે. ॥ ૪ ॥

હે શ્રી શીતલનાથ પ્રભુ! એવો આપનો નયમાર્ગ જાણીને આપ મહાજ્ઞાની છો, માટે તમારી સેવા કરવાની મને ઇચ્છા-અભિલાષ અંતરથી થાય છે અને તેથી હે પ્રભુ! ત્હારા પ્રસાદથી ઉપમા ન આપી શકાય એવા ઈચ્છાયોગની મને અભિલાષા છે તો હે પ્રભુ તું મને સૌથી પ્રથમ ઇચ્છાયોગ આપજે એવી મારી માગણી છે. ( અહિં અનુપ એ શબ્દવડે પોતાનું અનુપચંદ્ર નામ સૂચવ્યું છે ) ॥ ૫ ॥

---

વિસ્તારાર્થ:—

**દશદિશિ પ્રભુ વારીને, શીતલ થયા જિનરાજ;**
**દશવિધ ધર્મ પ્રરૂપીને, પામ્યા શિવપુર રાજ. ॥ ૧ ॥**

પૂર્વદિશા, પશ્ચિમદિશા, ઉત્તરદિશા, અને દક્ષિણદિશા એ ચાર દિશા. તથા અગ્નિકોણ, નૈઋત્યકોણ, વાયવ્યકોણ, અને ઇશાનકોણ એ ચાર વિદિશા તથા ઉર્ધ્વદિશિ અને અધોદિશિ એ સર્વ મળીને ૧૦ ક્ષેત્રદિશા છે તે દશે દિશાઓમાં જીવે કર્મના સંયોગવડે અનંતાનંત ભવે કરી પરિભ્રમણ કર્યું છે, કરે છે અને હજી અનંતીવાર કરશે. હે પ્રભુ! તમે તો કર્મને દૂર કરવાથી એ ૧૦ દિશાઓમાં પરિભ્રમણ કરવું સર્વથા દૂર કર્યું છે, તથા દિગ્પરિ-

ભ્રમણ વડે અને ક્રોધાદિ કષાયો વડે સંસારી જીવો તપી રહ્યા છે, અને હે પ્રભુ ! તમોએ તો દિગ્પરિભ્રમણ અને ક્રોધાદિ કષાયો સર્વથા દૂર કરેલા છે માટે હે પ્રભુ ! હે જિનેશ્વર ! તમે શીતલ થયા તેથી તમારૂં શ્રી શીતલનાથ જિનેશ્વર એવું નામ થયું.

તથા દશ પ્રકારનો મુનિનો ધર્મ હે પ્રભુ ! તમોએ પ્રરૂપ્યો એટલે કહ્યો છે. તે ૧૦ પ્રકારનો મુનિધર્મ આ પ્રમાણે:—

૧ **ક્ષમા**—ક્રોધનો જય કરવો અર્થાત્ ક્રોધ ન કરતાં સમતા ધારણ કરવી તે ક્ષમા. એ ક્ષમાધર્મ દ્રવ્યથી અને ભાવથી એમ બે પ્રકારે છે, ત્યાં ઉપકારી પુરૂષ પ્રત્યે ઉપકાર વિચારી ક્ષમા કરવી તે **ઉપકારક્ષમા,** રાજ્ય વિગેરેના ભયથી એટલે આ અવગુણ કરશે એમ વિચારી ક્ષમા કરવી તે **અપકાર-ક્ષમા,** નરક વિગેરેનાં દુઃખ સહન થાય નહિં છતાં સહન કર્યા વિના છુટકો નથી એમ વિચારી ક્ષમા કરવી તે **વિપાકક્ષમા,** પ્રવચનમાં એટલે સિદ્ધાંતમાં ( શાસ્ત્રમાં ) ક્ષમા કરવાનું કહ્યું છે એમ વિચારી ક્ષમા કરવી તે **વચનક્ષમા,** અને ક્ષમા કરવી એ તો આત્માનો સ્વાભાવિક ધર્મજ છે એમ આત્મધર્મ સમજીને ક્ષમા કરવી તે **ધર્મક્ષમા** કહેવાય. એ પાંચ ક્ષમાઓ-માંથી પ્રથમની ૩ ક્ષમા દ્રવ્ય ક્ષમા છે તો પણ આદરવા યોગ્ય છે, કારણકે પરંપરાએ પણ ભાવ ક્ષમાનું કારણ થઇ શકે છે. અને છેલ્લી બે ક્ષમા તે ભાવ ક્ષમા છે. તેમાં પણ સૌથી શ્રેષ્ઠ ક્ષમા તો ધર્મક્ષમાજ છે. હે પ્રભુ ! આપ એ પાંચમાંથી છેલ્લી ધર્મક્ષમાવાળા છો, તેવી ક્ષમા મને પણ આપો.

૨ **આર્જવ**—માયાનો ત્યાગ કરી સરલ પરિણામવાળા થવું. દુનિયામાં કપટીનો કોઇ વિશ્વાસ કરતું નથી, શ્રી મલ્લિનાથ મહારાજે તપ જેવી ધર્મક્રિયામાં પણ માયા કરવાથી સ્ત્રીવેદ બાંધ્યો માટે છળ પ્રપંચથી દૂર રહેવું એ ઉત્તમ પુરૂષનું લક્ષણ છે. જ્યારે આત્મા ધર્મનો કામી થાય ત્યારે તે ચારે કષાયને ત્યાગ કરવાની ઇચ્છાવાળોજ હોય, માટે ધર્મ અર્થે કપટ કરવામાં દૂષણજ નથી એમ જો કોઇ માને તો તે અયોગ્ય કહેવાય એમ જાણી માયાનો ત્યાગ કરવો.

૩ **માર્દવ**—માનનો ત્યાગ કરવો તે માર્દવ ધર્મ કહેવાય. માનને હસ્તિ-ની ઉપમા આપી છે. શ્રી બાહુબલીએ ભરત ઉપરના ક્રોધનો ત્યાગ કરી દીક્ષા લીધી, એક વર્ષ સુધી મહા તપસ્વીપણે રહ્યા. શરીરે વેલડીઓ વીંટાઇ, માથા-માં પક્ષીઓએ માળા બાંધ્યા, એવી ઘોર તપશ્ચર્યા છતાં ચારિત્રપર્યાયથી મોટા પણ વયપર્યાયે નાના એવા ૯૮ મુનિ ભાઇઓને વંદના કેમ કરૂં ? એવા ગર્વથી કેવળજ્ઞાન ઉત્પન્ન ન થયું, પણ જ્યારે પોતાની બે બેન સાધ્વીઓએ " હે

ભાઈ ગજ ઉપરથી ઉતરો, ગજ ઉપર ચઢતાં કેવળજ્ઞાન ન હોય " ઈત્યાદિ ઉપદેશથી ગર્વ ઉતાર્યો, બાહુબલિએ તુર્તજ નાના મુનિઓને વંદના કરવા જવાને પગલું ભરતાંજ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું, માટે માનનો ત્યાગ કરવો યોગ્ય છે. હે પ્રભુ ! તમોએ માનનો સર્વથા ત્યાગ કરેલ છે.

૪ **મુક્તિ**—લોભવૃત્તિનો ત્યાગ કરવાથી મુક્તિ એટલે નિર્લોભવૃત્તિ પ્રાપ્ત થાય છે. લોભ એટલે તૃષ્ણા તે આત્માનો ધર્મ નથી, લોભને અર્થે જીવો મહાદુઃખ પામે છે, રાજાઓ રાજ્ય અને પ્રાણ ગુમાવે છે, શાહુકારો ધન ગુમાવે છે, સુભટો માથાં કપાવે છે, વિષયના લોભે સ્ત્રીઓ જીંદગી સુધી પુરૂષનું દાસત્વ સ્વીકારે છે ઈત્યાદિ રીતે આ સંસારમાં લોભથી અનેક પ્રકારનાં દુઃખો સહન કરે છે. માટે લોભનો ત્યાગ કરી નિર્લોભતા ધારણ કરવી એજ આત્મધર્મ છે.

૫ **તપ**—તપધર્મ ૧૨ પ્રકારનો છે, તેમાં લોકના દેખવામાં આવે એવો ૬ પ્રકારનો બાહ્ય તપ છે, અને જે બહારથી દેખવામાં ન આવે પણ વસ્તુ સ્વરૂપ વિચારતાં તે તપશ્ચર્યારૂપ હોય તે ૬ પ્રકારનો અભ્યન્તર તપ છે. વાસ્તવિક રીતે ઇચ્છાનો નિરોધ એજ તપ છે, એથી નિર્જરા થાય છે, પણ તેમાં આ લોક કે પરલોકના સુખની ઈચ્છા ન હોવી જોઇએ. કંઇ પણ ઇચ્છાવાળો તપ નિયાણા સહિત ગણાય છે અને તેથી તપશ્ચર્યાનું ખરૂં ફળ મળી શકતું નથી. નિયાણું કરવાથી લાખનો હીરો કોડીને મૂલ્યે આપી દેવા જેવું થાય છે, માટે તપશ્ચર્યા જો ઇચ્છારહિતપણે કરી હોય તોજ સર્વોત્કૃષ્ટ ફળ આપનારી છે. વળી તપશ્ચર્યા કરવાનું કારણ આત્માનો જે અણાહારી ગુણ છે તે પ્રગટ કરવા માટે છે, આહાર કરવો તે આત્માનો ધર્મ નથી એમ જાણીને શ્રદ્ધા કરે છે તેથી આહાર કરવાની વૃત્તિ સહજે રોકાય તો તપશ્ચર્યા પણ સુખે સુખે થઇ શકે. છ પ્રકારના બાહ્યતપનું સ્વરૂપ તથા છ પ્રકારના અભ્યંતર તપનું સ્વરૂપ વિસ્તારપૂર્વક ગ્રથાંતરથી જાણવા યોગ્ય છે. અહિં તેનાં નામ માત્ર દર્શાવાય છે. ૧ અનશન–૨ ઉનોદરિકા–૩ વૃત્તિસંક્ષેપ–૪ રસત્યાગ–૫ કાયક્લેશ–૬ સંલીનતા એ ૬ પ્રકારનો બાહ્યતપ છે, તથા ૧ પ્રાયશ્ચિત્ત–૨ વિનય–૩ વૈયાવચ્ચ–૪ સ્વાધ્યાય–૫ ધ્યાન–૬ કાયોત્સર્ગ એ ૬ પ્રકારનો અભ્યંતર તપ મલી ૧૨ પ્રકારનો તપ હે પ્રભુ ! આપે આદર્યો, બીજાને ઉપદેશ કર્યો અને તેથી આપે અને બીજા જીવે જેમ પરમપદ પ્રાપ્ત કર્યું તેમ મને પણ એ ૧૨ પ્રકારના તપની વૃત્તિ આપો એ આપનો પરમ ઉપકાર છે.

**સંયમ**—૫ ઇન્દ્રિયોનો નિગ્રહ, ૫ મહાવ્રતનું પાલન, ૪ કષાયનો જય, અને ૩ દંડની ( મન–વચન–કાયાના અશુભયોગની ) નિવૃત્તિ એ ૧૭ પ્રકારનો

સંયમ મહામુનિઓએ દર્શાવ્યો છે, એ ૧૭ પ્રકારનો સંયમ પાળવાથી આત્માનો સ્વાભાવિક ગુણ પ્રગટ થાય છે, કર્મોનો નાશ થાય છે, અને આત્મા નિર્મળ થાય છે.

૭ **સત્ય**—જે જે વચન બોલવું તે નય, નિક્ષેપ, સ્યાદ્વાદયુક્ત હોય, પરને ઠગવારૂપ ન હોય, પરને અવગુણરૂપ ન હોય, અને આત્માને હિતકારી હોય તેવું સત્યવચન બોલવું. સત્યવચન, અસત્યવચન, મિશ્રવચન, અને વ્યવહાર-વચન, એ ચાર પ્રકારનાં વચનમાંથી સત્ય અને વ્યવહારવચન એ બે વચન બોલવા યોગ્ય છે. ૧૦ પ્રકારનાં સત્યવચનો, તથા ૧૨ પ્રકારનાં વ્યવહારવચનો-નું સ્વરૂપ ગ્રંથાંતરથી જાણવા યોગ્ય છે. સત્યવચન એ આત્માનો સ્વભાવ પ્રગટ કરવામાં મુખ્ય કારણરૂપ છે. જ્યાંસુધી સત્ય પરિણમ્યું નથી ત્યાંસુધી બધો ક્રિયાકાંડ વિગેરે પ્રપંચ જેવો જાણવો.

૮ **શૌચ**—શૌચ એટલે પવિત્રતા. અહિં સ્નાન, અભ્યંગન, વિલેપન આદિથી દેહની પવિત્રતાને પવિત્રતા ગણવાની નથી, કારણકે જેણે મોક્ષમાર્ગ અંગીકાર કરવાને બ્રહ્મચર્યાદિ ઉત્તમ વ્રતોનું પાલન કરવા માંડયું હોય તેવા અંતરંગ પવિત્ર આત્માઓ જો સ્નાનાદિ દેહસંસ્કારની ખટપટમાં ઉતરે તો શરીરની વિભૂષારૂપ શ્રૃંગાર ક્રિયાઓથી ઇન્દ્રિયો વિકારી થાય છે. માટે મુનિને સ્નાનાદિ શ્રૃંગાર ક્રિયાઓ કરવી મુનિધર્મથી વિરૂદ્ધ છે, માટે અહિં પવિત્રતા તે મન અને આત્માની પવિત્રતા અંગીકાર કરવી. આત્મા અને મન, કર્મ તથા અશુદ્ધ અધ્યવસાયોથી જે અતિ મલિન થયું છે તે મલિનતા દૂર કરવા માટે શુદ્ધ અધ્યવસાયમાં વર્તવું એજ મુનિનો શૌચધર્મ છે.

૯ **અકિંચન**—અ એટલે નહિં **કિંચન** કંઇપણ. જે મુનિની પાસે ધન, ધાન્ય, સોનું, રૂપું આદિ નવવિધ પરિગ્રહમાંનો કંઇપણ પરિગ્રહ ન હોય તે અકિંચન ધર્મ કહેવાય. વસ્ત્ર, પાત્ર, રજોહરણાદિ, મુનિનાં જે ઉપકરણો છે તે ઉપકરણો ઉપર પણ મૂર્ચ્છાભાવ-મોહભાવ ન હોવો જોઇએ. ફક્ત સંયમના નિર્વાહ માટે જે વસ્ત્ર ઉપકરણ આદિ જોઈએ તે અંગીકાર કરે પણ મોહભાવ ન રાખે તે અકિંચન ધર્મ કહેવાય.

૧૦ **બ્રહ્મચર્ય**—પાંચ ઇન્દ્રિયોના વિકારોને રોકવા તેમાં પણ મુખ્યત્વે સ્પર્શનેન્દ્રિય સંબંધિ કામવિકારોને રોકી નિર્વિકારી થવું એ બ્રહ્મચર્ય ધર્મ છે. જોકે ૧૭ પ્રકારના સંયમમાં બ્રહ્મચર્યધર્મ અંતર્ગત થાય છે તો પણ બ્રહ્મ-ચર્ય ધર્મની શ્રેષ્ઠતા અને મુખ્યતા જણાવવાને અર્થે બ્રહ્મચર્યને મુનિધર્મ ગણ્યો છે.

એ ૧૦ પ્રકારનો મુનિધર્મ પ્રરૂપીને અને પાલન કરીને હે પ્રભુ! તમો શિવપુરનું રાજ્ય એટલે મોક્ષપદ પામ્યા છો. ॥ ૧ ॥

**દશ અસમાધિ વારીને, દશનો વિનય વિધાન;**
**દશસંજ્ઞા પ્રભુ વારીને, આપતા અનુભવ જ્ઞાન. ॥ ૨ ॥**

આત્મા આત્મસ્વભાવમાં વર્તે પણ દુઃખરૂપ પુદ્‌ગલભાવમાં ન વર્તે તે **સમાધિ** કહેવાય, તેનાથી વિપરીત વર્તે એટલે આત્મા વિભાવદશામાં પરિણમે, અશુભ અધ્યવસાયોમાં પ્રવર્તે તે **અસમાધિ** કહેવાય. તે અસમાધિ શ્રી ઠાણાંગ સૂત્રમાં દશમા ઠાણામાં ૧૦ પ્રકારની કહી છે. તે દશ અસમાધિનું કિંચિત્ સ્વરૂપ આ પ્રમાણે:—

૧ **હિંસા**—જીવહિંસા કરવાથી અસમાધિ થાય, કારણકે જીવહિંસાથી પરજીવને અસમાધિ થાય છે એ તો દેખીતુંજ છે, પણ તેનાથી પોતાના આત્માને જે અશુભકર્મનો બંધ થાય છે, અને તે ઉદયમાં આવે છે ત્યારે પોતાના આત્માને પણ અસમાધિ ઉત્પન્ન થાય છે, એ પ્રમાણે જીવહિંસા કરવાથી પોતાના આત્માને અને પરને બન્નેને અસમાધિ થાય છે માટે જીવહિંસા એ પ્રથમ અસમાધિ છે.

૨ **અસત્ય**—જેમ જીવહિંસાથી પોતાને અને પરને અસમાધિ થાય છે તેમ અસત્યથી પણ બન્નેને અસમાધિ થાય છે. અસત્ય વચનથી સામો જીવ આપણા ઉપર વિશ્વાસ રાખી અનેક પ્રકારના દુઃખમાં ઉતરે છે, અને અસત્ય જાહેર થતાં આ લોકમાં રાજ્ય અથવા જ્ઞાતિ વિગેરે તરફથી વધ, બંધન, દંડ આદિક થાય છે, અથવા જેને આપણે અસત્ય બોલી ઠગ્યો છે તે માણસ પણ આપણને વધ બંધનાદિ અનેક કષ્ટ આપે છે, અને પરલોકમાં અસત્યથી બાંધેલા અશુભ કર્મનો ઉદય આવતાં પારલૌકિક કષ્ટ ભોગવવું પડે તે જૂદું એ પ્રમાણે અસત્યવચન પણ આત્માને અસમાધિજ છે.

૩ **અદત્તાદાન**—ચોરી કરવાથી જેનો માલ ચોર્યો છે તેને અને આ લોક પરલોકમાં આપણને પણ અનેક કષ્ટ પડે છે તે પ્રસિદ્ધ છે માટે ચોરી તે આત્માને અસમાધિનું સ્થાન છે.

૪ **મૈથુન**—વિષયવાસના એ મોટામાં મોટી અસમાધિ છે. વિષયવાસનાને સફળ કરવા માટે પ્રાણથી પણ પ્રિય એવું ધન હોમવું પડે છે, જીંદગી સુધી સ્ત્રીનું ભરણપોષણ કરવું પડે, વળી પરિવાર થાય તેના ભરણપોષણ વિગેરેને માટે ધન ઉપાર્જન કરવાની મહાઉપાધિમાં રાત્રિદિવસ નાથેલા બળદની માફક અનેક જાતનાં શારિરીક કષ્ટો વેઠવાં પડે છે, આખી જીંદગી જાણે વિષયવાસના સાર્થક કરવાનેજ હોમી હોય તેવું થાય છે, સંસારની મહાન ઇમારતનો પાયોજ વિષયવાસના છે, માટે એ મૈથુન મોટામાં મોટી અસમાધિ છે, પરન્તુ વિષયાભિલાષી જીવોને એ સઘળાં કષ્ટ મોહદશાથી સુખરૂપ ભાસી રહ્યાં છે. સાક્ષાત્ ચિંતાસાગરને સુખસાગર માની લીધો છે.

૫ **પરિગ્રહ**—ધન ધાન્ય સોનું રૂપું ઈત્યાદિ નવપ્રકારનો પરિગ્રહ મેળવતાં આ જીવને અનેક ચિંતાઓ અને કષ્ટ વેઠવાં પડે છે, માટે પરિગ્રહ પણ સાક્ષાત્ અસમાધિ છે.

૬ **ઇર્યા અસમિતિ**—માર્ગે ઉપયોગ પૂર્વક ચાલવાથી કોઇ જીવ ન હણાય, અને આત્માને કર્મબંધ ન થાય માટે ઇર્યાસમિતિ આત્માને સમાધિરૂપ છે, પણ તેથી વિપરીત વર્તતાં પોતાને અને પરને બન્નેને અસમાધિ છે.

૭ **ભાષા અસમિતિ**—ઉપયોગ પૂર્વક હિતકારી વચન ન બોલવું તે.

૮ **એષણા અસમિતિ**—આહાર, વસ્ત્ર, પાત્ર આદિ ગ્રહણ કરવાની જે વિધિ છે, તે વિધિએ ગ્રહણ ન કરવાથી હિંસાદિનો પ્રસંગ થતાં આત્માને અશુભ કર્મબંધ થાય અને તેના ઉદયથી આત્માને અસમાધિ થાય છે, માટે આહારાદિની વિધિ ન સાચવવી તે અસમાધિ છે.

૯ **આદાન નિક્ષેપ અસમિતિ**—કોઇ પણ વસ્તુ લેવી અથવા મૂકવી હોય તો પ્રથમ તે વસ્તુ અને ભૂમિ જોઇ જીવજંતુ હોય તો દૂર કરી લેવી મૂકવી જોઇએ, તે પ્રમાણે ન કરતાં ગમે તેમ ઉપયોગ વિના વસ્તુ લે અથવા મૂકે તો આત્માને અશુભ કર્મબંધ થવાથી અસમાધિ થાય છે.

૧૦ **ઉત્સર્ગ અસમિતિ**—સ્થંડિલ માત્રુ વિગેરે પરઠવતાં ભૂમિ શુદ્ધિ વિગેરે ન જુએ તો અશુભ કર્મબંધ થવાથી અસમાધિ થાય છે.

એ પ્રમાણે ૧૦ પ્રકારની અસમાધિ હે પ્રભુ ! તમોએ દૂર કરવાનો ઉપદેશ આપ્યો છે. એ ૧૦ અસમાધિ શ્રી ઠણાંગ સૂત્રમાં કહી છે, અને શ્રી [1]સમવાયાંગ સૂત્રમાં ૧૦ પ્રકારની સમાધિ જે જૂદી રીતે કહી છે તેનાથી વિપરીત રીતે અસમાધિ વિચારતાં જૂદી રીતે પણ ૧૦ પ્રકારની અસમાધિ કહેવાય.

---

૧ શ્રી સમવાયાંગ સૂત્રમાં ૧૦ પ્રકારની સમાધિ નીચે પ્રમાણે કહી છે:—

૧ **ધર્મચિંતા**—ધર્મધ્યાનાદિકથી ચિત્તને સમાધિ (સુખ) ઉત્પન્ન થાય છે.

૨ **સ્વપ્નચિંતા**—જે સ્વપ્નથી મોક્ષફળની પ્રાપ્તિ થાય એવાં ઉત્તમ સ્વપ્નો આવવાથી ચિત્તમાં મહા આનંદ ઉપજે તે બીજી સમાધિ.

૩ **સંજ્ઞિજ્ઞાન**—સંજ્ઞિજીવોને જાણવાનું જે જ્ઞાન થાય તેથી આત્માને પરમ આલ્હાદ પ્રાપ્ત થાય અથવા જાતિસ્મરણ જ્ઞાન ઉપજે તે વખતે પણ આત્માને પરમ આનંદ ઉપજે તે ત્રીજી સમાધિ.

૪ **દેવદર્શન**—કોઇક દેવ પ્રગટ થાય તેને દેખીને તેના સ્વરૂપથી અથવા દેવના અસ્તિત્વની સાક્ષાત્ શ્રદ્ધા થવાથી પરમ આનંદ ઉપજે તે.

૫ **અવધિજ્ઞાન**—અવધિજ્ઞાન ઉત્પન્ન થતાં આત્માને આનંદ ઉપજેતે.

૬ **અવધિદર્શન**—અવધિદર્શન ઉપજવાથી આત્માને આનંદ થાય તે.

શ્રી શીતલનાથ ભગવાને ૧૦ પ્રકારના વિનયનો વિધિ ભવ્ય જીવોને આ લોક અને પરલોકના સુખને માટે ઉપકારબુદ્ધિથી દર્શાવ્યો છે તે ૧૦ પ્રકારનો વિનય આ પ્રમાણે—

૧ **અરિહંતવિનય**—વિહાર કરતા શ્રી અરિહંત ભગવંતનો વિનય, બહુમાન કરવું, તેમના વચનનું શ્રવણ કરવું, સર્વ ઋદ્ધિ વિસ્તારી મહોત્સવ પૂર્વક વંદન કરવા જવું ઇત્યાદિ રીતે શ્રી અરિહંતનો વિનય થાય છે.

૨ **સિદ્ધવિનય**—શ્રી સિદ્ધભગવંતનો વિનય એટલે શ્રી સિદ્ધભગવંતને વંદન નમસ્કાર કરવો. ઇત્યાદિ રીતે શ્રી સિદ્ધનો વિનય થાય છે.

૩ **આચાર્યવિનય**—મુનિગણની ચિંતા કરનાર શ્રી આચાર્ય મહારાજને વંદન, નમસ્કાર, સેવાભક્તિ ઇત્યાદિ કરવાથી આચાર્યનો વિનય થાય છે.

૪ **ઉપાધ્યાયવિનય**—મુનિગણને અધ્યયન કરાવનાર એટલે સૂત્ર સિદ્ધાંત ભણાવનાર શ્રી ઉપાધ્યાયજીને વંદન, નમસ્કાર, સેવાભક્તિ આદિ કરવાથી ઉપાધ્યાયનો વિનય થાય છે.

૫ **સાધુવિનય**—ગૃહવાસ ત્યાગી ચારિત્ર અંગીકાર કરેલ અને મોક્ષમાર્ગને સાધનાર એવા સાધુ મહારાજને વંદન નમસ્કાર કરવાથી તથા વસ્ત્ર પાત્રાદિ આપવાથી સાધુનો વિનય થાય છે.

૬ **જિનપ્રતિમાવિનય**—શ્રી અરિહંત ભગવંતની પ્રતિમાને વંદન નમસ્કાર કરવો, પૂષ્પાદિકથી પૂજા કરવી, પ્રતિમાનો અવર્ણવાદ બોલનારને અટકાવવા ઇત્યાદિ રીતે શ્રી જિનપ્રતિમાનો વિનય થાય છે.

૭ **ધર્મનો વિનય**—જિનેશ્વર ભાષિત ધર્મની શ્રદ્ધા કરવી, ધર્મનો અવર્ણવાદ થતો દૂર કરવો, ધર્મ અંગીકાર કરવો, બીજાને સમજાવવો ઇત્યાદિ રીતે ધર્મનો વિનય થાય છે.

૮ **પ્રવચનનોવિનય**—સિદ્ધાંતનાં પુસ્તક લખવાં, લખાવવાં, જ્ઞાનને વંદન, નમસ્કાર, પૂજા વિગેરેથી સત્કાર કરવો. શ્રુતજ્ઞાન ભણવું, ભણાવવું, શ્રુત જ્ઞાનનો અવર્ણવાદ દૂર કરવો ઇત્યાદિ રીતે પ્રવચનનો વિનય થાય છે.

૯ **સંઘ વિનય**—સાધુ–સાધ્વી–શ્રાવક–શ્રાવિકા એ ચતુર્વિધ સંઘની ભક્તિ બહુમાન કરવું, અવર્ણવાદ બોલવો નહિ, સીદાતાનો ઉદ્ધાર કરવો ઇત્યાદિ રીતે શ્રી સંઘનો વિનય થાય છે.

---

૭ **મનઃપર્યવજ્ઞાન**—સંજ્ઞિ જીવોના મનોભાવ જાણવાનું જ્ઞાન ઉત્પન્ન થવાથી પરમ આનંદ ઉત્પન્ન થાય તે સમાધિ.

૮ **કેવલજ્ઞાન**—કેવળજ્ઞાન પામવાથી આત્માને પરમ આનંદ ઉપજે તે.

૯ **કેવલદર્શન**—કેવલદર્શન પામવાથી આત્માને પરમ આનંદ ઉપજે તે.

૧૦ **મુક્તિગમન**—મોક્ષે જતાં આત્માને પરમ આનંદ ઉત્પન્ન થાય તે.

**૧૦ દર્શન વિનય**—સમ્યકૃત્વનો અથવા સમ્યગદ્રષ્ટિ જીવનો વિનય, બહુમાન, સેવાભક્તિ કરવી, સમ્યગદ્રષ્ટિનો અવર્ણવાદ નિવારવો, સમ્યક્ત્વ વૃદ્ધિ પામે તેવી દેવદર્શન, પૂજા, પ્રભાવના વિગેરે ધર્મ કરણીઓ કરવી તે દર્શન વિનય છે.

તથા હે પ્રભુ! કર્મના ઉદયથી ઉત્પન્ન થયેલી ૧૦ પ્રકારની સંજ્ઞાઓ તમોએ દૂર કરી છે, કર્મનો નાશ કરવા સાથે કર્મના કારણથી ઉત્પન્ન થયેલી આહારાદિ સંજ્ઞાઓ પણ નાશ પામી છે. સંજ્ઞા એટલે તેવા પ્રકારના અભિલાષરૂપ જ્ઞાનમાત્રા અથવા અભિલાષ. તેના ૧૦ ભેદ આ પ્રમાણે:—

**૧ આહાર સંજ્ઞા**—અશાતાવેદનીય કર્મના ઉદયથી જીવને ક્ષુધા લાગતાં આહાર કરવાની જે ઇચ્છા થવી તે આહારસંજ્ઞા.

**૨ ભય સંજ્ઞા**—ભય મોહનીય કર્મના ઉદયથી સાત પ્રકારના ભયરૂપ જીવને જે ત્રાસ પામવાનો પરિણામ તે ભયસંજ્ઞા.

**૩ મૈથુન સંજ્ઞા**—વેદ મોહનીય કર્મના ઉદયથી જીવને જે વિષયાભિલાષરૂપ પરિણામ થાય છે તે મૈથુન સંજ્ઞા.

**૪ પરિગ્રહ સંજ્ઞા**—લોભ મોહનીય કર્મના ઉદયથી જે તૃષ્ણા પરિણામ ઉત્પન્ન થાય છે તે પરિગ્રહ સંજ્ઞા.

**૫-૬-૭-૮ ક્રોધ-માન-માયા-લોભ સંજ્ઞા**—કષાય મોહનીય કર્મના ઉદયથી જીવને જે ક્રોધાદિ પરિણામ ઉત્પન્ન થાય છે તે ક્રોધાદિ સંજ્ઞા.

**૯ લોક સંજ્ઞા**—જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી શાસ્ત્રની અપેક્ષા રહિત લોકો પોતાની મતિકલ્પના પ્રમાણે કેટલાએક સિદ્ધાંતો પ્રવર્તાવે. જેમ કાગડા તે ઋષિઓ અથવા પૂર્વજો છે, મયૂરીને મયૂરના અશ્રુબિંદુથી ગર્ભ રહે, ઇત્યાદિ.

**૧૦ ઓઘ સંજ્ઞા**—જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી, પૂર્વ ભવના સંસ્કારથી, વિના અભ્યાસે જીવને અનુકૂળ પ્રવૃત્તિનો જે પરિણામ થાય તે. જેમકે વેલડીને બીજો માર્ગ હોય તોપણ વૃક્ષ તરફ જઈ વૃક્ષ ઉપર ચઢે, બાળક સ્તનપાન કરે ઇત્યાદિ.

એ ૧૦ સંજ્ઞાઓ શ્રી શીતલનાથ ભગવંતે દૂર કરી છે. એ ૧૦ સંજ્ઞાઓ સૂક્ષ્મ એકેન્દ્રિયથી પ્રારંભીને સંજ્ઞિ પંચેન્દ્રિય સુધીના સર્વે જીવ ભેદોમાં પ્રાપ્ત થાય છે, તફાવત એજ કે જે સંજ્ઞી જીવો છે તેઓની એ ૧૦ સંજ્ઞાઓ એવી પ્રગટ હોય છે કે જેથી બીજા જીવના અનુભવમાં—જાણવામાં આવી શકે છે, અને જે એકેન્દ્રિયાદિ જીવો મનરહિત છે તેઓની સંજ્ઞાઓ કેટલીક અનુમાનથી ઓળખી શકાય છે, અને કેટલાએકની તો અનુમાનથી પણ ઓળખી શકાતી નથી એવી અવ્યક્ત (પ્રછન્ન) હોય છે. એ ૧૦ સંજ્ઞાઓ દૂર કરીને

શ્રી શીતલનાથ ભગવાન બીજા ભવ્ય જીવોને પણ પોતાના અનુભવનું જ્ઞાન આપે છે, અથવા બીજા જીવોને અનુભવજ્ઞાન (આત્મિકજ્ઞાન) ઉત્પન્ન કરાવે છે.

**દશ દ્રષ્ટાન્તે દુષ્કર, મનુષ્યનો અવતાર;**
**પામી ધર્મક્રિયા કરો, એ શીખ દેતા સાર. ॥ ૩ ॥**

આ મનુષ્યનો અવતાર દશ દ્રષ્ટાંતવડે મહાદુષ્કર છે. એટલે નીચે દર્શાવેલાં દશદ્રષ્ટાંતોમાં જેમ તે તે વસ્તુની પ્રાપ્તિ અતિ દુષ્કર છે તેમ મનુષ્ય ભવની પ્રાપ્તિ પણ અતિ દુષ્કર છે તે ૧૦ દ્રષ્ટાંતો આ પ્રમાણે:—

**૧ ચુલાનું દ્રષ્ટાંત**—કંપિલપુર નગરમાં ઈક્ષ્વાકુ વંશનો બ્રહ્મદત્ત નામે ચક્રવાત પોતાની દુષ્ટ આચરણવાળી ચુલણીમાતાના કષ્ટથી દિગ્પર્યટન કરી ચક્રવર્તિ ઋદ્ધિ પ્રાપ્ત કરી પુનઃ કંપિલપુર નગરે આવ્યો ત્યારે પ્રથમના ઉપકારી બ્રાહ્મણને ઈષ્ટ માગણી માગવા વર આપ્યો, ત્યારે બ્રાહ્મણે પોતાની સ્ત્રીને પૂછી આવીને સ્ત્રીની સલાહ પ્રમાણે બ્રહ્મદત્ત ચક્રવર્તિના રાજ્યમાં દરેક ઘેર ભોજન અને સોનૈયો દક્ષિણા મળે એવી માગણી કરી ત્યારે પ્રથમ ચક્રવર્તીએ પોતાને ઘેર ઉત્તમ સ્વાદીષ્ટ ભોજન કરાવ્યું, ત્યારબાદ રાણીઓને ત્યાં ત્યારબાદ નગરજનોને ત્યાં દરરોજ ભોજન કરે છે, પરન્તુ ચક્રવર્તિના ઘરના ભોજન જેવો આલ્હાદ ઉપજતો નથી. તેથી હવે ચક્રવર્તિને ઘેર પુનઃ ભોજન ક્યારે પ્રાપ્ત થાય એમ ઈચ્છા કરે છે, પરન્તુ ૧૦૦૦ વર્ષનું આયુષ્ય હોવાથી છ ખંડ પૃથ્વીમાં પણ ભોજન કરી ન રહે તો ચક્રવર્તિને ત્યાં ભોજનનો અવસર આવેજ ક્યાંથી? જેમ એ બ્રાહ્મણને પોતાની જીંદગીમાં પુનઃ ચક્રવર્તિને ઘેર ભોજન પામવું દુષ્કર છે તેમ ગયેલો આ મનુષ્ય ભવ પુનઃ પ્રાપ્ત થવો દુષ્કર છે.

**૨ પાસાનું દ્રષ્ટાંત**—ગોલ્લ દેશમાં ચણકાપુરી નામની નગરીમાં ચણી નામનો બ્રાહ્મણ અને ચણકેશ્વરી નામની બ્રાહ્મણીનો ચાણાક્ય નામનો પુત્ર હતો, તેણે પોતાની બુદ્ધિપટુતાથી મયૂરપોષ ગામના રાજાની રાણીનો ચંદ્ર પીવાનો દોહદ પૂર્ણ કરી રાણીને જન્મેલા ચંદ્રગુપ્ત નામના પુત્રને પોતાની સાથે રાખી અનેક કળાઓ શીખવી પાટલીપુત્રના નંદરાજાને હણી પાટલીપુત્રનું રાજ્ય લીધું, ત્યાં ચંદ્રગુપ્તને રાજ્યપદે સ્થાપી રાજ્યનો ભંડાર ભરવા માટે દેવાધિષ્ઠિત બે પાસા પ્રાપ્ત કરી રાજ્યના તમામ શેઠ શાહુકાર ધનવાનોને પાસા બાજી ખેલાવી હરાવે છે, અને પણમાં મૂકેલા સઘળા ધનને હરણ કરી રાજ્યભંડાર ભરે છે, દેવાધિષ્ઠિત પાસાઓ વડે જેની સાથે રમે તે બધાએ ધન હારી હારીને જાય છે, પણ ચાણાક્યને કોઈ જીતી શકતું નથી. હવે ધારો કે એ ચાણાક્યને પણ કોઇ દેવાદિકના પ્રભાવે હરાવી પોતે જીતી શકે, પરન્તુ આ હારેલો મનુષ્યભવ ફરીથી પ્રાપ્ત ન કરી શકે, માટે મનુષ્યભવ પામવો મહા દુર્લભ છે.

**૩ ધાન્યરાશિ દ્રષ્ટાન્ત**—જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં ઘણો વર્ષાદ થવાથી જેટલા પ્રકારનાં ધાન્ય પાકે છે, તેટલાં સર્વ જાતિનાં ધાન્ય જેટલા પ્રમાણમાં પાકયાં હોય તે સર્વનો એક મોટો ઢગલો ભેળસેળ કરીને બનાવીએ, ત્યારબાદ તેમાં એક પલ્યપ્રમાણુ ( સાટા જેટલા ) સરસવ ભેળસેળ કરી એક અતિ વૃદ્ધ ડોશીને સૂપડું આપી સરસવના દાણા જૂદા કાઢી આપવા કહીએ, પરન્તુ તે ડોસીનું આયુષ્ય હવે અલ્પ હોવાથી ટુંક મુદતમાં સરસવ જૂદા પાડી શકે નહિં, ધારો કે દેવ પ્રભાવે કદાચ જૂદા પાડી શકે તોપણુ આ હારેલો મનુષ્યભવ પુનઃ પ્રાપ્ત થાય નહિં.

**૪ જુગાર દ્રષ્ટાંત**—રત્નપુરી નગરીમાં શતાયુધ નામે રાજા અને રંભા નામની રાણીને મદનસેન નામે પુત્ર હતો, રાજાએ પુત્રને યુવરાજપદે સ્થાપ્યો, હવે પુત્રના મનમાં વિચાર આવ્યો કે પિતાને હણી આખું રાજ્ય તાબે કરૂં, મતિસાગર નામના પ્રધાને આ છૂપી વાત જાણી લઇને રાજાને એકાન્તમાં જણાવી, જેથી રાજાએ યુક્તિપૂર્વક વિચાર કરી યુવરાજ પુત્રને કહ્યુ કે હવે આખું રાજ્ય તને સોંપવા વિચાર છે, પરન્તુ આપણા કુળની એવી રીત છે કે જુગાર રમીનેજ રાજ્ય લેવું. તો આ રાજસભાના ૧૦૮ મણિમય સ્તંભ છે, દરેક સ્તંભને ૧૦૯ હાંસા છે, તે દરેક હાંસાને જીતતાં ૧૦૮ વાર જીતે તો એક સ્તંભ જીત્યો ગણાય તેવી રીતે ૧૦૮ સ્તંભ જીતવાથી આખું રાજ્ય લેવાય છે. વળી કોઇપણ હાંસાને જીતતાં જો એકવાર હારે તો પ્રથમની સઘળી રમત નિષ્ફળ જાય, અને પહેલા સ્તંભની પહેલા હાંસાંથી રમત શરૂ થાય, હવે આ રીતે વિચારીએ તો ૧૦૮ સ્તંભના બધા હાંસા કોઇ રીતે જીતી શકાય નહિં વચમાં અનેકવાર હારવાનો પ્રસંગ તો આવેજ અને રમત બધી નિષ્ફળ જાય. ધારો કે દેવ વિગેરેના પ્રભાવથી સર્વ સ્તંભો જીતી શકે તોપણુ આ હારેલો મનુષ્ય ભવ ફરીથી પ્રાપ્ત થઇ શકે નહિં.

**૫ રત્નરાશિ દ્રષ્ટાન્ત**—સુકોશલ નામના નગરમાં રત્નાકર શ્રેષ્ટી મહા ધનવાન હતો તેણે દેશ પરદેશમાં જેટલી જાતનાં રત્નો મલે તેટલાં બધાં પોતાને ત્યાં ભેગાં કર્યાં, અનર્ઘ્ય રત્નોમાં સર્વ ધન ખર્ચ્યું, પણ રોકડ કંઈ પણ રાખ્યું નહિં, હજી પણ અનેક રત્નો મેળવવાના લોભે તેણે સમુદ્ર માર્ગની મુસાફરી શરૂ કરી, લોક આ વાત વિશેષ જાણતા નથી, હવે રત્નાકર શેઠ સમુદ્ર પર્યટન કરવા વહાણે ચઢી દૂર દેશાન્તર ગયા ત્યારે ઘરમાં છોકરાઓએ વિચાર્યું કે નગરમાં ક્રોડપતિઓ પોત પોતાના મહેલપર ધ્વજાઓ ફરકાવીને જેમ પ્રસિદ્ધ થયા તેમ આપણી પાસે આટલાં બધાં રત્નો હોવા છતાં આપણી પ્રસિદ્ધિ જરા પણ નથી, તેથી સર્વ પુત્રોએ પરસ્પર સલાહ કરી બધાં રત્નો વેચી નાખી ક્રોડો મિલકત મેળવી પોતાના મ્હેલ ઉપર પણ ક્રોડ

પતિની નિશાનીવાળી ધ્વજા ચઢાવી. રત્નાકર શેઠે ઘેર આવી ધ્વજા ફરકતી જોઇ પુત્રોની વિગત જાણી પુત્રોને ઘરમાંથી કાઢી મૂકી કહ્યું કે જેટલાં રત્નો વેચી દીધાં તેટલાં બધાં પાછાં લાવશો ત્યારે ઘરમાં પેસવા દઇશ, હવે કંઇક કાળનાં વેચાઇ ગયેલાં રત્નો પાછાં શી રીતે મેળવી શકાય ? કદાચ દેવપ્રભાવથી એ બધાં રત્નો પાછાં મેળવી શકાય પણ હારેલો મનુષ્યભવ પુનઃ મેળવી શકાય નહિં એવો આ મનુષ્યભવ પામવો મહા દુર્લભ છે.[1]

૬ **સ્વપ્ન દ્રષ્ટાન્ત**—પાટલીપુત્ર નગરનાં શંખ નામનો રાજા અને જયશ્રી નામની રાણીને મૂલદેવ નામે પુત્ર હતો, જે મહા જુગારી હોવાથી રાજાએ નગરમાંથી કાઢી મૂક્યો, તેથી દેશ દેશાન્તરમાં ભ્રમણ કરતાં દેવદત્તા નામની ગણિકાનો સંબંધ થયો. ત્યાંથી પુનઃ પરદેશ ભ્રમણ કરતાં બહુ ક્ષુધાતુર થયેલા મૂળદેવને કોઇ સ્થાનેથી અડદના બાકળા મલ્યા, એ વખતે પરમ ઉલ્લાસથી એ બાકળા અકસ્માત પધારેલા માસોપવાસી મુનિને વહોરાવ્યા તે વખતે આકાશમાંથી દેવવાણી થઇ કે ત્હારે જે માગવું હોય તે માગ. મૂળદેવે દેવદત્તા ગણિકા સહિત ૧૦૦૦ હસ્તિવાળું રાજ્ય માગ્યું, ત્યારે દેવે કહ્યું કે આજથી સાતમે દિવસે તું રાજા થઇશ. હવે એજ દિવસે મૂળદેવ સૂતો છે, તે વખતે પોતાના મુખમાં ચંદ્રમંડલે પ્રવેશ કર્યો એવું સ્વપ્ન દીઠું, એજ વખતે ત્યાં સૂતેલા એક જોગીને પણ એજ સ્વપ્ન આવ્યું, તેણે પોતાના સહચારી જોગીઓને કહેતાં તેઓએ આજ તને ગોળ સહિત માંડા અને લાપસી મલશે એમ કહ્યું, અને તેમજ થયું. હવે મૂળદેવને બે ઘડી રાત્રિ બાકી રહેતાં જે સ્વપ્ન આવ્યું હતું તેનો અર્થ પૂછવાને હાથમાં શ્રીફળ પુષ્પાદિ સામગ્રી લઇ સ્વપ્ન પાઠકને ત્યાં આવી સ્વપ્નનો અર્થ પૂછયો, તેણે પણ કહ્યું કે આજથી સાતમે દિવસે રાજ્ય મળશે હવે સાતમે દિવસે ચંપકના વૃક્ષ નીચે સૂતો છે તેવામાં એજ નગરનો અપુત્રીયો રાજા મરણ પામતાં મૂળદેવ ઉપર પાંચે દિવ્ય ઢોળાવાથી મૂળદેવ તે નગરનો રાજા થયો, મૂળદેવને રાજ્ય મળેલું જાણી જોગીએ વિચાર્યું કે સરખું

---

૧ આ દ્રષ્ટાન્ત શ્રી આવસ્યક ચૂર્ણિને અનુસારે કહ્યું. પરન્તુ ઉપદેશપદમાં એ દ્રષ્ટાન્ત બીજી રીતે છે તે આ પ્રમાણે—

તામ્રલિપ્તિ નગરીમાં સાગરદત્ત શ્રેષ્ઠિ અનેક રત્નનો સમૂહ એકઠો કરી વહાણમાં પૂરી રત્નદ્વીપે જાય છે, પુનઃ રત્નદ્વીપમાંથી પણ અનેક રત્નો એકઠાં કરી રત્નોનું વહાણ ભરી પાછો વળ્યો, પરન્તુ દૈવયોગે વહાણ ભાગ્યું અને રત્નો સર્વે સમુદ્રમાં વેરાઈ ગયાં, વ્હાણનું પાટીયું હાથ આવતાં શેઠ પોતાને નગરે આવ્યા, હવે એ રત્નો સમુદ્રમાંથી મેળવી શકાય નહિં, કદાચ દેવપ્રભાવે પ્રાપ્ત થાય તો પણ હારેલો મનુષ્યભવ પુનઃ પ્રાપ્ત થાય નહિં.

સ્વપ્ન આવવા છતાં આટલો બધો તફાવત કેમ પડયો ? હકીકત જાણીને તે યોગિએ મોઢે ચાદર ઓઢી તેવા સ્વપ્નની આશાએ ફરીથી ઉંઘવા માંડયું, પણ એ સ્વપ્ન પુનઃ પ્રાપ્ત થઇ શકે નહિં, કદાચ દેવ પ્રભાવે એવું સ્વપ્ન આવે પણ હારેલો મનુષ્યભવ પાછો આવી શકે નહિ !

૭ **ચક્ર દ્રષ્ટાન્ત**—ઇન્દ્રપુર નામના નગરમાં ઇન્દ્રદત્ત નામે રાજાને જુદી જુદી રાણીઓથી ઉત્પન્ન થયેલા ૨૨ પુત્ર હતા, દાસીથી ઉત્પન્ન થયેલા ૪ પુત્ર હતા, અને પ્રધાનની સુમતિ નામે પરણેલી કન્યાથી ઉત્પન્ન થયેલો સુરેન્દ્રદત્ત નામે પુત્ર હતો, એ સર્વેને કલાચાર્ય પાસે કળા શીખવા મૂક્યા, તેમાં ૨૨ પુત્રો તો મૂર્ખ રહ્યા પણ સુરેન્દ્રદત્ત સઘળી કળાઓ અને રાધાવેધ જેવી કળાઓ પણ શીખ્યો, એક વખતે મથુરા નગરીમાં જિતશત્રુ રાજાની નિવૃત્તિ નામે કન્યાના વિવાહ માટે સ્વયંવર મંડપ રચાયો તે વખતે ઇન્દ્રદત્ત પોતાના ૨૬ પુત્રોને લઇને ગયો તેમાં ૨૬ પુત્રોએ તો ઇન્દ્રદત્તની હાંસી કરાવી, જેથી રાજા અતિ શોકાતુર થયો, પરન્તુ પ્રધાનપુત્રીનો પુત્ર સુરેન્દ્રદત્ત પ્રધાનને ત્યાંજ ઉછરેલો હોવાથી રાજાને તે વાત સ્મૃતિમાં નહોતી, તેથી પ્રધાને આશ્વાસન આપી મુદ્રાલેખની નિશાની સહિત રાજાને પોતાની પુત્રીના પુત્રને શૃંગાર સજાવી દેખાડયો કે હે રાજાજી આ તમારોજ પુત્ર છે તે રાધાવેધ કરશે, રાજાએ પોતાના મુદ્રાલેખથી પોતાનો પુત્ર સ્મૃતિમાં લાવી હર્ષ પામી રાધાવેધની આજ્ઞા કરતાં તે સુરેન્દ્રદત્તે ઉલટ સુલટ ફરતા આઠ ચક્રોના ઉપર રહેલી રાધા પુતળીની ડાબી આંખ નીચે રહેલા તેલની કટાહમા પડેલા પ્રતિબિંબ ઉપર નજર રાખીને વિંધી, એ ઉલટસુલટ ફરતાં આઠ ચક્રો વચ્ચેથી બાણ સીધું મોકલી રાધાની આંખ વીંધવી તે મહા દુષ્કર છે, કદાચ તેવો રાધાવેધ પણ કોઇ કુશળ બાણુવળી કરી શકે પરન્તુ હારેલો મનુષ્યભવ ફરીથી પ્રાપ્ત ન કરી શકે.

૮ **કાચબાનું દ્રષ્ટાન્ત**—એક મહાન સરોવર અત્યંત સેવાળથી ઢંકાઈ ગયું હતું, અને તેની નીચે તળીયે એક કાચબો પોતાના પરિવાર સહિત રહે છે, એક દિવસ પવનના ઝકોલથી સેવાળ ફાટી તેથી કાચબે ચંદ્રનું બિંબ અને તારામંડલ સહિત મનોહર આકાશ રચના દેખી ખુશી થઈ પોતાના પરિવારને પણ તે ભવ્ય આકાશ દેખાડવા તળીયે પરિવારને તેડવા ગયો તેટલામાં પવનથી તે સેવાળ પુનઃ મળી ગઈ. કાચબો પરિવાર સહિત આવી સરોવરમાં ફાટેલા સેવાળની જગ્યા ભમી ભમીને જુએ છે પણ મળતી નથી, હવે ક્યારે એવો પવન આવે, સેવાળ ફાટે, અને પરિવારને આકાશ દેખાડે ! કદાચ સેવાળ ફાટવાનો અવસર મળે અને પરિવારને આકાશમંડળ દેખાડવાનું બની શકે પણ હારેલો આ મનુષ્યભવ ફરીથી પ્રાપ્ત થાય એમ બની શકે નહિં.

૯ **યુગ દ્રષ્ટાન્ત**—જંબૂદ્રીપની ચારે દિશાએ ફરતો બે લાખયોજન ચક્રવાલ વિષ્કંભવાળો લવણ સમુદ્ર છે, કોઇ વિનોદી બે દેવ તે લવણ સમુદ્રના બે કિનારે જળમાં યુગ–ધુંસરી અને સમોલ જૂદી જૂદી નાખે, અને પવન પ્રતિકૂળ કરી મૂકે, હવે તે યુગ અને સમોલ જળમાં તરતી પ્રતિકૂળ પવન હોવાથી કદી પણ ભેગી થઇ શકે નહિં, કદાચિત્ એ બન્ને ભેગી થવાનો અવસર આવે પણ હારેલો મનુષ્યભવ પામવાનો અવસર પ્રાપ્ત થવો તે મહા દુષ્કર છે.

૧૦ **પરમાણુ દ્રષ્ટાન્ત**—કોઇક દેવે એક સ્તંભનું અતિ સૂક્ષ્મ ચૂર્ણ કરી મેરૂ પર્વતના શિખર ઉપર જઈ નલિકાયંત્ર વડે ફુંકી તે ચૂર્ણ દશ દિશામાં ઉડાડયું, ચૂર્ણના કણ જૂદા જૂદા વિખરાઈ અનેક દ્વીપદ્વીપાન્તરોમાં જઈ પડયા હવે તે બધા કણ ભેગા થઇને પુન: સ્તંભ થઈ શકે નહિં, ધારો કે દેવ પ્રભાવે કદાચિત્ તે અણુઓ એકત્ર મલીને સ્કંધ બની શકે પણ હારેલો મનુષ્યભવ ફરીથી પ્રાપ્ત થવો તે મહા દુષ્કર છે.

હે પ્રભુ ! હે શ્રી શીતલનાથ ભગવાન ! એ દશ દ્રષ્ટાન્તે મનુષ્યભવ પામવો મહા દુર્લભ છે, માટે તેવો મનુષ્યભવ અનંત પુણ્યની રાશિવડે જો પ્રાપ્ત કર્યો છે તો હે ભવ્ય જીવો તે મનુષ્યભવને ધર્મકરણી વડે સાર્થક કરો, મનુષ્યભવ જેવી ધર્મકરણી બીજી કોઇ પણ ગતિમાં બની શકશે નહિ, માટે ધર્મક્રિયા કરવામાં પ્રમાદ ન કરો એવી શીખામણ હે પ્રભુ ! તમો ભવ્ય જનોને નિરંતર આપો છો, તેથી આપ મહા ઉપકારી છો. ॥ ૩ ॥

**દશ ભેદે દ્રવ્યાર્થનય, ભાખ્યોછો ભગવાન;**
**શુદ્ધાશુદ્ધ વિભેદથી, જાણે તત્ત્વવિજ્ઞાન. ॥ ૪ ॥**

હે ભગવાન ! શુદ્ધ અને અશુદ્ધ એમ બે પ્રકારે દ્રવ્યાર્થિક નયના ૧૦ ભેદ તમોએ કહ્યા છે, તે દ્રવ્યાર્થિક નયના ભેદનું રહસ્ય જે તત્ત્વજ્ઞાનીઓ એટલે દ્રવ્યાનુયોગના જ્ઞાતા હોય તેજ જાણી શકે છે. એ ૧૦ ભેદમાં કેટલાએક શુદ્ધ અને કેટલાએક અશુદ્ધ ભેદ છે તેનુ સ્વરૂપ આત્મદ્રવ્યના દ્રષ્ટાન્તે સંક્ષેપથી આ પ્રમાણે:—

૧ **શુદ્ધ દ્રવ્યાર્થનય**—[1]કર્મની ઉપાધિ રહિત જે જીવદ્રવ્ય તે શુદ્ધ દ્રવ્યાર્થિકનયે આત્મા કહેવાય. અહિં સિદ્ધ પરમાત્માનેજ આ નય લાગુ પડે છે, એમ નહિં, સિદ્ધ હોય અથવા સંસારી નિગોદનો જીવ હોય તે જીવને પણ આ નયવિચાર લાગુ પાડી શકાય છે. જો નિગોદજીવ હોય તો તેના કર્મની

૧ આ ૧૦ ભેદોનું સ્વરૂપ શ્રી દ્રવ્યાનુયોગતર્કણાને આધારે કહ્યું છે,

ઉપાધિની વિવક્ષા ન કરીએ તો તે આત્મા પણ શુદ્ધ દ્રવ્યાર્થનયે ગણી શકાય છે પરન્તુ અહિં દ્રવ્યની વ્યાખ્યા આ પ્રમાણે છે:—

(૧) **'સત્ દ્રવ્ય'**—સત્ હોય તે દ્રવ્ય કહેવાય. ત્યાં સત્ એટલે શું ? તેની વ્યાખ્યા આ પ્રમાણે-૧ પોતાના ગુણપર્યાયોને વ્યાપ્ત કરે તે સત્ અથવા ૨ ઉત્પત્તિ વ્યય અને વતા યુક્ત હોય તે સત્ અથવા ૩ અર્થક્રિયાકારી સત્ એ પ્રમાણે સત્નાં ૩ લક્ષણો કહ્યાં. એ રીતે જે સત્ હોય તે દ્રવ્ય કહેવાય. અથવા ૨ પ્રદેશસમૂહવડે અખંડ વૃત્તિવાળા સ્વભાવ પર્યાયો અને વિભાવ-પર્યાયોથી જે દ્રવે, દ્રવશે અને દ્રવ્યું છે તે દ્રવ્ય અથવા ૩-તે તે પર્યાયોને દ્રવે એટલે પ્રાપ્ત કરે અને મૂકે તે દ્રવ્ય અથવા ૪ પોતાના પર્યાયો વડે પ્રાપ્ત થાય અને મૂકાય તે દ્રવ્ય અથવા ૫ દ્રુ એટલે સત્તા તેનોજ અવ-યવ અથવા વિકાર તે દ્રવ્ય અથવા ૬ ગુણનો સંદ્રાવ એટલે સમૂહ તે દ્રવ્ય. અથવા ૭ ભાવિપર્યાયની યોગ્યતાવાળું તે દ્રવ્ય. અથવા ભૂતપર્યાયવાળું એટલે ( વર્તમાનની અપેક્ષા વિના ) ભૂતકાળમાં જેના ( વિવક્ષિત ) પર્યાયો થયેલા છે તે ( વર્તમાનકાળે ) દ્રવ્ય કહેવાય અહિં દ્રવ્યના એ અર્થ જાણવા. ( બીજા ભેદમાં એ અર્થ લાગુ નહિં પડે ) દ્રષ્ટાન્ત તરીકે જેમ સંસારી જીવોને સિદ્ધ સરખા માનવા અથવા કહેવા તે આ શુદ્ધદ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ કહેવાય.

૨ **શુદ્ધસત્તા દ્રવ્યાર્થિકનય**—" સત્ દ્રવ્યં " એ દ્રવ્યની વ્યાખ્યામાં સત્નું લક્ષણ જે " ઉત્પાદવ્યયધ્રુવતાયુક્તં " સત્ કહ્યું છે તેમાં પહેલા દ્રવ્યા-ર્થિક નયમાં એ ત્રણની મુખ્યતા રહી છે, પણ હવે બીજા ભેદમાં ઉત્પાદ અને વ્યય ગૌણ ગણી ધ્રુવતાની મુખ્યતા રાખવી. કારણકે આ બીજા દ્રવ્યાર્થિકનય-વાળો દ્રવ્યને નિત્યાનિત્યપણું બે છે તેમાંથી દ્રવ્ય નિત્ય છે એમ સ્વીકારે છે, અને અનિત્યતાને ગૌણ માને છે. પહેલા ભેદમાં દ્રવ્ય નિત્યાનિત્ય ધર્મની મુખ્યતાવાળું, અને આ બીજા ભેદમાં દ્રવ્ય નિત્યતાની મુખ્યતાવાળું છે એટલો ભેદ છે. દ્રષ્ટાન્ત તરીકે " આત્મા નિત્ય છે " એમ આ નયવાળો કહે છે. દેવાદિ પર્યાયથી આત્માની અનિત્યતાને ગૌણ માને છે.

૩ **અભિન્ન શુદ્ધ દ્રવ્યાર્થિકનય**—આ નયવાળો દ્રવ્ય જે ભિન્ન ભિન્ન ધર્મયુક્ત છે તેમાંથી અભિન્ન ધર્મની મુખ્યતા માને છે અને ભિન્નતાને ગૌણ માને છે. " ગુણ પર્યાયવાળું દ્રવ્ય " એ વ્યાખ્યામાં ગુણપર્યાય દ્રવ્યથી ભિન્ન છે તોપણ ગુણપર્યાય અને દ્રવ્ય એ બે ભિન્ન નથી પણ જે દ્રવ્ય છે તેજ ગુણ છે, જે દ્રવ્ય છે તેજ પર્યાય છે એમ આ નયવાળો માને છે.

૪ **અશુદ્ધ દ્રવ્યાર્થિકનય**—આ નયવાળો ઉપાધિયુક્ત દ્રવ્યને પણ દ્રવ્ય કહે છે, ક્રોધયુક્ત આત્માને ક્રોધી આત્મા, માનયુક્તને માની ઇત્યાદિ કહે છે.

અર્થાત્ આ નયવાન જે દ્રવ્ય જે વખતે જે ભાવે પરિણમે તે દ્રવ્યને તે વખતે તે મય કહે છે. જેમ લોહગોલક જ્યારે અગ્નિવ્યાપ્ત થાય છે ત્યારે તેને લોહ ગોલકરૂપ ન કહેતાં અગ્નિરૂપ કહે છે. આત્માના આઠ ભેદ આઠમા ભગવાનના ચૈત્યવંદનમાં દર્શાવ્યા છે તે આ નયને અનુસારે જાણવા.

૫ **ઉત્પાદવ્યયાપેક્ષી અશુદ્ધ દ્રવ્યાર્થિક નય**—આ નયવાળો ઉત્પાદ વ્યય અને ધ્રુવ એ ત્રણેની મુખ્યતાવાળું દ્રવ્ય કહે છે. કારણ કે દ્રવ્યમાં એક સમયે એ ત્રણે ઉપલબ્ધ થાય છે, માટે એકની મુખ્યતા અને એકની ગૌણતા ગણવાની શી જરૂર છે? એમ વિતર્ક કરી એક સમયે જે જે વિદ્યમાન છે તે બધાએ મુખ્ય છે એવો નિર્ણય કરી દ્રવ્યને ઉત્પાદાદિ ત્રયાત્મક કહે છે.

૬ **ભેદ કલ્પના અશુદ્ધ દ્રવ્યાર્થિક નય**—આ નયવાળો ગુણ અને ગુણીમાં ભેદ માને છે, જેમ ભિક્ષુકનું પાત્ર એમ ષષ્ઠી વિભક્તિના પ્રયોગથી ભિક્ષુક અને પાત્ર એ બે જુદાં છે તેમ "આત્માના જ્ઞાનાદિ શુદ્ધ ગુણ છે" એ વ્યપદેશમાં છઠ્ઠી વિભક્તિનો પ્રયોગ હોવાથી આત્મા અને જ્ઞાનાદિ શુદ્ધ ગુણ એ બન્ને ભિન્ન છે એમ માને છે. (વસ્તુતઃ ગુણ ગુણીનો ભેદ નથી પણ વ્યપદેશમાં છઠ્ઠી વિભક્તિ આવવાથી ભેદ માને છે).

૭ **અન્વય દ્રવ્યાર્થિક નય**—આ સાતમો ભેદ એક સ્વભાવવાળો કહેલો છે, કારણ કે દ્રવ્ય એક જ (ગુણ પર્યાય) સ્વભાવવાળું છે. આ નયવાળો દ્રવ્યને ગુણસ્વભાવી અને પર્યાયસ્વભાવી એમ અનેક સ્વભાવવાળું કહેતો નથી પણ ગુણ અને પર્યાયને અભિન્ન ગણી દ્રવ્યમાં ગુણપર્યાયરૂપ એક જ સ્વભાવ રહ્યો છે, એમ માને છે. જે હોતે તે હોય એવો સંબંધ તે અન્વય કહેવાય, જેમ અમુક વર્ણ અને કમ્બુગ્રીવાદિવાળો હોય તો ઘટ હોય, અથવા ઘટ હોય તો અમુક વર્ણ અને કમ્બુગ્રીવાદિવાળો હોય એવો જે પરસ્પર સંબંધ તે અન્વય કહેવાય. અહિં દ્રવ્યના સંબંધમાં ગુણપર્યાયરૂપ સ્વભાવ હોય તોજ દ્રવ્ય કહેવાય, અથવા દ્રવ્ય હોય તો ગુણપર્યાયરૂપ સ્વભાવ હોય જ એવો જે પરસ્પર અવિનાભાવિ સંબંધ કહેવો તે અન્વય દ્રવ્યાર્થિક નય કહેવાય. એ કારણથીજ જ્યારે દ્રવ્યનું જ્ઞાન થાય છે ત્યારે દ્રવ્યના અર્થબોધવડે સર્વ ગુણ અને પર્યાયોનું પણ જ્ઞાન થાય છે. માટે સાતમો ભેદ 'અન્વયદ્રવ્યાર્થિકનય' નામનો છે.

૮ **સ્વદ્રવ્યાદિસંગ્રાહી દ્રવ્યાર્થિક નય**—આ નયવાળો કહે છે કે સ્વદ્રવ્ય–સ્વક્ષેત્ર–સ્વકાળ–અને સ્વભાવનો જે બોધ કરાવે તે દ્રવ્ય કહેવાય, અથવા દ્રવ્ય, સ્વદ્રવ્યાદિ ચતુષ્ટયનો બોધ કરાવનાર છે. માટે આ ભેદનું નામ સ્વદ્રવ્યાદિસંગ્રાહી છે.

૯ પર દ્રવ્યાદિકગ્રાહી દ્રવ્યાર્થિક નય—આ નયવાળો કહે છે કે દરેક દ્રવ્ય પરદ્રવ્યના અસત્ ભાવનો બોધ કરે છે, જેથી દ્રવ્ય પરદ્રવ્યના અસત્ભાવ વાળું છે. કારણ કે ઘટ દ્રવ્ય કહેવાથી અન્ય જે પટાદિ દ્રવ્ય તેના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ તેનું અસતપણું પ્રતિપાદન કરે છે, માટે દ્રવ્ય અસત્ ભાવવાળું છે, એ પ્રમાણે આ નયવાળો પરદ્રવ્યાદિગ્રાહી ગણાય છે.

૧૦ પરમ ભાવગ્રાહી દ્રવ્યાર્થિક નય—આ નયવાળો દ્રવ્યના એક મુખ્ય ગુણને અનુલક્ષીને તે દ્રવ્ય માને છે. જેમ આત્મદ્રવ્યમાં જ્ઞાન દર્શનાદિ અનેક ભાવ છે તેમાં પણ જ્ઞાન સ્વભાવ મુખ્ય છે માટે દર્શનવાન અને ચારિત્રમાન ઈત્યાદિ નહિ કહેતાં "જ્ઞાનવાન આત્મા" એમ કહે છે. દ્રવ્યના પરમ એટલે મુખ્ય અથવા અતિશ્રેષ્ટ એવા સ્વભાવને ગ્રહણ કરનાર તે પરમભાવગ્રાહી દ્રવ્યાર્થિક નય કહેવાય.

હે શ્રી શીતલનાથ ભગવાન! આ પ્રમાણે નયવાદનું તત્ત્વજ્ઞાન આપના સિદ્ધાંતમાંજ કહેલું છે. માટે આપનું પરમ જ્ઞાન મહા ઉપકારી છે. એક વસ્તુને અનેક રીતે અવિરોધપણે સમજાવનાર છે. એમાં કેટલાએક અશુદ્ધ ભેદ કહ્યા તેમાં એમ ન સમજવું કે એ નય વિપરીત અર્થવાળો છે. પણ એમ સમજવું કે સર્વોત્કૃષ્ટ કોટિવાળો જે નય ભેદ છે તે શુદ્ધ અને અપેક્ષાયુક્ત કોટિ તે અશુદ્ધ નયભેદ એ પણ સત્ય અને આત્માને હિતકારી જ કહ્યો છે. એ ૧૦ માં કયા શુદ્ધ અને કયા અશુદ્ધ તેની સ્પષ્ટતા ગ્રંથકતાએ નહિ કરેલી હોવાથી મેં પણ કહી નથી, કારણ કે નયવાદ એ ગહનવિષય છે. ॥ ૪ ॥

**એ નય મારગ જાણીને, સેવા ઇચ્છા થાય;**
**અનુપમ ઇચ્છા યોગની, ઈચ્છા તુજ પસાય ॥ ૫ ॥**

ઉપર કહેલો દ્રવ્યાર્થિક નયના ૧૦ ભેદ રૂપ જે નયમાર્ગ સિદ્ધાંતમાં કહ્યો છે તે જાણીને હે પ્રભુ! આપની સેવા કરવાની ઇચ્છા થાય છે. કારણ કે આપની સેવા કરવાથી મને પણ એ નયમાર્ગનું જ્ઞાન થાય અને તે જ્ઞાનવડે આપના સ્વરૂપનું અને મારા આત્મસ્વરૂપનું યથાર્થ જ્ઞાન થાય, તથા જેની ઉપમા નથી એવા ઈચ્છાયોગની ઇચ્છા હે ભગવાન! ત્હારા પસાયથી એટલે કૃપાથી થાય તો સર્વ સિદ્ધાંતનું રહસ્ય પ્રાપ્ત થાય, અને આત્મગુણની વૃદ્ધિ થાય, ત્હારી સેવા વિના જ્ઞાનાવરણી કર્મનો ક્ષયોપશમ અથવા ક્ષય થાય નહિં, કારણ કે ત્હારી સેવા વિના સર્વ જીવો ઉન્માર્ગે ચાલતા હોય છે, અને તેથી જ્ઞાનાવરણી આદિ કર્મનો ગાઢ બંધ બાંધે છે, જેથી એવા નયમાર્ગ જાણવાનો ક્ષયોપશમ થતો નથી, માટે હે શ્રી શીતલનાથ ભગવાન! તમારી સેવા કરવાથી પ્રથમ ઈચ્છાયોગ એટલે

**कर्तुमिच्छोः श्रुतार्थस्य, ज्ञानिनोऽपि प्रमादिनः**
**विकलो धर्मयोगो य, इच्छायोग उदाहृतः ॥ १ ॥**

**અર્થઃ**—જે જીવ જ્ઞાનવાન છે, તોપણ પ્રમાદ દશામાં ઘેરાયલો હોય પરન્તુ જો સિદ્ધાન્તના અર્થને આદરવાની ( સિદ્ધાન્તમાં કહેલા માર્ગ પ્રમાણે ચાલવાની ) ઈચ્છાવાળો હોય તો તેવા જીવનો જે વિકલ એટલે અપૂર્ણ અથવા જેવો તેવો ધર્મયોગ ( એટલે ધર્મક્રિયા ) તે ઇચ્છાયોગ કહેલો છે, એ ઇચ્છાયોગ આત્માને માર્ગમાં આગળ વધારવાના હેતુવાળો છે. કારણકે વિધિમાર્ગનો આદરભાવ વર્તે છે, ફક્ત તે વિધિમાર્ગનું જ્ઞાન નથી અને જ્ઞાન છે તો પ્રમાદી છે પણ વિધિમાર્ગનો અનાદર નથી તેથી કોઈ વખતે પણ વિધિમાર્ગે આવી શકે છે. વિધિમાર્ગમાં આદરભાવ રહેવો તે ઇચ્છાયોગ કહેવાય. અને ઈચ્છાયોગ હોય તો આત્મગુણ ધીરે ધીરે પ્રાપ્ત થઈ શકે છે માટે હે પ્રભુ! એ ઈચ્છાયોગ થવો અને ઇચ્છાયોગથી જે આત્મગુણની વૃદ્ધિ થવી તે હે ભગવાન! આપની કૃપાથી જ થાય છે. ઇચ્છાયોગથી શાસ્ત્રયોગ પ્રાપ્ત થાય અને શાસ્ત્રયોગથી સામર્થ્યયોગની પ્રાપ્તિ થતાં ગુણસ્થાનની વૃદ્ધિવડે પરમપદની પ્રાપ્તિ થાય, માટે મૂળકારણરૂપ જે ઇચ્છાયોગ તે અનુપમ એટલે ઉપમા ન આપી શકાય એવો છે, ( અહિં અનુપમ એ શબ્દથી ગ્રંથકર્તાએ પોતાનું અનુપચંદ્ર એવું નામ પણ સૂચવેલું છે ). ॥ ૫ ॥

## ૧૧ શ્રી શ્રેયાંસનાથ ભગવાનનું ચૈત્યવંદન.

**અંતરજામી અગિયારમા, શ્રેયાંસનાથ ભગવાન;**
**પૂરણ ગુણ તુજ આતમા, નમતા શ્રદ્ધાવાન. ॥ ૧ ॥**
**અગિયાર અંગથી જાણિયું, અદ્‌ભુત તાહરૂં રૂપ;**
**તેં પ્રભુ જગને તારીયો, તું પ્રભુ દેવસ્વરૂપ. ॥ ૨ ॥**
**અગિઆર પડિમા ભાખતા, શ્રાવકની સુખકાર;**
**અગિઆર સામાન્ય સ્વભાવના, ભાખ્યા ભેદ વિચાર. ॥ ૩ ॥**
**તુજ મારગ વિણ હું ભમ્યો, હવે તું મુજ આધાર;**
**અજ્ઞાન દશા વારજો, આપજો જ્ઞાન વિસ્તાર. ॥ ૪ ॥**
**અનુપમ જ્ઞાન જે તેં કહ્યું, તે મોટો આધાર;**
**અનુભવ જ્ઞાન જેણે લહ્યું, તે પામ્યા ભવપાર. ॥ ૫ ॥**

**સંક્ષિપ્તાર્થ:—**

અગિઆરમા શ્રી શ્રેયાંસનાથ ભગવાન અંતરજામી એટલે સર્વ જીવોના અને પોતાના અંતરનું સ્વરૂપ જાણનારા છે, હે પ્રભુ! તમારો આત્મા પૂર્ણ ગુણવાળો છે, જેથી શ્રદ્ધાવાન જીવો તમને ભાવથી નમસ્કાર કરે છે. ॥ ૧ ॥

હે શ્રી શ્રેયાંસપ્રભુ! ત્હારૂં સ્વરૂપ અતિ આશ્ચર્યકારી છે એમ અગીઆર અંગના જ્ઞાતાઓએ જાણ્યું છે, હે પ્રભુ! તેં આ જગતના જીવોને તાર્યા છે માટે હે પ્રભુ! આ જગતમાં દેવસ્વરૂપ તો તુંજ છે ॥ ૨ ॥

શ્રાવકની અગિઆર પ્રતિમા આ લોક પરલોકના સુખને કરનારી તે પ્રભુએ કહી છે, અને અગિઆર સામાન્ય સ્વભાવના ભેદનો વિચાર પણ પ્રભુએ કહ્યો છે. ॥ ૩ ॥

હે પ્રભુ! તારા માર્ગ વિના એટલે તેં દર્શાવેલા દર્શન, જ્ઞાન અને ચારિત્રના માર્ગ વિના હું અનંતકાળ સુધી ઘણા ભવમાં ભટકયો છું, હવે મારે તારો જ આધાર છે, જગતમાં હું તારા વિના બીજો કોઇ શરણ્ય દેખતો નથી, માટે હે પ્રભુ! મારી અજ્ઞાન દશા દૂર કરીને, જ્ઞાનનો વિસ્તાર એટલે અધિક જ્ઞાનમાર્ગ મને આપો જેથી હું ત્હારૂં અને મ્હારૂં સ્વરૂપ જાણીને ત્હારા સરખો થાઉં. ॥ ૪ ॥

હે પ્રભુ! જેની ઉપમા ન આપી શકાય એવો જે જ્ઞાનમાર્ગ તેં દર્શાવ્યો છે, તેજ મારે આ જગતમાં મોટો આધાર છે. કારણ કે જે જે જીવોએ ત્હારા જ્ઞાનમાર્ગનો અનુભવ લીધો અથવા ત્હારા માર્ગમાં અનુભવજ્ઞાની જે જે જીવો પાકયા તે સર્વ જીવો આ ભવસમુદ્રનો પાર પામી મોક્ષ પદ પામ્યા છે. માટે તેવું અનુભવજ્ઞાન મને થાય તો હું પણ મોક્ષપદ પામું. ॥ ૫ ॥

**વિસ્તારાર્થ:—**

**અંતરજામી અગીઆરમા, શ્રેયાંસનાથ ભગવાન;**
**પૂરણગુણ તુજ આતમા, નમતા શ્રદ્ધાવાન ॥ ૧ ॥**

આ ગાથાનો વિસ્તરાર્થ પણ સંક્ષિપ્તાર્થની માફકજ જાણી લેવો, કારણ કંઈ વિશેષ કહેવા જેવું રહેતું નથી. ॥ ૧ ॥

**અગીયાર અંગથી જાણીયું, અદ્દભૂત તાહરૂં રૂપ;**
**તેં પ્રભુ જગને તારીયો, તું પ્રભુ દેવસ્વરૂપ ॥ ૨ ॥**

હે પ્રભુ અગીઆર અંગના જ્ઞાતા મુનિ મહાત્માઓએ અગીઆર અંગના અભ્યાસવડે જાણ્યું છે કે ત્હારૂં આત્મસ્વરૂપ અતિ અદ્દભૂત એટલે આશ્ચર્યકારી છે, કારણકે અગિઆર અંગનું જ્ઞાન જો અતિ આશ્ચર્યકારી છે, તો તેનાથી

પણ અનંતગુણુ જ્ઞાનવાળું ત્હારૂં સ્વરૂપ કેટલું આશ્ચર્યકારી હોય તે સર્વજ્ઞ સિવાય બીજો કોણ જાણે ? તોપણ અગીઆર અંગના જ્ઞાની મહાત્માઓ સામાન્યથી પણ ત્હારૂં સ્વરૂપ આશ્ચર્યકારી જાણે છે. તે અગીઆર અંગનાં નામ નીચે પ્રમાણે:—

| | | |
|---|---|---|
| ૧ આચારાંગ | ૫ વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ | ૮ અંતગડદશાંગ |
| ૨ સૂયગડાંગ | (ભગવતીજી) | ૯ અનુત્તરોવવાઇ |
| ૩ ઠાણાંગ | ૬ જ્ઞાતાસૂત્ર | ૧૦ પ્રશ્નવ્યાકરણ |
| ૪ સમવાયાંગ | ૭ ઉપાસકદશાંગ | ૧૧ વિપાકસૂત્ર |

એ ૧૧ અંગમાં પહેલાથી બીજું અંગ બમણા પદવાળું, ત્રીજું ચારગણા પદવાળું, ચોથું આઠગણા પદવાળું, એ રીતે ઠાણુ બમણા પદવાળાં ૧૧ અંગ છે જો કે બારમું અંગ દ્રષ્ટિવાદ સૂત્ર છે, પરન્તુ તેનો વિચ્છેદ થવાથી વર્તમાનકાળમાં તો એ ૧૧ અંગનુંજ દેશજ્ઞાન પ્રવર્તે છે.

હે પ્રભુ! એ અગિઆર અંગમાં જીવ, અજીવ, કર્મ આદિ તત્ત્વોનું આશ્ચર્યકારી જ્ઞાન તેં (એટલે તમારા મુખ્ય શિષ્યરૂપ ગણધરોએ) પ્રરૂપ્યું છે. જે જ્ઞાનવડે ત્હારૂં સ્વરૂપ આશ્ચર્યકારી છે એટલુંજ નહિં પરન્તુ એ જ્ઞાનવડે ત્હેં જગતના જીવોને પણ તાર્યા છે, માટે હે પ્રભુ આ જગતમાં શ્રેષ્ટ દેવરૂપ તુંજ છે, ત્હારા વિના બીજો કોઇ પણ વાસ્તવિક દેવ સ્વરૂપ નથી. ॥ ૨ ॥

**અગિઆર પડિમા ભાખતા, શ્રાવકની સુખકાર;**
**અગિઆર સામાન્ય સ્વભાવના, ભાખ્યા ભેદ વિચાર ॥૩॥**

પ્રતિમા એટલે અભિગ્રહ વિશેષ, અથવા પ્રતિમા એટલે મૂર્તિ જેમ ચલાયમાન થતી નથી, પણ નિશ્ચલ હોય છે, તેમ જે અભિગ્રહમાં જીવનું ચલાયમાનપણું ન હોય, પણ નિશ્ચલ ભાવે હોય તેવો અભિગ્રહ તે **પ્રતિમા** કહેવાય. સામાન્ય અભિગ્રહોમાં અમુક તીવ્ર કારણે અપવાદ હોઇ શકે છે, પણ આ ૧૧ અભિગ્રહો ધારણ કરવામાં અપવાદ ન હોઇ શકે માટે એ વિશેષ અભિગ્રહોને નિશ્ચલતાના કારણથી પ્રતિમારૂપ કહ્યા છે. શ્રાવકને માટે એવી ૧૧ પ્રતિમા પરંપરાએ મોક્ષ સુખ આપનારી કહી છે. તે ૧૧ પ્રતિમાઓનાં નામ તથા સ્વરૂપ આ પ્રમાણે:—

૧ **દર્શન પ્રતિમા**—કોઇ પણ છીંડી કે આગાર શિવાય શુદ્ધ સમ્યક્ત્વ અંગીકાર કરે, સુદેવ સુગુરૂ અને સુધર્મ સિવાય (વ્યવહાર કાર્ય માટે પણ) રાજા સરખાને પણ નમસ્કાર ન કરે, ઉપશમ વિગેરે પાંચ લક્ષણો હોય, શંકા, કાંક્ષા વિગેરે કોઇપણ અતિચાર ન લગાડે એવું અપવાદ વિનાનું અને

અતિચાર વિનાનું શુદ્ધ સમ્યક્ત્વ ૧ મહિના સુધી અંગીકાર કરે તે પહેલી દર્શનપ્રતિમા કહેવાય દેવાદિકના ઉપસર્ગથી પણ ચલાયમાન ન થાય એવી શક્તિ તેજ આ અને આગળની બધી પ્રતિમાઓ પાળી શકે છે.

૨ **વ્રત પ્રતિમા**—શ્રાવકનાં બાર વ્રત અતિચાર અને અપવાદ વિના પહેલી દર્શનપ્રતિમા સહિત ૨ માસ સુધી પાળે, તે.

૩ **સામાયિક પ્રતિમા**—પ્રથમની બે પ્રતિમા સહિત સવારે અને સાંજે એમ બે વાર અતિચાર અને અપવાદ વિના સામાયિક કરે તે ત્રીજી પ્રતિમા ત્રણ માસ સુધી વહન કરે.

૪ **પૌષધ પ્રતિમા**—અષ્ટમી, ચતુર્દશી વિગેરે તિથિઓમાં અપવાદ અને અતિચાર રહિત પોસહવ્રત અંગીકાર કરે, પ્રથમની પ્રતિમાઓ સહિત આ પ્રતિમા ચાર માસ સુધી વહન કરે.

૫ **કાયોત્સર્ગ પ્રતિમા**—પ્રતિમાકલ્પનો જાણ શ્રાવક અષ્ટમી આદિ તિથિના દિવસે પોસહવ્રત અંગીકાર કરી, સ્મશાન વિગેરે ઉપસર્ગ થવા યોગ્ય ભૂમિને સ્થાને રાત્રે કાઉસ્સગ્ગધ્યાનમાં રહે, અને ત્યાં ભૂતાદિના ઉપસર્ગો સમ્યક્ પ્રકારે સહન કરે, કાઉસ્સગ્ગથી ચલાયમાન થાય નહિ, પ્રથમની સર્વ પ્રતિમાઓ સહિત આ પ્રતિમા પાંચ માસ સુધી વહન કરે.

૬ **બ્રહ્મચર્ય પ્રતિમા**—વ્રતપ્રતિમામાં દિવસે બ્રહ્મચર્યનું વ્રત હતું અને રાત્રે અમુક નિયમથી અબ્રહ્મચર્ય હતું, તે આ પ્રતિમામાં રાત્રે પણ બ્રહ્મચર્ય ધારણ કરે આ પ્રતિમા ૬ માસ સુધી પ્રથમની પ્રતિમાઓ સહિત વહન કરે.

૭ **સચિત્તત્યાગપ્રતિમા**—પૂર્વની પ્રતિમાઓ સહિત આ પ્રતિમામાં સચિત્ત અને સાવદ્ય આહારનો ત્યાગ કરે. આ પ્રતિમા ૭ માસ સુધી વહન કરે.

૮ **આરંભકરણત્યાગપરિણામ**—પૂર્વની પ્રતિમાઓ સહિત આઠ માસ સુધી પોતે આરંભ (ઘર બાંધવું વિગેરે મોટાં સાવદ્ય કામો) કરે નહિં. અહિં આરંભ બીજા પાસે કરાવે તેવો ત્યાગ કર્યો નથી માટે આરંભ કરણનો ત્યાગ છે, કરાવવાનો ત્યાગ નથી. આ જીવને આરંભ કરવા કરાવવામાં સરખો દોષ ન જાણવો કારણકે આત્મધર્મ સન્મુખ થયેલો આ જીવ પોતે કરે તેના કરતાં નાઇલાજે બીજા પાસે કરાવે તે અલ્પ દોષરૂપ છે, પોતે કરવાથી નિધ્વંસપરિણામની મુખ્યતાવાળો થાય છે.

૯ **આરંભકરાવણત્યાગપ્રતિમા**—પૂર્વની પ્રતિમાઓ સહિત નવ મહિના સુધી બીજા પાસે પણ આરંભ કરાવે નહિં. ઘરનો બધો કારભાર પુત્રાદિકને સોંપે. અહિં કરવું અને કરાવવું એ બન્નેનો ત્યાગ છે.

૧૦ **ઉદ્દિષ્ટવર્જક પ્રતિમા**—પૂર્વની પ્રતિમાઓ સહિત ૧૦ માસ સુધી આ પ્રતિમા વહન કરનાર શ્રાવક પોતાને ઉદ્દેશીને તૈયાર કરેલાં ( પુત્રાદિકે આ શ્રાવકને માટે કરેલાં ) ભોજન વિગેરેનો ત્યાગ કરે. જેમ મુનિ પોતાને માટે કરેલો આહાર વ્હોરે નહિં તેમ આ શ્રાવક પણ પોતાને અર્થે તૈયાર થયેલ કોઇ પણ વસ્તુનો ઉપયોગ ન કરે. મસ્તકે સર્વથા હજામત કરાવે અથવા શિખા રાખે, ઘરમાં ગોપવેલું ધનાદિક પુત્રાદિ પૂછે તો ( પુત્રાદિની આજીવીકાનો છેદ ન થવા માટે ) બતાવે, ન જાણતો હોય તો ના કહે.

૧૧ **શ્રમણભૂત પ્રતિમા**—પૂર્વની પ્રતિમાઓ સહિત ૧૧ માસ સુધી શ્રાવક મસ્તકે હજામત કરાવી અથવા લોચ કરી મુંડિત થાય. રજોહરણ, પાત્રાં વિગેરે મુનિનાં ઉપકરણ લઇને સાધુની પેઠે સર્વ અનુષ્ઠાન કરતો, સમિતિ, ગુપ્તિ આદિનું પાલન કરતો ભિક્ષાદિકને માટે ગૃહ, કુલ વિગેરે સ્થાને જઇ '**प्रतिमाप्रतिपन्नश्रमणोपासकाय भिक्षां देहि**' એ પ્રમાણે કહી ભિક્ષા માગે, કોઇ પૂછે તો કહે કે હું પ્રતિમાપ્રતિપન્નશ્રમણોપાસક છું. એ પ્રમાણે ૧૧ માસ સુધી ગ્રામ,નગર આદિકમાં વિહાર કરી વિચરે, વિહાર પણ માસકલ્પ પ્રમાણે કરે.

એ ૧૧ પ્રતિમાઓનો ૧ માસ ૨ માસ ઇત્યાદિ ઉત્કૃષ્ટ કાળ કહેલો છે. જઘન્યથી તો દરેક પ્રતિમા અંતર્મુહૂર્તકાળ જેટલી જાણવી. તે મરણ આદિ વખતે થાય છે, અન્યથા ન થાય. અગીઆરમી પ્રતિમામાં કરણ કરાવણનો ત્યાગ છે, અને અનુમતિ '[1]પ્રતિસેવના, પ્રતિશ્રવણા અને સંવાસાનુમતિ ' એમ ત્રણ પ્રકારની છે તેમાંથી કેવળ સંવાસાનુમતિ વાળો હોય તે ઉત્કૃષ્ટ દેશવિરતિ શ્રાવક કહેવાય છે. એ સંવાસાનુમતિ પણ ન હોય તો શ્રાવકપણું મટીને ભાવશ્રમણપણુંજ પ્રાપ્ત થઇ જાય. એ અગિઆર પ્રતિમા શ્રાવકને માટે મોક્ષસુખ આપનારી છે.

તથા હે પ્રભુ! વિશેષ સ્વભાવના ૧૧ ભેદનો વિચાર પણ તમોએજ કહ્યો છે તેનું સ્વરૂપ આ પ્રમાણે:—

૧ **અસ્તિસ્વભાવ**—સર્વ વસ્તુની સ્વદ્રવ્ય–સ્વક્ષેત્ર–સ્વકાળ–અને સ્વભાવની અપેક્ષાએ અસ્તિ છે. જેમ ઘટદ્રવ્ય મૃત્તિકારૂપ દ્રવ્યવડે, અમુક પાટલીપુત્રાદિ નગરમાં ઉત્પન્ન થવાવડે, અમુકકાળે એટલે વસંતાદિ ઋતુમાં ઉત્પન્ન થવાવડે, અને પીત્તાદિ વર્ણ, સુરભિગંધ ઇત્યાદિ સ્વભાવવડે અસ્તિરૂપ છે.

૨ **નાસ્તિસ્વભાવ**—સર્વ વસ્તુની પરદ્રવ્ય–પરક્ષેત્ર–પરકાળ–અને પરભાવવડે નાસ્તિ છે. જેમ ઘટદ્રવ્યની પટના તંતુ દ્રવ્યવડે, પટોત્પત્તિ ક્ષેત્રવડે, પટોત્પત્તિ કાળવડે, અને પટસ્વભાવવડે નાસ્તિ છે.

૧ અનુમતિના એ ત્રણ ભેદોનું સ્વરૂપ કર્મપ્રકૃતિમાં ઉપશમના કરણમાંથી જાણવું.

૩ **નિત્યસ્વભાવ**—દ્રવ્ય, ગુણ અને પર્યાય એ ત્રણ સ્વરૂપ દરેક દ્રવ્ય છે, તે દ્રવ્ય દ્રવ્યત્વવડે નિત્ય છે. જેમ મૃત્તિકા મૃત્તિકારૂપ દ્રવ્યવડે નિત્ય છે, પણ જલધારણાદિ ગુણ અને ઘટાદિ પર્યાયવડે અનિત્ય છે.

૪ **અનિત્ય સ્વભાવ**—સર્વ વસ્તુઓ પર્યાયવડે અનિત્ય છે, કારણકે પર્યાય પ્રતિસમય બદલાયા કરે છે.

૫ **એકસ્વભાવ**—દ્રવ્યથી આત્મા આદિ દરેક વસ્તુ આત્મત્વ આદિએ કરીને એક છે.

૬ **અનેક સ્વભાવ**—દરેક પદાર્થ પોતાના ગુણ અને પર્યાયો અનંત હોવાથી અનેક છે, અથવા પોતાના પ્રદેશ સંખ્યાત, અસંખ્યાત અને અનંત હોવાથી અનેક છે.

૭ **ભેદસ્ભાવ**—જાદા જુદા પર્યાયો પલટાવાથી પદાર્થ જુદા જુદા સ્વરૂપ-વાળો દેખાય છે, માટે પર્યાયવડે ભેદસ્વભાવી છે.

૮ **અભેદ સ્વભાવ**—દરેક પદાર્થનો પર્યાય પલટાય છે, પણ દ્રવ્ય પલ-ટાતું નથી માટે દ્રવ્યવડે દરેક પદાર્થ અભેદ સ્વભાવી છે.

૯ **ભવ્યસ્વભાવ**—અનેક કાર્યકારણશક્તિયુક્ત જે અવસ્થિત દ્રવ્ય છે તેના શક્તિનો આવિર્ભાવ તે ભવ્યસ્વભાવ કહેવાય.

૧૦ **અભવ્ય સ્વભાવ**—જે ત્રણ કાળમાં પરભાવની સાથે મળવા છતાં પરથી પરિણમતું નથી તે અભવ્યસ્વભાવ છે.

૧૧ **પરમસ્વભાવ**—દ્રવ્યમાં જે પરિણમન સ્વભાવ તે પરમસ્વભાવ છે.

એ ૧૧ સામાન્ય સ્વભાવ હે પ્રભુ ! તમોએ દર્શાવ્યા છે, તે સ્વભાવ જાણીને જે જે સમયે જે જે સ્વભાવ વર્તે તે તે સ્વભાવ જાણવા અને સ્વ-સ્વભાવમાં વર્તવું એવી તમારી આજ્ઞા છે.

**તુજ મારગ વિણુ હું ભમ્યો, હવે તું મુજ આધાર;**
**અજ્ઞાન દશા વારજો, આપજો જ્ઞાન વિસ્તાર. ॥ ૪ ॥**

આ ગાથાનો વિશેષ અર્થ પણ સંક્ષેપમાં જેવો અર્થ કર્યો છે તેવોજ એટલે અત્રે વિશેષ લખવાની જરૂર નથી. ૪

**અનુપમ જ્ઞાન જે તેં કહ્યું, તે મોટો આધાર;**
**અનુભવ જ્ઞાન જેણે લહ્યું, તે પામ્યા ભવપાર. ॥ ૫ ॥**

હે શ્રી શ્રેયાંસનાથ પ્રભુ! ૧૧ અંગ, ૧૨ ઉપાંગ, ૧૦ પયન્ના, ૬ છેદ, ૪ મૂલસૂત્ર, નંદી, અનુયોગ ઇત્યાદિ અનેક સૂત્ર સિદ્ધાંત વિગેરેમાં તમોએ

જે ઉપમા ન આપી શકાય એવું અપૂર્વ જ્ઞાન કહ્યું છે, તેજ આ જીવને તરવામાં મોટા આધારરૂપ છે. એ જ્ઞાનમાંથી જે જીવોએ અનુભવ જ્ઞાન એટલે આત્મસ્વરૂપની પીછાણ મેળવી અને તે પ્રમાણે વર્ત્યા તે જીવો આ સંસાર સમુદ્રને તરી ભવનો પાર પામ્યા છે. એટલે મોક્ષપદ પામ્યા છે તેમ મને જો અનુભવ જ્ઞાન મળે તો હું પણ મોક્ષપદ પ્રાપ્ત કરૂં. (અહિં અનુપમ એ શબ્દથી ગ્રંથકર્તાએ પોતાનું અનુપચંદ્ર નામ પણ સૂચવ્યું છે) ॥૫॥



## ૧૨ શ્રી વાસુપૂજ્યસ્વામિનું ચૈત્યવંદન.

વાસુપૂજ્ય જિન બારમા, બાર અંગના દાતાર;
બાર ઉપાંગ છે જગતમાં, ભવિ જીવને આધાર. ॥ ૧ ॥
બાર પડિમા મુનિની કહી, બાર તપસ્યાભેદ;
બારભાવના ભાવતાં, વરી શિવવધૂ અખેદ ॥ ૨ ॥
દાતા શિવસંપદતણો, તુજ સમ દેવ ન કોય;
એ ગુણ તાહરા ગાવતાં, આતમ નિજગુણ હોય. ॥૩॥
નાથ! વિભાવ નિવારીને, આપો સહજ સ્વભાવ;
દૂર કરો કર્માવરણ, પ્રગટે જ્ઞાનપ્રભાવ, ॥ ૪ ॥
ક્ષાયિકભાવ પ્રગટાવજો, અનુપ આત્મ આધાર;
સર્વકાર્યની સિદ્ધિનો, તું પ્રભુ છે દાતાર. ॥ ૫ ॥



**સંક્ષિપ્તાર્થ:—**

બારમા જિનેશ્વર શ્રી વાસુપૂજ્ય ભગવાન પ્રથમ આગીઆરમા ભગવાનના ચૈત્યવંદનના અર્થમાં કહેલાં ૧૧ અંગ અને બારમું દ્રષ્ટિવાદ નામનું અંગ એ ૧૨ અંગના જ્ઞાનને આપનારા છે તથા જગતમાં ભવ્યજીવોને આધારરૂપ એવાં ૧૨ ઉપાંગ પણ છે (જે વિસ્તરાર્થમાં કહેવાશે.). ॥ ૧ ॥

મુનિની ૧૨ પ્રતિમા અને તપશ્ચર્યાના ૧૨ ભેદ હે પ્રભુ! તમોએ કહ્યા છે, હે પ્રભુ! બારભાવના ભાવતાં આપને શિવરૂપી વહૂ વિના પરિશ્રમે વરી છે, એટલે મોક્ષપદ પામ્યા છો. ॥ ૨ ॥

હે પ્રભુ! શિવસંપત્તિનો આપનાર દેવ તારા સરખો જગતમાં બીજો કોઈ નથી. તારા એ સર્વ ગુણ ગાતાં મારો આત્મા નિજગુણવાળો થાય છે.॥૩॥

હે નાથ ! મારો વિભાવ સ્વભાવ દૂર કરીને સહજ સ્વભાવ આપો. હે પ્રભુ ! મારાં કર્મ આવરણો દૂર કરો તો જ્ઞાનનો પ્રભાવ પ્રગટ થાય. ૪

હે પ્રભુ ! ઉપમા ન આપી શકાય એવા આ આત્માના આધારરૂપ જે ક્ષાયિક ભાવ તે પ્રગટ કરો, સર્વકાર્યની સિદ્ધિનો કરનાર હે પ્રભુ ! તારા સિવાય બીજો કોઈ નથી. ॥ ૫ ॥

વિસ્તરાર્થ:—

**વાસુપૂજ્ય જિન બારમા, બાર અંગના દાતાર;**
**બાર ઉપાંગ છે જગતમાં, ભવિ જીવને આધાર. ॥ ૧ ॥**

બારમા શ્રી વાસુપૂજ્ય જિનેશ્વર બાર અંગના દાતાર એટલે બાર અંગનું જ્ઞાન આપનારા છે. તેમજ જગતમાં ભવિજીવને સંસાર સમુદ્ર તરવામાં આધારભૂત એવું ૧૨ ઉપાંગનું જ્ઞાન તેના પણ આપનારા છે. ભગવાને જે જ્ઞાન અર્થથી કહ્યું તે શ્રી ગણધરોએ સૂત્રોમાં ગુંથ્યું, અને મહાન આચાર્યોએ એજ અર્થને વિશેષ જણાવવાને ઉપાંગઆદિ ગ્રંથોમાં ગુંથ્યો જેથી અંગ અને ઉપાંગનું જ્ઞાન આપનારા ભગવાન છે એમ કહેવું તે વાસ્તવિક છે. એ ૧૨ અંગ અને ઉપાંગનાં નામ તથા કિંચિત્ સ્વરૂપ આ પ્રમાણે:—

૧ **આચારાંગસૂત્ર**—એમાં મુનિના આચારનું સ્વરૂપ દર્શાવ્યું છે.

૨ **સૂયગડાંગસૂત્ર**—એમાં ૩૬૩ પાંખંડીના ભેદનું સ્વરૂપ, નરકાદિકના દુઃખનું સ્વરૂપ, તથા ધર્મ–અધર્મ–અને મિશ્ર એ ત્રણ પક્ષનું સ્વરૂપ, વિગેરે અનેકભાવ દર્શાવેલા છે.

૩ **ઠાણુાંગસૂત્ર**—એકથી દશ સુધી સંખ્યાવાળા પદાર્થો દર્શાવ્યા છે.

૪ **સમવાયાંગસૂત્ર**- -એકથી અસંખ્યાત સંખ્યાવાળા પદાર્થો દર્શાવ્યા છે

૫ **ભગવતીસૂત્ર**—શ્રીગૌતમસ્વામિજીએ પૂછેલા ૩૬૦૦૦ પ્રશ્નોના ઉત્તરનું સ્વરૂપ દર્શાવ્યું છે, જેથી એમાં દ્રવ્યાનુયોગ વિગેરે અનેક પ્રકીર્ણ વિષયોનું વર્ણન આવ્યું છે, તેમાં વિશેષ જીવાદિ દ્રવ્યોનું તત્ત્વજ્ઞાન અધિક છે.

૬ **જ્ઞાતાસૂત્ર**—એમાં તીર્થંકર, ઉત્તમ મુનિ, અને ધર્મિષ્ટ શ્રાવક, શ્રાવિકાઓનાં ચરિત્ર છે.

૭ **ઉપાસકદશાંગ**—એમાં શ્રી મહાવીર ભગવંતના આણંદ વિગેરે ૧૦ મહાશ્રાવકોનું ચરિત્ર દર્શાવ્યું છે,

૮ **અંતગડદશાંગ**—અંતકૃત કેવળી થઇને મોક્ષે ગયેલા મુનિઓના ચરિત્રોનાં ૧૦ અધ્યયનો છે.

૯ **અનુત્તરોવવાઇસૂત્ર**—એમાં ઉત્કૃષ્ટ ચારિત્રના પ્રભાવથી અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થયેલા મુનિમહાત્માઓનાં ચરિત્ર છે.

૧૦ **પ્રશ્ન વ્યાકરણ**—એમાં પાંચ આશ્રવ તથા પાંચ સંવર વિગેરે ભાવોનું ઔપદેશિક વર્ણન છે.

૧૧ **વિપાક સૂત્ર**—એમાં ૧૦ શુભ (કર્મના) વિપાક અને ૧૦ અશુભ વિપાક (કર્મફળ)ના અધિકાર તથા દરેક અધિકારમાં તે તે વિપાકનાં ચરિત્ર છે.

૧૨ **દ્રષ્ટિવાદ સૂત્ર**—એમાં પરિકર્મ, સૂત્ર, પૂર્વ, અનુયોગ અને ચૂલિકા એ પાંચ મોટા અધિકાર છે, તેમાં ત્રીજા પૂર્વ નામના અધિકારમાં ૧૪ પૂર્વ આવેલાં છે. એ સૂત્રનું જ્ઞાન વિચ્છેદ થયેલું હોવાથી વર્તમાન કાળમાં એ સૂત્રનો અભાવ છે. એમાં વિશેષ દ્રવ્યાનુયોગનું જ્ઞાન હતું.

એ બાર અંગની ઉત્પત્તિ અથવા રચના શ્રી ગણધર મહારાજ કરે છે. પ્રભુ જ્યારે "**उप्पन्नेइ वा, विगमेइ वा, धुवेइ वा**" એ ત્રણ પદનો ઉચ્ચાર કરી શિષ્યને ગણધર પદે સ્થાપે છે, તે જ વખતે એ ત્રિપદિ રૂપ બીજના પ્રભાવથી અને ગણધર મહારાજની બીજકોષ્ઠ લબ્ધિના પ્રભાવથી બારે અંગનું સર્વ શ્રુતજ્ઞાન સમકાળે આત્મામાં પ્રગટ થાય છે. તેથી એમ કહેવાય છે કે '**अत्थं भासइ अरिहा, सुत्तं गुंथेइ गणहरानिउणं**' (એટલે અર્થ અરિહંત કહે અને સૂત્ર ગણધર મહારાજ ગુંથે) એ બાર અંગનાં (જ્ઞાન રૂપી શરીરનાં) ઉપાંગ (અવયવો સરખું જ્ઞાન) બીજા મુનિમહાત્માઓએ રચેલાં છે. તેનાં નામ તથા સ્વરૂપ આ પ્રમાણે:—

૧ **ઉવવાઈ સૂત્ર**—એમાં નગરી વિગેરેનું અને કોણિક રાજાએ પ્રભુનું સામૈયું કર્યું તેનું વર્ણન છે.

૨ **રાયપસેણિ સૂત્ર**—પરદેશી રાજાએ શ્રી પાર્શ્વનાથ ભગવાનના શિષ્ય શ્રીકેશિ ગણધર નામના મુનિ મહાત્માને પૂછેલા જીવસત્તાના પ્રશ્નો અને પરદેશી રાજા ધર્મારાધન કરી સૂર્યાભ વિમાનમાં ઉત્પન્ન થયો તે વિમાનનું વર્ણન વિગેરે છે.

૩ **જીવાભિગમ સૂત્ર**—એમાં જીવ અજીવનું સવિસ્તર વર્ણન છે.

૪ **પન્નવણા સૂત્ર**—એમાં જૂદા જૂદા પદાર્થોના નિરૂપણવાળાં ૩૬ પદો છે, એ પણ દ્રવ્યાનુયોગથી ભરેલો છે.

૫ **સૂર્ય પ્રજ્ઞપ્તિ**—એમાં સૂર્ય આકાશમાં કેવી રીતે ગતિ કરે છે, તે અને તેથી ઉત્પન્ન થતા સમય, મુહૂર્તાદિ કાળભેદોનું સવિસ્તર સ્વરૂપ છે. એમાં મુખ્યત્વે ગણિતાનુયોગ છે.

૬ **ચંદ્ર પ્રજ્ઞપ્તિ**—આકાશમાં ચંદ્રની ગતિની રીત તથા તેથી ઉત્પન્ન થતા ચંદ્રમાસ, ચંદ્રનક્ષત્રો, તિથિઓ વિગેરેનું વર્ણન છે. એ પણ ગણિતાનુયોગની મુખ્યતાવાળું સૂત્ર છે.

૭ **જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ**—એમાં જંબૂદ્રીપમાં રહેલાં શાશ્વત ક્ષેત્ર, પર્વતો, નદીઓ, સરોવરો વિગેરે શાશ્વત પદાર્થોનું વર્ણન છે.

૮ **નિરયાવલિ**–શ્રેણિક રાજા ને કાલાદિ ? ૧૦ કુમારોનું નરકગમનનું વર્ણન છે.

૯ **કપ્પવડિંસયા**—કોણિકના પદ્મ મહાપદ્માદિ ૧૦ પુત્રોનું દેવલોકમાં ગમનનું વર્ણન છે.

૧૦ **પુપ્ફિયા**—ચંદ્ર, સૂર્ય, શુક્ર, બહુપુત્રિકાદિકનું વર્ણન છે.

૧૧ **પુપ્ફચુલિયા**—શ્રી, હ્રી, ધૃતિ કીર્તિ, વિગેરે ૧૦ દેવીઓનું વર્ણન છે.

૧૨ **વન્હિ દશાંગ**—નિસઢ આદિ ૧૨ મુનિઓનું વર્ણન છે.

એ પ્રમાણે ૧૨ ઉપાંગમાં પણ વિવિધ પ્રકારની વ્યાખ્યાઓ છે તેનું જ્ઞાન ભવ્યજીવોને પૂર્ણ આધાર રૂપ છે. એ પ્રમાણે હે પ્રભુ ! ભવ્યજીવોને આ જગતમાં એ ૧૨ અંગ અને ૧૨ ઉપાંગ આદિનું જ્ઞાનજ આધારભૂત છે. ॥ ૧ ॥

**બાર પડિમા મુનિની કહી, બાર તપસ્યા ભેદ**
**બાર ભાવના ભાવતાં, વરી શિવ વધૂ અખેદ ॥ ૨ ॥**

જેમ અગિઆરમા ભગવાનના ચૈત્યવંદનમાં શ્રાવકની ૧૧ પ્રતિમા કહી છે, તેમ અહિં મુનિ મહારાજ માટે ૧૨ પ્રતિમા ( અભિગ્રહ વિશેષ ) કહી છે. એ ૧૨ પ્રતિમાનું કિંચિત્ સ્વરૂપ આ પ્રમાણે:—

આગળ કહેવાતી ૧૨ પ્રતિમાઓને વહન કરનાર મુનિ વિશિષ્ટસંઘયણ અને વિશિષ્ટશ્રુત સહિત હોય, અત્યંત પરિષહ સહવાને સમર્થ હોય, ચિત્તની સ્વસ્થતાવાળા હોય, રતિ અરતિને તુલ્ય ગણનાર હોય, અતિ સાહસિક હોય, ભાવિતાત્મા હોય, તથા તપ, સૂત્ર, સત્ત્વ, એકાન્ત, અને બળ એ પાંચની તુલના પણ જેણે કરેલી હોય એવો મુનિ ગુરૂની આજ્ઞા લઇને, ગુરૂના અભાવે સ્થાપનાચાર્યની, અથવા ગચ્છની આજ્ઞા પામી પ્રતિમા અંગીકાર કરે તે આ પ્રમાણે:—

| | | |
|---|---|---|
| **૧ એક માસિકી** | **૫ પંચમાસિકી** | **૯ દ્વિતીયસપ્તાહોરાત્રિકી** |
| **૨ દ્વિમાસિકી** | **૬ ષણ્માસિકી** | **૧૦ તૃતીયસપ્તાહોરાત્રિકી** |
| **૩ ત્રિમાસિકી** | **૭ સપ્તમાસિકી** | **૧૧ એકાહોરાત્રિકી** |
| **૪ ચતુર્માસિકી** | **૮ સપ્તાહોરાત્રિકી** | **૧૨ એકરાત્રિકી** |

એ ૧૨ પ્રતિમાઓમાં પહેલી સાત પ્રતિમાઓ અશન પાનની એકેક દત્તિની વૃદ્ધિ વડે કરે. જેમકે પહેલી પ્રતિમા એક દત્તિવડે બીજી બે દત્તિવડે ઇત્યાદિ રીતે સાતમી પ્રતિમા સાતમાસ સુધી સાત દત્તિવડે કરે. ત્યારબાદ આઠમી સાત દિવસરાત્રિની પ્રતિમા ગામની બહાર રહી ચોથભક્તના તપવડે કરે, અને બેસવાનું ઉત્તાન આકારે હોય, નવમી પ્રતિમા આઠમીના સરખી છે પણ આસન ઉત્કટુકાદિ હોય, દશમી પ્રતિમા પણ આઠમીની સરખી છે પણ આસન વીરાસન હોય. અગીઆરમી પ્રતિમા છઠ્ઠભક્તવડે હોય, અને બારમી એકરાત્રિકી પ્રતિમા તે અષ્ટમભક્તવડે હોય, ત્યાં અષ્ટમભક્તની છેલ્લી રાત્રિએ બે હાથ લંબાવી, બે પગ એકઠા રાખી, કિંચિત્ નમ્રકાયાવાળો થઇ નેત્રના પલકારા રહિત રહે એ પ્રમાણે ૧૨ મુનિપ્રતિમાઓ હે પ્રભુ! મુનિના ઉત્કૃષ્ટ માર્ગના કષરૂપ તેં દર્શાવી છે. એ પ્રતિમાઓને યોગ્ય મારો આત્મા થાય તો તે અવસરને ધન્ય છે.

હે પ્રભુ! તપશ્ચર્યાના ૧૨ ભેદ આપે કહ્યા છે, તપશ્ચર્યાથી કર્મની નિર્જરા થાય છે, અને તેથી મોક્ષપદની પ્રાપ્તિ થાય છે, તે ૧૨ ભેદ આ પ્રમાણેઃ—

૧ **અનશન**—અશન એટલે અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ એ ચાર પ્રકારના આહાર રહિત રહેવું એટલે ઉપવાસ, આયંબીલ, એકાશન ઇત્યાદિ તપના ભેદ અનશન તપ કહેવાય છે.

૨ **ઉનોદારકા**—ઓછામાં ઓછા બે કોળીયા પણ કમી ખાવું તે ઉનોદરિકા તપ કહેવાય. અર્થાત્ ભૂખના પ્રમાણમાં પેટ ભરીને આહાર ન કરવો.

૩ **વૃત્તિસંક્ષેપ**—યથાશક્તિ અભિગ્રહ ધારણ કરવો, જેમ કે અમુક રીતિએ હોય તો હું ભોજન કરૂં ઇત્યાદિ. અભિગ્રહથી આહાર આદિકની વૃત્તિઓ સંકોચ પામે છે. અથવા આહારની લોલુપતા સંક્ષેપાઈ હોય તોજ આવા અભિગ્રહો ધારણ કરી શકાય છે.

૪ **રસત્યાગ**—દુધ–દહિં–ઘી–ગોળ–તેલ–અને કઢાવિગય. એ ૬ વિગયમાંથી યથાશક્તિ એકાદિ વિગયનો ત્યાગ કરવો. ઇંદ્રિયોને વિકૃત–વિકારી કરે તે વિગય કહેવાય. વિગયનો ત્યાગ ઇન્દ્રિયોના વિકારોને અટકાવવાવાળો છે.

૫ **કાયકલેશ**—કાયાને કષ્ટ થાય એવી રીતે કાયોત્સર્ગ કરવો, લોચ કરવો, વિહાર કરવો, કાયાનો મમત્વભાવ ઓછો થવાથી એ તપ સહજે થઈ શકે છે, અથવા એ તપથી કાયાનું મમત્વ ઘટે છે.

૬ **સંલીનતા**—કાયા–કષાય–અને યોગને સંકોચી રાખવા તે સંલીનતા તપ છે. કુકડીની પેઠે પગ હાથ સંકોચીને શયનાદિ કરવાથી કાયસંલીનતા, કષાય કમી કરવાથી કષાયસંલીનતા, અને યોગપ્રવૃત્તિ ઓછી કરવાથી યોગસંલીનતા થાય છે. એ ૬ પ્રકારનો બાહ્યતપ છે. કારણકે બહારથી પણ લોકો

એને તપસ્વી તરીકે ઓળખી શકે છે. હવે ૬ પ્રકારનો અભ્યંતર તપ તે આ પ્રમાણે:—

૧ **પ્રાયશ્ચિત્ત**—મિથ્યાદુષ્કૃતાદિ ૧૦ પ્રકારનાં પ્રાયશ્ચિત્ત તે ચિત્ત નિ:શલ્ય થયું હોય તો થાય છે, માટે એ અભ્યંતર તપ છે.

૨ **વિનય**—સાત પ્રકારનો વિનય છે. ૧–જ્ઞાનનો વિનય પાંચ પ્રકારે, ૨–દર્શનનો વિનય બે પ્રકારે, ૩–ચારિત્રનો વિનય પાંચ પ્રકારે, ૪–મનનો વિનય ૫–વચનનો વિનય, ૬–કાયાનો વિનય, અને ૭–મો લોકોપચાર વિનય આ પ્રમાણે સાત પ્રકારનો વિનય છે. એ સર્વ ભેદ ગ્રંથાન્તરથી જાણવા. ગ્રંથ વધવાના ભયથી લખ્યા નથી.

૩ **વૈયાવચ્ચ**—આચાર્યની–ઉપાધ્યાયની–સ્થિવિરની–તપસ્વીની–ગ્લાનની–નવદીક્ષિત શિષ્યની–સ્વધર્મીની–કુલની–ગણની અને સંઘની એ પ્રમાણે વૈયાવચ્ચ ૧૦ પ્રકારની છે.

૪ **સ્વાધ્યાય**—૧ વાચના એટલે ભણવું, ૨ પૃચ્છના એટલે સંદેહ પૂછવો, ૩ પરિવર્તના એટલે ભણેલું વારંવાર સંભાળવું, ૪ અનુપ્રેક્ષા એટલે ધારેલા અર્થને વિચારવો, અને ૫ ધર્મકથા એટલે ધર્મનો ઉપદેશ આપવો. એ પ્રમાણે પાંચ પ્રકારનો સ્વાધ્યાય અભ્યંતર તપ છે.

૫ **ધ્યાન**—મન, વચન, કાયાની એકાગ્રતા તે ધ્યાન કહેવાય છે. ચાર પ્રકારનું આર્ત્તધ્યાન અને ચાર પ્રકારનું રૌદ્રધ્યાન સંસારમાં ભ્રમણ કરાવનાર છે, માટે એ બે ધ્યાન દૂર કરી ચાર પ્રકારનું ધર્મધ્યાન અને ચાર પ્રકારનું શુક્લધ્યાન ધ્યાવવું જેથી આત્મસ્વભાવ પ્રગટ થાય છે, એનું વિશેષ વર્ણન ગ્રંથાન્તરથી જાણવું.

૬ **ઉત્સર્ગ**—ઉત્સર્ગ એટલે ત્યાગ તે બે પ્રકારનો છે. ૧ દ્રવ્યોત્સર્ગ ૨ ભાવઉત્સર્ગ. તેમાં દ્રવ્યોત્સર્ગના ગણોત્સર્ગ–કાયોત્સર્ગ–ઉપધ્યુત્સર્ગ અને ભક્તપાનોત્સર્ગ એ ચાર ભેદ છે, અને ભાવોત્સર્ગના કષાયોત્સર્ગ–ભવોત્સર્ગ–અને કર્મોત્સર્ગ એ ત્રણ ભેદ છે, એ સર્વનું સ્વરૂપ ગ્રંથાન્તરથી જાણવું.

એ પ્રમાણે ૬ પ્રકારની બાહ્ય અને ૬ પ્રકારની અભ્યંતર ઉભય મળીને ૧૨ પ્રકારની તપશ્ચર્યા શ્રી વાસુપૂજ્ય જિનેશ્વરે કહી છે, તે ભવ્યજીવ આદરે તો મોક્ષપદ પામે.

શ્રી વાસુપૂજ્ય જિનેશ્વર ૧૨ ભાવનાઓ ભાવતાં વિના પરિશ્રમે શિવવધુ એટલે મોક્ષવધુ વર્યા અર્થાત મોક્ષપદ પામ્યા તે ૧૨ ભાવનાઓનું સ્વરૂપ આ પ્રમાણે—

૧ **અનિત્ય ભાવના**—આ શરીર, ધન, કુટુંબ વિગેરે દુનિયાની બધી

માયાઓ ક્ષણીક છે, માટે ત્યાગ કરવા યોગ્ય છે, આત્માનો આત્મધર્મ સદા-નિત્ય છે માટે તેનો આદર કરવો ઇત્યાદિ ચિંતવવું.

૨ **અશરણ ભાવના**—આ ભવ સમુદ્રમાં દુઃખ પામતા અને ડુબતા આત્માને શરીર, ધન, સ્ત્રી, કુટુંબ વિગેરે કોઇ શરણ્ય નથી કેવળ શ્રી જિનેશ્વરનો ધર્મ શરણ્ય છે ઇત્યાદિ ચિંતવવું.

૩ **સંસાર ભાવના**—સંસારનું સ્વરૂપ વિચારવું તે.

૪ **એકત્વભાવના**—હું એકલો આવ્યો છું, એકલો જવાનો છું, પુન્ય પાપ કરવાનું બધાને માટે છે, પણ તેનાં ફળ તો મારે એકલાનેજ ભોગવવાનાં છે, દરેક દુઃખ મારે એકનેજ ભોગવવાનું છે, દુઃખમાં કોઈ સહાયક થવાનો નથી ઇત્યાદિ ચિંતવવું.

૫ **અન્યત્વભાવના**—આ શરીર, ધન, કુટુંબ એ સર્વ મારાથી ભિન્ન છે, શરીર તે હું નથી, હું જૂદો છું, અને શરીર જૂદું છે. ઇત્યાદિ વિચારવું.

૬ **અશુચિભાવના**—મારો જન્મ અતિ અપવિત્ર સ્થાનવાળો છે, મારૂં શરીર સાત ધાતુઓથી અપવિત્ર છે, પવિત્ર પદાર્થો પણ આ શરીરના સ્પર્શથી અપવિત્ર થાય છે, પવિત્ર તો એક શ્રી જિનેશ્વરનો ધર્મ છે ઇત્યાદિ વિચારવું.

૭ **આશ્રવભાવના**—કર્મને આવવાના માર્ગ ૫ ઇન્દ્રિયો, ૩ યોગ, ૪ કષાય, ૫ અવ્રત, ૨૫ ક્રિયાઓ. એ ૪૨ માર્ગ છે. એ ૪૨ માર્ગે કર્મ કેવી રીતે આવે છે તેનું સ્વરૂપ વિચારવું.

૮ **સંવરભાવના**—નવ તત્ત્વમાં કહેલા કર્મને રોકવાના ૫૭ ઉપાયનું સ્વરૂપ વિચારવું.

૯ **નિર્જરાભાવના**—૧૨ પ્રકારના તપથી કર્મની નિર્જરા કેવી રીતે થાય છે તેનું સ્વરૂપ વિચારવું.

૧૦ **લોક સ્વભાવ ભાવના**—ચૌદ રાજલોક તથા અલોકનું સ્વરૂપ વિચારવું તે.

૧૧ **બોધિ દુર્લભ ભાવના**—સુદેવ, સુગુરૂ અને સુધર્મ ઉપર શ્રદ્ધા થવા રૂપ સમ્યકત્વ પ્રાપ્ત થવું તે બહુ દુષ્કર છે, તેના સ્વરૂપનો વિચાર કરવો.

૧૨ **ધર્મ ભાવના**—સમ્યક્ત્વ પ્રાપ્ત કરીને પણ અરિહંત ભગવાને કહેલો ધર્મ જ્ઞાન ચારિત્રનો માર્ગ આચરવો તે બહુ દુષ્કર છે ઇત્યાદિ વિચારવું.

એ ૧૨ પ્રકારની ભાવનાઓમાંની કોઈ પણ એકજ ભાવના તીવ્ર અધ્યવસાય પૂર્વક ભાવવામાં આવે તો અનંતકર્મનો નાશ થઇ શીઘ્ર કેવળજ્ઞાન પામી શકાય છે, અને મોક્ષપદ પણ સહજે પ્રાપ્ત થઈ શકે છે. એ ભાવના-

ઓમાં જેવો અધ્યવસાય હોય તેવો ઓછો વત્તો સંવર થાય છે, અને અનુક્રમે કર્મની નિર્જરા પણ થાય છે. મહા ઘોર પાપ કરનારા દ્રઢપ્રહારી ચોર વિગેરે જેવા અતિ કઠોર જીવો પણ એ ભાવનાઓથી શીઘ્ર આત્મધર્મ પામી શક્યા છે, કદી ત્રસપણું નહિં પામેલ શ્રી મરૂદેવા માતાને હસ્તિ ઉપરજ કેવળજ્ઞાન થયું, અને મોક્ષે ગયાં તે પણ એ ભાવનાની પ્રબલતાથીજ. એ પ્રમાણે બાહ્ય ચારિત્રની ક્રિયાઓ વિના પણ અનેક જીવો એ ભાવનાઓના પ્રભાવથી મોક્ષ પદ પામ્યા છે. અને ચારિત્ર માર્ગ પણ એ ભાવનાઓ વડેજ સરળ થાય છે.

**દાતા શિવસંપદ તણો, તુજ સમ દેવ ન કોય;**
**એ ગુણ તાહરા ગાવતાં, આતમ નિજ ગુણ હોય ॥ ૩ ॥**

અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સ્થિતિ, અવ્યાબાધપણું, નિરાકાર પણું, નિરંજનપણું, અકર્મતા, અરોગતા, અપુનરાવૃત્તિ ઇત્યાદિ મોક્ષની અનંત સંપદાઓને આપનાર હે પ્રભુ! ત્હારા સરખો બીજો કોઈ દેવ આ જગતમાં દેખાતો નથી, કારણ કે બીજા બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર આદિ દેવો પોતેજ સંસારમાં ડુબેલા છે, રાગી છે, દ્વેષી છે, સ્ત્રીના લાલચુ છે. ઇત્યાદિ અનેક દોષ વાળા હોવાથી પોતેજ મોક્ષપદ પામ્યા નથી તેમ પામવાની ઈચ્છાવાળા પણ નથી તો તેવા દેવો બીજાને મોક્ષપદ આપવા સમર્થ કયાંથી હોય! હે પ્રભુ! તું સિદ્ધિપદ પામ્યો છે, માટે ત્હારા તે આત્મગુણોનું ગાન કરતાં એટલે નિત્ય સ્મરણ કરતાં તે માર્ગે ચાલું તો મારો આત્મા પણ આત્મગુણવાળો થાય. જેમ ભ્રમરીના ધ્યાનથી ચેળ પણ ભ્રમરીપણું પામે તેમ ત્હારા ધ્યાનથી હું પણ આત્મગુણ પામું. ॥ ૩ ॥

**નાથ વિભાવ નિવારિને, આપો સહજ સ્વભાવ;**
**દૂર કરો કર્માવરણ, પ્રગટે જ્ઞાન પ્રભાવ ॥ ૪ ॥**

આત્માનો સહજ સ્વભાવ અનંત જ્ઞાન, અનત દર્શન, અનંત ચારિત્ર, અનંત વીર્ય, અકષાયતા, અકર્મતા, સિદ્ધત્વ, અવેદી, અરૂપી, અનંત લબ્ધિ, ઈત્યાદિ છે, અને અજ્ઞાન, અદર્શન, અવિરતિ, અલ્પવીર્ય, કષાય, કર્મતા, સંસારિત્વ, વેદ, રૂપ, અલ્પલબ્ધિ, ઇત્યાદિ વિભાવ સ્વભાવ છે, તે કર્મના સંયોગે થયેલા છે, માટે હે પ્રભુ! અજ્ઞાનાદિ વિભાવ સ્વભાવ દૂર કરીને આત્માનો સહજ સ્વભાવ જે અનંતજ્ઞાનાદિ તે આપો, અને મારાં કર્મનાં આવરણો જે અનાદિકાળથી લાગ્યાં છે તે દૂર કરો જેથી આત્માનો અનંતજ્ઞાનનો પ્રભાવ તે શીઘ્ર પ્રગટ થાય ॥ ૪ ॥

ક્ષાયિક ભાવ પ્રગટાવજો, અનુપ આત્મ આધાર;
સર્વ કાર્યની સિદ્ધિનો, તું પ્રભુ છે દાતાર ॥ ૫ ॥

કર્મના ક્ષયથી જે ભાવ ઉત્પન્ન થાય તે ક્ષાયિકભાવ કહેવાય. જ્ઞાનાવરણીય કર્મના ક્ષયથી કેવળજ્ઞાન, દર્શનાવરણીય કર્મના ક્ષયથી કેવળ દર્શન, દર્શન-મોહનીયના ક્ષયથી ક્ષાયિક સમ્યક્ત્વ, ચારિત્રમોહનીયના ક્ષયથી ક્ષાયિક ચારિત્ર અને પાંચ અંતરાય કર્મના ક્ષયથી ૫ દાનાદિ લબ્ધિ એ ૯ ક્ષાયિકભાવ છે. અને તે આત્માના આધાર રૂપ છે, કારણ કે એ ૯ ક્ષાયિકભાવ આત્માનાજ ગુણ છે. તો હે પ્રભુ! જગતમાં ઉપમા ન આપી શકાય એવા આત્માના આધાર રૂપ (ગુણ રૂપ) ક્ષાયિક ભાવ મારા આત્મામાં પ્રગટ કરજો. કારણ કે સર્વ કાર્યની સિદ્ધિ કરનાર તું જ છે. અથવા અનુપ એ શબ્દ ગ્રંથકર્તાનું અનુપચંદ્ર એ નામ સૂચવનાર હોવાથી એવો પણ અર્થ થાય કે અનુપચંદ્રના આત્માના (એટલે ગ્રંથકર્તા કહે છે કે મારા આત્માના) આધાર રૂપ (ગુણરૂપ) અનંતજ્ઞાનાદિ ક્ષાયિકભાવ મારા આત્મામાં પ્રગટ કરજો. ॥ ૫ ॥

## १३ श्री विमलनाथ प्रभुनुं चैत्यवंदन.

વિમલ પ્રભુને પ્રણમતાં, વિમલાનંદ થવાય;
તેર કાઠીયા ટાળતાં, ત્રિભુવન ડંકો થાય ॥ ૧ ॥
વિનય કરે પદ તેરનો, માયા મદ મોડાય;
જો પ્રભુની સેવા કરે, આતમ શુદ્ધિ થાય ॥ ૨ ॥
મોહ નિવારી પામીયા, તેરમું ગુણસ્થાન;
કેવલ દુગધારી થયા, અનંતજ્ઞાનનુ સ્થાન ॥ ૩ ॥
પ્રભુ તુજ શરણે જે રહ્યા, પામ્યા જ્ઞાન વિશાલ;
એહ મનોરથ માહરો, દેજો પ્રભુ દયાળ ॥ ૪ ॥
સત્તા શક્તિ સ્વભાવથી, સરખી કહી મહારાય;
મંદ તે કર્મ પ્રભાવથી, ભાખો છો વીયરાય ॥ ૫ ॥
ભેદ ભાવ દૂરે કરી, કરો અભેદ સ્વભાવ;
અનુપમ તુજ આશ્રય લહી, માગું આતમભાવ ॥ ૬ ॥

સંક્ષિપ્તાર્થઃ—

તેરમા શ્રી વિમલનાથ પ્રભુને પ્રણામ કરતાં વિમલ એટલે નિર્મળ આનંદ વાળા થવાય છે, વળી એ પ્રણામ જો તેર કાઠીઆ ટાળીને થાય તો તેવા શુદ્ધ પ્રણામથી જગતમાં આત્માનો ડંકો વાગે એટલે આ આત્મા કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન પામી મોક્ષપદ પણ પામે તેમજ તીર્થંકર પદવી પણ પામે જેથી ઘણો જશવાદ ફેલાય. ॥ ૧ ॥

તથા ૧૩ પદનો વિનય કરતાં આત્મામાં જે માયા, મદ આદિ કષાયો રહ્યા છે તે દૂર થાય, એ પ્રમાણે કષાય રહિત જો વિમલનાથ પ્રભુની સેવા કરે તો આત્માની શુદ્ધિ પણ થાય. ॥ ૨ ॥

શ્રી વિમલનાથ પ્રભુ મોહનીય કર્મને દૂર કરીને ૧૩ મું સયોગિ કેવલિ નામનું ગુણસ્થાન પામ્યા છે. અને એ ગુણસ્થાને કેવળજ્ઞાન અને કેવળ દર્શન એ બે ભાવ પામવાથી પ્રભુ અનંતજ્ઞાનનું સ્થાન થયા છે. ॥ ૩ ॥

હે પ્રભુ ! જે જીવો ત્હારે શરણે આવ્યા તે જીવો પણ એ વિશાલજ્ઞાન એટલે કેવળજ્ઞાન પામ્યા છે, તેથી મારો પણ એજ મનોરથ છે એટલે મારી પણ ઇચ્છા ત્હારે શરણે રહેવાની છે તો હે પ્રભુ ! મને પણ તમારે શરણે રાખી કેવળજ્ઞાન આપશો એવી મારી ઇચ્છા છે ॥ ૪ ॥

દરેક આત્મામાં આત્મશક્તિઓ સ્વભાવથીજ સત્તામાં સરખી રહેલી છે, કોઈપણ આત્મામાં સત્તાગત શક્તિ ન્યૂનાધિક નથી પરન્તુ ન્યુનાધિકતાનો ભેદ દેખાય છે તે કર્મના પ્રભાવથી દેખાય છે, એવા પ્રકારનો ઉપદેશ હે વીતરાગ ! તમો અહર્નિશ કરતા રહ્યા છો. ॥ ૫ ॥

માટે કર્મને દૂર કરી આમશક્તિઓનો ભેદ ભાવ દૂર કરી અભેદ સ્વભાવવાળો એટલે પ્રભુના આત્માની શક્તિ અને સેવકના આત્માની શક્તિ સરખી થાય તેમ કરો. ઉપમા ન આપી શકાય એવો હે પ્રભુ ! ત્હારો આશ્રય પામીને હું મારા આત્માનો મૂળ સ્વભાવ માગું છું, તે હે પ્રભુ ! પ્રગટ કરો ॥ ૫ ॥

---

વિસ્તારાર્થઃ—

**વિમલ પ્રભુને પ્રણમતાં, વિમલાનંદ થવાય;**
**તેર કાઠીયા ટાળતાં, ત્રિભુવન ડંકો થાય. ॥ ૧ ॥**

તેરમા શ્રી વિમલનાથ પ્રભુને ભાવપૂર્વક પ્રણામ કરતાં વિમલ એટલે નિર્મળ આનંદવાળા થવાય છે. ધન, કુટુંબ, ભોજન આદિકથી દુનિયામાં જેટલા પૌદ્ગલિક આનંદ છે, તે બધાએ નિર્મળ આનંદ નથી પણ મલિન આનંદ છે,

કારણકે એ આનંદથી કર્મબંધ થાય છે, અને પરિણામે એ આનંદનો પણ નાશ થઈ સાગરોપમો સુધી તીવ્ર દુઃખ ભોગવવાં પડે છે, માટે એ પૌદ્ગલિક આનંદ તે મલિન આનંદ છે, અને વિમલ પ્રભુને પ્રણામ કરવાથી તો અનુક્રમે કર્મનો નાશ થતાં આત્માનો આનંદ પ્રગટ થાય છે, કે જે આનંદનો કોઇ પણ કાળે વિનાશ થતો નથી, પરન્તુ એ વિમલ આનંદ મેળવવા માટે જો તેર કાઠીયા, પ્રભુને પ્રણામ કરવામાં નડતર કરવાવાળા છે તે દૂર થાય તો આ આત્મામાં નિર્મળ આનંદ થાય અને ત્રણે ભુવનમાં આત્મગુણનો ડંકો વાગે એટલે ત્રણે ભુવનમાં આત્માનો યશ ફેલાય, ત્રણે ભુવનના જનો આ આત્માની સેવા, પૂજા, ભક્તિ કરે. એ ૧૩ કાઠીયાનાં[૧] નામ અને સ્વરૂપ આ પ્રમાણે:—

૧ **આલસ**—દેવગુરૂની પાસે જતાં આળસ આવે તેથી જાય નહિં.

૨ **મોહ**—સ્ત્રી, પુત્રાદિ કુટુંબમાં અતિ રાગ હોવાથી દેવગુરૂ પાસે જવાનું મન થાય નહિ, જવાનું મન હોય તોપણ રોકાઈ રહે.

૩ **અવજ્ઞા**—ગુરૂદેવ પાસે જવાથી કંઇ ધન મળવાનું નથી, અને ધન મેળવ્યા વિના સુખ છે નહિં એ પ્રમાણે દેવગુરૂનો અનાદર થાય.

૪ **માન**—મનમાં અભિમાન અને મ્હોટાઇ માનતો હોય તેને ગુરૂદેવને વાંદવું પડે તેમાં પણ લઘુતા સમજી દેવગુરૂ પાસે જાય નહિ.

૫ **ક્રોધ**—ગુરૂને વંદના કરી છતાં મારી સાથે બોલ્યા નહિં અને ધર્મલાભ પણ ન આપ્યો એવા ક્રોધથી પુનઃ પાસે જાય નહિ.

૬ **પ્રમાદ**—મદિરાદિકના વ્યસનમાં આસક્તિ હોવાથી દેવગુરૂ પાસે જવાનું મન થાય નહિં.

૭ **કૃપણતા**—દેવગુરૂ પાસે જતાં કંઈ ચઢાવવું પડશે અથવા ટીપ વિગેરેમાં કંઇ પૈસા લખવા પડશે એમ ધારી દેવગુરૂ પાસે જાય નહિ.

૮ **ભય**—ગુરૂ પાસે જઇશું તો નરક વિગેરેનાં દુઃખ કહેશે, અને બાધા પચ્ચખ્ખાણ કરાવશે, અથવા કેમ આવતા નથી એમ કહેશે ઈત્યાદિ વિચારથી દેવ ગુરૂ પાસે જાય નહિ.

૯ **શોક**—મારૂં અમુક સગું મરણ પામ્યું છે, માટે મ્હારે શોક હોવાથી દેહરે ઉપાશ્રયે જવા બહાર નીકળાય નહિ એમ વિચારી દેવ ગુરૂ પાસે જાય નહિ, અને ઘરનાં કામ માટે બધે જાય એ અજ્ઞાનતા છે.

૧ કાઠીયા એટલે માર્ગમાં વિઘ્ન કરનારા લુંટારા એવો અર્થ સમજાય છે.

**૧૦ અજ્ઞાન**—દેવ ગુરૂ સંસાર સમુદ્રથી તારનાર છે એવી શ્રદ્ધા ન હોવાથી દેવ ગુરૂ પાસે જાય નહિ.

૧૧ **વ્યાક્ષેપ**—કોઈએ એવું ચિત્ત ભમાવ્યું હોય જેથી ઘણું સમજાવ્યા છતાં સુદેવ સુગુરૂને ઓળખે નહિ.

**૧૨ વિકથા**— દેશકથા, રાજકથા, ભોજનકથા અને સ્ત્રીકથા એ ચાર વિકથાઓ કરવાનો રસિક હોવાથી ધર્મકથામાં મન લાગે નહિં તેથી દેવ ગુરૂ પાસે જાય નહિ. અથવા કૌતુક, ખેલ, તમાસા, નાટક જોવાનો રસિક હોવાથી દેવ ગુરૂ પાસે જવાનું ગમે નહીં.

**૧૩ વિષય**—પાંચે ઇન્દ્રિયોના વિષયમાં એવી લીનતા હોય કે દેવ ગુરૂ પાસે જવું તે કેદખાનામાં જવા બરાબર લાગતું હોય એવી વિષય વાસનાથી વ્યાકુળ થયેલા જીવો પણ દેવ ગુરૂ પાસે જાય નહિ.

એ ૧૩ કાઠીયા ધર્મમાર્ગમાં અંતરાય કરનારા છે, માટે તે નિવારવાથી જીવ ધર્મમાર્ગે સરળતાથી જઇ શકે છે. એ ૧૩ કાઠીયા જીતે તેનો જયડંકો ત્રણે ભુવનમાં વાગે એટલે ત્રણે ભુવનને માનનીય થાય ॥ ૧ ॥

**વિનય કરે પદ તેરનો, માયા મદ મોડાય;**
**જો પ્રભુની સેવા કરે, આતમશુદ્ધિ થાય ॥ ૨ ॥**

અરિહંતાદિ ૧૩ પદનો વિનય કરતાં માયા અને મદ એટલે અહંકાર નાશ પામે છે, અહંકાર ગયા વિના વિનય થઇ શકે નહિ માટે વિનય કરવાથી અહંકાર તો નાશ પામે છે, પણ તે સાથે પરંપરાએ માયા, ક્રોધ આદિ કષાયો પણ નાશ પામે. વળી જેનો જેનો વિનય આ આત્મા કરે તેના જેવો આત્મા થાય છે, માટે અરિહંતાદિ ૧૩ પદનો વિનય કરવાથી આત્મગુણ પ્રગટ થાય છે, તે તેર પદ આ પ્રમાણે:—

૧ **અરિહંતનો વિનય**—અરિહંત એટલે શ્રી તીર્થંકર ભગવાનની ભક્તિ.

૨ **સિદ્ધપદનો વિનય**—સિદ્ધ પરમાત્માની સેવા ભક્તિ કરવી.

૩ **કુલનો વિનય**—ચંદ્ર-નાગેન્દ્ર આદિ કુલ એટલે એક આચાર્યની સંતતિ તેનો વિનય એટલે સેવા ભક્તિ.

૪ **ગણનો વિનય**—ગણ એટલે એક વાચનાવાળો સાધુનો સમુદાય તેનો વિનય કરવો. જેમ કોટિક ગણ ઇત્યાદિ.

૫ **સંઘનો વિનય**—સાધુ-સાધ્વી-શ્રાવક, શ્રાવિકા એ ચતુર્વિધ સંઘનો યથાયોગ્ય વિનય એટલે સેવા ભક્તિ કરવી.

૬ **ક્રિયાનો વિનય**—સ્વર્ગ-નરક-પુન્ય-પાપ-પરલોક-ઇશ્વર ઇત્યાદિ છે એમ માને તે આસ્તિક કહેવાય. તેમાં પણ સ્વર્ગાદિકના યથાર્થ બોધ વાળા તે વાસ્તવિક રીતે આસ્તિક કહેવાય તેનો વિનય કરવો.

૭ **ધર્મનો વિનય**—ક્ષમા-આર્જવ-માર્દવ-નિર્લોભતા આદિ ૧૦ પ્રકારના યતિધર્મનો વિનય કરવો એટલે તે તે ગુણવાળા મુનિની સેવા કરવી.

૮ **જ્ઞાનનો વિનય**—મત્યાદિ પાંચ જ્ઞાનનો અને જ્ઞાનનાં ઉપકરણોનો પણ વિનય કરવો.

૯ **જ્ઞાનીનો વિનય**—મત્યાદિ પાંચ જ્ઞાનીઓનો વિનય કરવો.

૧૦ **આચાર્યનો વિનય**—ગણના અધિપતિ, ગણની અને શાસનની ચિંતા રાખનાર મુનિ આચાર્ય કહેવાય તેમનો વિનય કરવો.

૧૧ **ઉપાધ્યાયનો વિનય**—સાધુ સાધ્વીને સૂત્ર ભણાવે તે મુનિ ઉપાધ્યાય કહેવાય તેમનો વિનય કરવો.

૧૨ **સ્થવિરનો વિનય**—સ્થવિર એટલે વૃદ્ધ તે ત્રણ પ્રકારે છે. વયોવૃદ્ધ તે ૬૦ વર્ષ ઉપરાંતના, જ્ઞાનવૃદ્ધ તે બહુ શ્રુત ધારી, અને પર્યાયવૃદ્ધ તે ૨૦ વર્ષ ઉપરાંત જેનો દીક્ષાપર્યાય થયો હોય તેવા ત્રણે વૃદ્ધોનો વિનય કરવો.

૧૩ **પદ વિનય**—ગણીપદ આદિ પદવીધરોનો વિનય કરવો.

એ તેર પદનો વિનય કરવાથી આત્માને તે તે પદની પ્રાપ્તિ થાય છે, અને આત્મ સ્વભાવ પ્રગટ થાય છે ॥ ૨ ॥

**મોહ નિવારી પામીયા, તેરમું ગુણસ્થાન,**
**કેવલ દુગધારી થયા, અનંત જ્ઞાનનું સ્થાન.**

**વિસ્તરાર્થ**:—હે પ્રભુ ! તમે મોહનીય કર્મનો ક્ષય કરી તેરમું સયોગિ કેવલિ નામનું ગુણસ્થાન પામ્યા છો, જો કે મોહનીય કર્મના ક્ષયથી તો ક્ષીણમોહ ગુણસ્થાન બારમું પ્રાપ્ત થાય છે, પરન્તુ મોહનીય કર્મનો ક્ષય થતાં અન્તર્મુહૂર્ત માત્રમાં જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મનો ક્ષય અવશ્ય થાય છે, તેથી જ્ઞાનાવરણીય કર્મના ક્ષયથી કેવળજ્ઞાનોત્પત્તિ વાળું ૧૩ મું ગુણસ્થાન પણ મોહનીયના ક્ષયથી કહ્યું છે, એ ગુણસ્થાન પામીને હે પ્રભુ ! તમો કેવળજ્ઞાન અને કેવળ દર્શન ધારણ કરનારા થયા છો, એ કેવળજ્ઞાન અને કેવળ દર્શનના પ્રભાવથી તમો અનંત જ્ઞેય પદાર્થને જાણવાથી અનંતજ્ઞાનનું પાત્ર થયા છો ॥૩॥

**પ્રભુ તુજ શરણે જે રહ્યા, પામ્યા જ્ઞાન વિશાલ;**
**એહ મનોરથ માહરો, હેજો પ્રભુ દયાલ ॥ ૪॥**

હે પ્રભુ! ત્હારા શરણે જે જે જીવો આવ્યા તે સર્વે ત્હારી કૃપાથી વિશાલ જ્ઞાન પામ્યા છે, અને મારો પણ એજ મનોરથ છે તો હે પ્રભુ! હું ત્હારે શરણે આવ્યો છું જેથી મને પણ આપ દયાળુ છો તેથી દયા કરીને આત્મજ્ઞાન એટલે કેવળજ્ઞાન આપો ॥૪॥

**સત્તા શકિત સ્વભાવથી, સરખી કહી મહારાય;**
**ભેદ તે કર્મ પ્રભાવથી, ભાખો છો વીયરાય ॥ ૫ ॥**

સર્વ જીવોની સત્તાગત શક્તિઓ સ્વભાવથીજ સરખી છે એમ હે મહારાજ! તમે કહ્યું છે, અને દેખવામાં દરેક સંસારી જીવોની અને પરમાત્માની શક્તિ જૂદી જૂદી દેખાય છે, એવો શક્તિઓનો ભેદ તે કર્મના પ્રભાવથી થયો છે એમ હે વીતરાગ ભગવાન! તમે કહો છો તે સત્ય છે, સૂક્ષ્મનિગોદ અપર્યાપ્તાની પ્રથમસમયમાં સત્તાગત અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતવીર્ય આદિ સર્વ આત્મશક્તિઓ પરમાત્માના સરખીજ છે, પરન્તુ પરમાત્માની શકિતઓ કર્મનો નાશ થવાથી પ્રગટ થઈ છે, અને નિગોદાદિ જીવોની શકિતઓ કર્મના ઉપશમ, ક્ષય, ક્ષયોપશમની તારતમ્યતા પ્રમાણે ઓછી વત્તી પ્રગટ થઇ છે એજ ભેદ છે.

**ભેદ ભાવ દૂરે કરી, કરો અભેદ સ્વભાવ;**
**અનુપમ તુજ આશ્રય લહી, માગું આત્મસ્વભાવ ॥ ૬ ॥**

હે પ્રભુ! એ પ્રમાણે આત્મશકિતઓમાં થયેલો ભેદભાવ દૂર કરીને મારા આત્માની અને તમારા આત્માની શકિતઓ અભેદ સ્વભાવવાળી એટલે સરખી કરો. અર્થાત્ હે પ્રભુ! જેમ તમે આત્મશકિતઓ સંપૂર્ણ પ્રગટ કરી તેમ મારી શકિતઓ પણ સંપૂર્ણ પ્રગટ કરો, જગતમાં ઉપમા ન આપી શકાય એવો તમારો આશ્રય પામીને એટલે તમારે શરણે આવીને હે પ્રભુ! હું મારા આત્માનો સ્વભાવ સંપૂર્ણ પ્રગટ થાય એજ માગું છું. ॥ ૬ ॥



## ૧૪ શ્રી અનંતનાથ ભગવાનનું ચૈત્યવંદન.

**ધ્યાવું જિનેસર ચઉદમા, અનંતનાથ મહારાજ;**
**ગુણસ્થાન લહી ચૌદમું, પામ્યા શિવપુર રાજ ॥ ૧ ॥**
**ત્રણપદ આપી સ્થાપીયા, શ્રી ગણધર મહારાજ;**
**ચૌદ પૂર્વ વિદ્યા રચી, સહુ વિદ્યા શિરતાજ ॥ ૨ ॥**

ચૌદ રત્નની ઋદ્ધિને, પામ્યા આપ પ્રભાવ;
તે પણ ત્યાગી નીસર્યાં, ધરતા સંયમ ભાવ ॥ ૩ ॥
સંયમઠાણ અસંખ્ય છે, છઠાણ વડિયની પંત;
કંડક કંડક અંતરે, પણ પરજાય અનંત ॥ ૪ ॥
કંડક ઠાણ અસંખ તે, સેવકને પ્રગટાવો;
અનુપમ એ ગુણઠાણમાં, પ્રગટે આતમભાવો ॥ ૫ ॥



સંક્ષિપ્તાર્થ:—

ચૌદમા શ્રી અનંતનાથ જિનેશ્વર ભગવાનનું હું ધ્યાન કરૂં છું એ ભગવાન ચૌદમું ગુણસ્થાન પામીને મોક્ષનગરનું રાજ્ય પામ્યા છે ॥ ૧ ॥

પ્રભુએ ત્રિપદી આપીને શ્રી ગણધર મહારાજની સ્થાપના કરી તે શ્રી ગણધર મહારાજે સર્વ વિદ્યાઓમાં એટલે સર્વ જ્ઞાનમાં શિરતાજ એટલે મુગટ સમાન ચૌદ પૂર્વના જ્ઞાનની રચના કરી ॥ ૨ ॥

હે પ્રભુ! ચૌદ રત્નવાળી ચક્રવર્તિની ઋદ્ધિ પણ જીવો આપના પ્રભાવથી પામ્યા છે. તેવી ઋદ્ધિનો ત્યાગ કરીને પણ તે ચક્રવર્તિઓ સંયમ ધારણ કરતા સંસારમાંથી નિકળ્યા તે આપના ધર્મનોજ પ્રભાવ છે. ॥ ૩ ॥

કંડક કંડકને અંતરે સંયમ સ્થાનો છ સ્થાનપતિત શ્રેણિએ અસંખ્ય છે, અને સર્વ સંયમ સ્થાનો પણ અસંખ્ય છે, પરન્તુ સંયમના પર્યાય અને સંયમની વિશુદ્ધિઓ અનંત છે ॥ ૪ ॥

તથા સંયમનાં કંડક સ્થાનો પણ અસંખ્ય છે એ સર્વ સંયમનાં સ્થાન હે પ્રભુ! આ સેવકને પ્રગટ કરો તો ઉપમા ન આપી શકાય એવા એ સંયમના સ્થાનોમાં અથવા ચૌદમા ગુણસ્થાનમાં આત્માના સર્વ સ્વભાવો પ્રગટ થાય ॥ ૫ ॥



વિસ્તરાર્થ:—

ધ્યાવું જિનેસર ચઉદમા, અનંતનાથ મહારાજ;
ગુણસ્થાન લહી ચૌદમું, પામ્યા શિવપુર રાજ ॥ ૧ ॥

ચૌદમા જિનેશ્વર શ્રી અનંતનાથ મહારાજનું હું ધ્યાન કરૂં છું કે જે શ્રી અનંતનાથ ભગવાન ચૌદમું અયોગિ કેવલિ નામે ગુણસ્થાન પ્રાપ્ત કરીને મોક્ષ નગરનું રાજ્ય પામ્યા છે. અહિં ચૌદ ગુણસ્થાનનાં નામ આ પ્રમાણે:—

| | | |
|---|---|---|
| ૧ મિથ્યાત્વ | ૬ પ્રમત્ત સર્વવિરતિ | ૧૧ ઉપશાન્ત મોહ |
| ૨ સાસ્વાદન | ૭ અપ્રમત્ત | ૧૨ ક્ષીણમોહ |
| ૩ મિશ્ર | ૮ અપૂર્વકરણ | ૧૩ સયોગિકેવલી |
| ૪ અવિરતિ સમ્યક્ત્વ | ૯ અનિવૃત્તિ કરણ | ૧૪ અયોગિકેવલી |
| ૫ દેશવિરતિ | ૧૦ સૂક્ષ્મ સંપરાય | |

એ પ્રમાણે આત્મગુણની વિશુદ્ધિના અનુક્રમ પ્રમાણે ઉત્તરોત્તર અધિક વિશુદ્ધિદર્શક એ ૧૪ ગુણસ્થાનો છે. એમાં ૧૪ મું ગુણસ્થાન પાંચ હ્રસ્વાક્ષર પ્રમાણ અન્તર્મુહૂર્ત્ત કાળનું છે, તે પામીને જીવો તુર્તજ એટલે એ ગુણસ્થાન પૂર્ણ થતાંજ ઉર્ધ્વગતિએ સિદ્ધિગતિ પામે છે. એમાં મન, વચન, કાયાના યોગનો અભાવ છે, અને કેવળજ્ઞાન તો તેરમે ગુણઠાણેજ પ્રાપ્ત થયું છે, માટે એનું નામ અયોગિકેવલિ છે. એ ગુણસ્થાન પામીને ચોદમા શ્રી અનંતનાથ પ્રભુ પણ મોક્ષપદ પામ્યા ॥ ૧ ॥

ત્રણ પદ આપી સ્થાપીયા, શ્રી ગણધર મહારાજ;
ચૌદ પૂર્વ વિદ્યા રચી, સહુ વિદ્યા શિરતાજ ॥ ૨ ॥

'**उपन्नेइ वा, विगमेइवा, धुवेइ वा**' (જગતના સર્વ પદાર્થો ઉત્પન્ન થાય છે, નાશ પામે છે, અને સ્થિર પણ રહે છે) એ ૩ પદ રૂપ ત્રિપદી સંભળાવીને વાસક્ષેપ પૂર્વક દરેક તીર્થંકર ભગવાન, ગણધર મહારાજની (દ્વાદશાંગ જ્ઞાનધારી મુખ્ય શિષ્યોની) સ્થાપના કરે, ત્યારબાદ તે ગણધર મુનિઓ, પ્રભુના મુખદ્વારા ત્રિપદી સાંભળવાથી પોતાની બીજકોષ્ટ બુદ્ધિ નામની લબ્ધિના પ્રભાવે શીઘ્ર અન્તર્મુહૂર્ત માત્રમાં પ્રસરી ગયેલા શ્રુતજ્ઞાનવડે બાર અંગરૂપ દ્વાદશાંગીની રચના કરે એમાં બારમું દ્રષ્ટિવાદ નામનું અંગ છે, તેના પાંચ મોટા વિભાગ છે તે પૈકી ત્રીજા વિભાગમાં ૧૪ પૂર્વની રચના કરે છે. પણ સર્વજ્ઞાનમાં ચૌદ પૂર્વના જ્ઞાનની શ્રેષ્ટતા હોવાથી એ ૧૪ પૂર્વની રચનાને અહિં મુખ્ય ગણી છે. તે ૧૪ પૂર્વનાં નામ તથા સ્વરૂપ આ પ્રમાણે:—

૧ **ઉત્પાદ પૂર્વ**—એમાં સર્વ દ્રવ્યોના પર્યાયોની ઉત્પત્તિનું સ્વરૂપ વર્ણવેલું છે. પદ ૧ ક્રોડ છે.

૨ **અગ્રાયણી પૂર્વ**—એમાં સર્વ દ્રવ્યો અને સર્વ પર્યાયોનું પ્રમાણ દર્શાવ્યું છે. પદ ૯૬ લાખ છે.

૩ **વીર્યપ્રવાદ પૂર્વ**—એમાં કર્મ સહિત જીવના, કર્મ રહિત જીવના, અને અજીવના વીર્યનું એટલે શક્તિઓનું સ્વરૂપ પ્રતિપાદન કર્યું છે. એમાં

૬૦ લાખ પદ છે.

૪ **અસ્તિનાસ્તિપ્રવાદ પૂર્વ**—જે જે વસ્તુ લોકમાં જેવી રીતે છે, અથવા નથી તેનું સ્વરૂપ અથવા જે વસ્તુ સદ્રૂપે છે તેજ વસ્તુ સ્યાદ્વાદની અપેક્ષાએ અસદ્રૂપે પણ છે તેનું સ્વરૂપ દર્શાવ્યું છે. ૬૦ લાખ પદ છે.

૫ **જ્ઞાનપ્રવાદ પૂર્વ**—એમાં મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવલજ્ઞાન એ પાંચ જ્ઞાનનું સવિસ્તર વર્ણન છે. એક પદ ન્યૂન એક ક્રોડ પદ છે.

૬ **સત્યપ્રવાદ પૂર્વ**—એમાં સત્ય, સંયમ અને વચન એ ૩ વસ્તુનું સવિસ્તર સ્વરૂપ દર્શાવેલું છે. એમાં ૧ ક્રોડ અને ૬ પદ છે.

૭ **આત્મપ્રવાદ પૂર્વ**—આત્મદ્રવ્ય એટલે જીવનું અનેક નય દર્શન ભેદે પ્રતિપાદન કર્યું છે. એમાં ૨૬ ક્રોડ પદ છે.

૮ **કર્મપ્રવાદ પૂર્વ**—એમાં જ્ઞાનાવરણીય આદિ આઠ કર્મોનું સ્વરૂપ કહ્યું છે, અને ૧ ક્રોડ ૮૦ પદ છે.

૯ **પ્રત્યાખ્યાન પૂર્વ**—એમાં ત્યાગ કરવા યોગ્ય પદાર્થો સહિત પ્રત્યાખ્યાનની વિધિનું સ્વરૂપ છે, અને ૮૪ લાખ પદ છે.

૧૦ **વિદ્યાપ્રવાદ પૂર્વ**—એમાં અનેક પ્રકારની ચમત્કારી વિદ્યાઓ મંત્ર પાઠ અને પાઠસિદ્ધ વિદ્યાઓ છે, અને ૧ ક્રોડ ૧૦ લાખ પદ છે.

૧૧ **કલ્યાણ પૂર્વ**—સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્ર આદિ માર્ગો અવંધ્ય ફળવાળા છે, એટલે એનું ફળ અવશ્ય છે, નિષ્ફળ થતા નથી તે સંબંધિ સ્વરૂપ દર્શાવ્યું છે, જેથી એ પૂર્વનું બીજું નામ **અવંધ્યફલ પૂર્વ** છે. એમાં ૨૬ ક્રોડ પદ છે.

૧૨ **પ્રાણાયુ પૂર્વ**—એમાં જીવ આદિ પ્રાણોના આયુષ્યનું સવિસ્તર સ્વરૂપ છે. ૧ ક્રોડ ૫૬ લાખ પદ છે.

૧૩ **ક્રિયાવિશાલ પૂર્વ**—એમાં કાયિકી ક્રિયા, અધિકરણિકી ક્રિયા વિગેરે ૨૫ ક્રિયાઓનું વિશાલ એટલે ભેદાનુભેદ પૂર્વક વિસ્તારથી સ્વરૂપ દર્શાવ્યું છે, અને ૯ ક્રોડ પદ છે.

૧૪ **લોકબિંદુસાર પૂર્વ**—જેમ અક્ષરોમાં બિંદુ સારભૂત છે, તેમ લોકને વિષે સર્વોત્તમ એવું આ પૂર્વ છે. માટે લોકબિંદુસાર. એમાં ૧૨૫ ક્રોડ **પદ છે.**

એ ૧૪ પૂર્વની વિદ્યા તે સર્વ વિદ્યામાં શિરતાજ એટલે મસ્તકના મુગટ સરખી છે. જો કે ગણધર મહારાજ ૧૪ પૂર્વ ઉપરાંત ઘણું વિશાળ શ્રુતજ્ઞાન રચે છે, તોપણ ચૌદ પૂર્વની શ્રેષ્ટતાને અંગે ચૌદ પૂર્વ વિદ્યા રચી કહેવાય છે. ॥૨॥

**ચૌદ રત્નની ઋદ્ધિને, પામ્યા આપ પ્રભાવ;**
**તે પણ ત્યાગી નીસર્યા, ધરતા સંયમ ભાવ ॥ ૩ ॥**

હે પ્રભુ ! ચક્રવર્તિઓ ચૌદ રત્નની ઋદ્ધિ પામ્યા તે પણ આપની ભક્તિના પ્રભાવથી જ પામ્યા છે, કારણ કે ૨૦ સ્થાનકની આરાધનાથી તીર્થંકર પદ, ચક્રવર્તિ પદ અને વાસુદેવાદિ પદવીઓ પ્રાપ્ત થાય છે. ચક્રવર્તિનાં ૧૪ રત્નોનાં નામ તથા સ્વરૂપ આ પ્રમાણે:—

૧ **સેનાપતિ** [1]**રત્ન**—નદીની સામી પારના ચાર ખંડને જીતનાર, અશ્વરત્ન ઉપર બેસનાર, અને ખડ્ગ રત્નને ધારણ કરનાર એવો ચક્રવર્તિનો સેનાપતિ. ( ચક્રવર્તિ નદીની અંદરના બે મધ્ય ખંડમાંજ દિગ્વિજય કરે છે. પણ નદીની સામી પાર ઉતરીને દિગ્વિજય કરવા જાય નહિં માટે સેનાપતિ તે ખંડ સાધે છે.)

૨ **ગાથાપતિ રત્ન**—ગાથાપતિ એટલે કૌટુમ્બિક ચકવર્તિના સૈન્ય માટે ધાન્ય, ઘૃત પ્રમુખ વસ્તુઓ એને સ્વાધિન હોય છે, મોદીવત્ અથવા કોઠારીવત્.

૩ **પુરોહિત રત્ન**—ચક્રવર્તિને વિઘ્ન આવે ત્યારે શાન્તિકર્મ કરનાર.

૪ **ગજ રત્ન**—વૈતાઢયની બે ગુફાઓનું ઉલ્લંઘન કરતી વખતે ચક્રવર્તિ એ હસ્તિના કુંભસ્થલપર મણિરત્ન બાંધીને બેસે છે. બીજે વખતે પણ બેસે છે.

૫ **અશ્વરત્ન**—વૈતાઢય ગુફાઓના દરવાજા ઉઘાડતી વખતે સેનાપતિ એ અશ્વ ઉપર બેસી દરવાજાને ત્રણવાર આસ્ફોટન કરી શીઘ્ર દરવાજા ઉઘડતા સાથે એ અશ્વ ૧૨ યોજન સુધી પાછે પગે પાછો હઠી જાય. બીજો અશ્વ હોય તો ગુફામાંથી નિકળતી બાફ વડે બળીને ભસ્મ થાય.

૬ **વાર્દ્ધકીરત્ન**—વાર્ધકી એટલે સુતાર તે ચક્રવર્તિ જ્યાં પડાવ નાખે ત્યાં દરેક સ્થાને લશ્કરને રહેવા માટે છાવણીઓ બાંધે, જરૂર પડયે ઘર નગરો બાંધે, અને વૈતાઢયમાંની ઉન્મગ્ના તથા નિમ્નગા નદીઓ ઉતરવા માટે પૂલ બાંધે.

૭ **સ્ત્રી રત્ન**—ચક્રવર્તિને ભોગ્ય એવી સ્ત્રી તે સ્ત્રી રત્ન કહેવાય. અન્ય સ્ત્રી ચક્રવર્તિના ભોગને સહન કરી શકે નહિ. જો કે ચક્રવર્તિને ભોગ્ય બીજી ૬૪૦૦૦ સ્ત્રીઓ અને દરેકની બે બે દાસી મલી ૧૯૨૦૦૦ સ્ત્રી હોય છે, પરન્તુ તે બધી સ્ત્રીઓ સાથે ચક્રવર્તિ મૂળ રૂપે ભોગ ન કરે પણ બીજાં રૂપ બનાવી મોકલે.

એ સાત પંચેન્દ્રિય રત્નો છે, હવે સાત એકેન્દ્રિય રત્નો છે તે આ પ્રમાણે:—

૮ **ચક્ર રત્ન**—હજાર યક્ષવડે અધિષ્ઠિત, ચાર હાથ પ્રમાણનું, અન્ત્ય ઉપાયે શત્રુનો શિરચ્છેદ કરનારૂં, અને અનેક દાંતાવાળું પૃથ્વીકાયમય ચક્રરત્ન તે આયુધ-

[1] રત્ન એટલે તેની જાતિમાં અતિ શ્રેષ્ઠ હોય તે રત્ન તરીકે ઓળખાય.

શાળામાં ઉત્પન્ન થાય છે. ચક્રવર્તિ દિગ્વિજય કરવા જાય ત્યારે ચક્રરત્ન માર્ગ દર્શાવતું હોય તેમ આગળ ચાલે છે અને દિગ્વિજય પૂર્ણ થયેજ આયુધશાળામાં પ્રવેશ કરે છે. અન્ત્ય ઉપાયમાં ચક્રવર્તિ એને આંગળી ઉપર ખુબ ભમાવી, ધૂમ અને અગ્નિજ્વાલા નિકળવા માંડે છે ત્યારે એકદમ શત્રુ ઉપર છોડી મૂકે છે, જે શિરચ્છેદ કર્યા વિના પાછું વળતું નથી, પરન્તુ શત્રુ સ્વગોત્રીય હોય તો પ્રદક્ષિણા આપી પાછું ચક્રવર્તિ પાસે આવે છે.

૯ **છત્રરત્ન**—ચાર હાથ પ્રમાણનું છત્ર રત્ન ચક્રવર્તિના હાથનો સ્પર્શ થતાં ૧૨ યોજન સુધી વિસ્તાર પામતું ઉઘડે છે. અનાર્યાદિ રાજાઓ સાથે દિગ્વિજય કરતાં તેઓ પોતાના અધિષ્ઠાતા દેવો જ્યારે અત્યંત જળ વરસાવે છે ત્યારે ચક્રવર્તિનું સર્વ સૈન્ય એ છત્ર નીચે આવી ૬ માસ સુધી સુખે રહી શકે છે.

૧૦ **ચર્મરત્ન**—બે હાથ પ્રમાણનું એ રત્ન ચક્રવર્તિના કર સ્પર્શથી ૧૨ યોજન સુધી વિસ્તાર પામે છે. એ રત્ન ઉપર ધાન્ય સવારમાં વાવે તો તુર્ત ઉગીને દાણા તૈયાર થતાં પાછલે પ્રહરે એ ધાન્ય સૈન્યને ખાવાના ઉપયોગમાં આવે છે. તથા મ્લેચ્છોના દિગ્વિજયમાં જ્યારે મહાવર્ષાનો ઉપદ્રવ થાય છે, ત્યારે એ ચર્મરત્ન પાણી ઉપર તરતું રહે છે, તે ઉપર સૈન્ય ૬ માસ સુધી પણ સુખે રહી શકે છે.

૧૧ **મણિરત્ન**—ચાર આંગળ લાંબુ, ૨ અંગુલ પ્હોળું, ઉપર ત્રણ હાંસ અને નીચે ૬ હાંસવાળું હોય છે. દિગ્વિજય વખતે વર્ષાના ઉપદ્રવ સમયે છત્રના દંડના ઉપર સળીયાઓને સ્થાને બાંધવાથી ૧૨ યોજન સુધી પ્રકાશ કરે, અને વૈતાઢ્ય ગુફાઓમાં ગમન કરતી વખતે પણ ચક્રવર્તિ એના પ્રકાશથી આગળ ચાલેછે, (પણ સૈન્ય કાગિણીના પ્રકાશથી ચાલે છે.) સર્વ રોગને નાશ કરે એવો એનો પ્રભાવ છે.

૧૨ **કાકિણી રત્ન**—સમચોરસ આકારનું એ રત્ન છે. એને ભીંતે ઘસવાથી પ્રકાશના લીટા પડે છે, ચક્રવર્તિ જ્યારે ગુફામાં પ્રવેશ કરે છે ત્યારે પોતે મણિરત્નના પ્રકાશથી આગળ ચાલે છે, અને પાછળ સૈન્ય માટે એ રત્ન ભીંતે ઘસીને બે બાજુ ૪૯–૪૯ પ્રકાશ મંડલ કરે છે, જે ચક્રવર્તિ જીવે ત્યાં સુધી એ પ્રકાશની મંડલાકાર રેખાઓ કાયમ રહે છે.

૧૩ **ખડ્ગ રત્ન**—૩૨ આંગળ લાંબુ એ ખડ્ગ રત્ન સેનાપતિને દિગ્વિજય કરવાના ઉપયોગમાં આવે છે.

૧૪ **દંડ રત્ન**—ચાર હાથ લાંબુ એ દંડ રત્ન, પૃથ્વી અને પર્વતો તોડી નાખવાના કામમાં આવે છે. મહા પ્રયત્નથી એક ઘા કરતાં ૧૦૦૦ યોજન ઉંડી પૃથ્વી ખોદી નાખે, અષ્ટાપદ પર્વતને એ દંડરત્નવડે છોલ્યો હતો અને આજુબાજુની ખાઈ પણ એ રત્નવડે ખોદી હતી. તથા વૈતાઢ્ય ગુફાના દરવાજાને એ રત્નથી ૩ વાર અફાળતાં ઉઘડી જાય છે.

એ ૧૪ રત્નોની ઋદ્ધિ તેમજ છ ખંડનું રાજ્ય હે પ્રભુ ! તમારી ભક્તિના પ્રભાવથી પ્રાપ્ત થાય છે, તો પણ એ બધાં પૌદ્ગલિક સુખ પરિણામે દુઃખકારક જાણીને હે પ્રભુ ! એ સર્વ ઋદ્ધિનો ત્યાગ કરીને ચક્રવર્તિઓ પણ આપે ઉપદેશેલા સંયમ માર્ગનો ભાવ ધરતા છતા સંસારમાંથી નિકળી જાય છે. તે તમારા ધર્મનો જ પ્રભાવ છે. ॥ ૩ ॥

**સંયમ ઠાણ અસંખ છે, છ ઠાણ વડિયની પંત;**
**કંડક કંડક અંતરે, પણ પરજાય અનંત ॥ ૪ ॥**

હે ચૌદમા શ્રી અનંતનાથ પ્રભુ ! તમો જ્યારે ગુણઠાણાની ક્ષપકશ્રેણિએ ચઢયા ત્યારે છ સ્થાન પતિતની પંક્તિએ અસંખ્ય સંયમસ્થાનોનો સ્પર્શ કર્યો, એ છ સ્થાનપતિત પંક્તિવાળાં સંયમસ્થાનો એકેક કંડકને અંતરે સ્પર્શ્યાં, અને સર્વ સંયમસ્થાનો પણ અસંખ્ય પ્રમાણ સ્પર્શ્યાં; પરન્તુ સંયમના પર્યાય અને વિશુદ્ધિઓ તો અનંત સ્પર્શી છે. હવે છ સ્થાન પતિત પંક્તિએ કંડક કંડકને અંતરે અસંખ્ય સંયમસ્થાનો કેવી રીતે હોય છે ? તેનું કિંચિત્ સ્વરૂપ આ પ્રમાણે:—

સર્વથી જઘન્ય એટલે ઓછામાં ઓછી વિશુદ્ધિવાળું સંયમ સ્થાન અનંત ભાગવૃદ્ધિ નામનું પહેલું હોય છે. અહિં સંયમસ્થાન એટલે જીવની સંયમ પ્રાપ્તિના પ્રથમ સમયમાં જે ઓછામાં ઓછી વિશુદ્ધિ તેના ( તે વિશુદ્ધિના ) બુદ્ધિથી અનંત વિભાગ થઇ શકે છે, એમાંના એકેક ભાગને ગુણાણુ (ગુણનો પરમાણુ) તરીકે ઓળખી શકાય છે. એવા અનંત ગુણાણુનો સમુદાય તે સ્થાન ( સ્થાન એટલે સ્વજાતિયનો સમુદાય ) કહેવાય. અનંતભાગ એટલે સંયમસ્થાનની પ્રાપ્તિ પહેલાં જીવની જે વિશુદ્ધિ અનંત ગુણાણુ વાળી હતી તેના કરતાં આ સમયે અનંતમા ભાગ જેટલી અધિક વિશુદ્ધિ થાય તે અનંતભાગ વૃદ્ધિ કહેવાય. જેથી પૂર્વના અનંત ગુણાણુઓ કરતાં આ સમયના ગુણાણુઓ અનંતમા ભાગ જેટલા વધારે છે. એ પ્રમાણે યથાયોગ્ય આગળ અસંખ્ય ભાગ વૃદ્ધિ, સંખ્યભાગ વૃદ્ધિ, સંખ્ય ગુણ વૃદ્ધિ, અસંખ્ય ગુણ વૃદ્ધિ અને અનંત ગુણ વૃદ્ધિમાં પણ સમજવું.

એ પ્રમાણે સર્વ જઘન્ય પ્રથમ સંયમસ્થાન અનંતભાગ વૃદ્ધિ પામે છે, તેનાથી વધતું એક ગુણાણુ અધિક, બે ગુણાણુ અધિક, ત્રણ ગુણાણુ અધિક, સંખ્ય ગુણાણુ અધિક, યાવત્ અસંખ્ય ગુણાણુ અધિક પણ સંયમસ્થાન નથી હોતું; પરન્તુ અનન્ત ગુણાણુ અધિકતાવાળું સંયમસ્થાન હોય છે તે બીજું સંયમસ્થાન છે. એમાં પણ પહેલા સ્થાનગત અનન્ત ગુણાણુથી અનંતમા ભાગ જેટલા ( તોપણ અનંત ) ગુણાણુ અધિક હોય છે, માટે એ બીજું સ્થાન પણ અનન્ત ભાગવૃદ્ધિ નામે છે. એ પ્રમાણે વધતાં વધતાં અનંતભાગ વૃદ્ધિ વાળાં સંયમસ્થાનો એક

કંડક પ્રમાણુ ( એટલે અંગુલના અસંખ્યાતમા ભાગની આકાશની સૂચી શ્રેણિમાં જેટલા અસંખ્ય પ્રદેશો હોય છે તેટલા ) હોય છે, ત્યાર બાદ એટલે કંડક પછી તુર્ત એક સંયમ સ્થાન અસંખ્ય ભાગ વૃદ્ધિ નામનું હોય, ત્યારબાદ પુન: કંડક પ્રમાણુ અનંત ભાગ વૃદ્ધિવાળા સ્થાનો હોય, ત્યારબાદ એક અસંખ્ય ભાગ વૃદ્ધિવાળું સ્થાન આવે એ પરિપાટીએ અસંખ્ય ભાગ વૃદ્ધિવાળાં સ્થાનો પણુ એક કંડક જેટલાં થાય, ત્યારબાદ પાછળની પ્રરૂપણાવાળાં બધાં સ્થાનો આગળ કહીને એક સ્થાન સંખ્યાત ભાગ વૃદ્ધિ નામનું કહેવું, પુન: પાછળનાં કંડક પ્રમાણુ અસંખ્ય ભાગ વૃદ્ધિવાળાં અને કંડકવર્ગ પ્રમાણુ અનંતભાગ વૃદ્ધિવાળાં સ્થાનો આગળ કહીને તુર્ત એક સંખ્યાતભાગ વૃદ્ધિવાળું સ્થાન કહેવું. એ પરિપાટીએ સંખ્યાત ભાગ વૃદ્ધિવાળાં સ્થાનો પણુ કંડક પ્રમાણુ થાય ત્યાંસુધી કહેવાં, ત્યારબાદ પૂર્વ પરિપાટીએ સંખ્યાત ગુણુ વૃદ્ધિ, અસંખ્યાત ગુણુ વૃદ્ધિ અને અનંત ગુણુ વૃદ્ધિવાળાં સ્થાનો પણુ કહેવાં, એનું સવિસ્તર સ્વરૂપ કર્મ પ્રકૃતિ, પંચસંગ્રહ અને સંયમ શ્રેણિ સ્તવન વિગેરેમાં કહ્યું છે, ત્યાંથી વિસ્તરાર્થીએ જોવું.

એ પ્રમાણે સંયમના અધ્યવસાયો સર્વ મલીને અસંખ્ય છે, અને તે છ સ્થાન પતિતની શ્રેણિએ છે, કારણુ કે સર્વથી પ્રથમ અનંતભાગ વૃદ્ધિ, ત્યારબાદ અસંખ્ય ભાગ વૃદ્ધિ, ત્યારબાદ સંખ્ય ભાગ વૃદ્ધિ, ત્યારબાદ સંખ્ય ગુણુ વૃદ્ધિ, ત્યારબાદ અસંખ્ય ગુણુવૃદ્ધિ અને ત્યારબાદ અનંત ગુણુવૃદ્ધિ એ રીતે અનુક્રમે વધતાં વધતાં સંયમ સ્થાનો હોય છે, વળી તે દરેક કંડક કંડકને અંતરેજ હોય છે, કારણુ કે પૂર્વોક્ત પરિપાટીએ દરેક અનંત ગુણુવૃદ્ધિ, અસંખ્યાત ગુણુવૃદ્ધિના કંડકને અંતરે છે, દરેક અસંખ્યગુણુવૃદ્ધિ સંખ્યગુણુ વૃદ્ધિના કંડકને અંતરે, દરેક સંખ્ય ગુણુવૃદ્ધિ સંખ્યભાગ વૃદ્ધિના કંડકને અંતરે, દરેક સંખ્ય ભાગ વૃદ્ધિ અસંખ્યભાગ વૃદ્ધિના કંડકને અન્તરે અને દરેક અસંખ્યભાગ વૃદ્ધિ અનંત ભાગ વૃદ્ધિના કંડકને અન્તરે હોય છે.

એ સર્વ સંયમ સ્થાનો એટલે સંયમના અધ્યવસાયો જો કે અસંખ્ય છે, પણુ સંયમના પર્યાય એટલે વિશુદ્ધિલવો તો અનંત છે.

શંકા—સંયમ સ્થાનો અસંખ્ય છે, પણુ અસંખ્યના તો અસંખ્ય ભેદ છે તો તે અસંખ્યપણાની તુલના કેવી રીતે સમજાય ?

ઉત્તર—લોકાકાશ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને એક જીવ એ ચાર વસ્તુઓના પ્રદેશો સરખી સંખ્યાએ અસંખ્ય છે, હવે જો એવા અસંખ્ય લોકાકાશ, બીજા કલ્પીએ તેના જેટલા આકાશ પ્રદેશ થાય તેટલાં સંયમનાં અધ્યવસાય સ્થાનો છે.

શંકા—સંયમના પર્યાય અનંત છે એટલે શું ?

ઉત્તર—જીવને કષાય જેમ જેમ મંદ પડે તેમ તેમ અધ્યવસાય વિશુદ્ધ થતો જાય. તેમ કષાય સર્વથા જતાં મુનિને જે પરમશુદ્ધ અધ્યવસાય પ્રગટ થાય તે ઉત્કૃષ્ટ વિશુદ્ધિના બુદ્ધિવડે સૂક્ષ્મ વિભાગો કરતાં અનંત સૂક્ષ્મ ભાગ પડે. દેશવિરતિના ઉત્કૃષ્ટ અધ્યવસાયમાં એવા વિશુદ્ધિના સૂક્ષ્મ વિભાગ સર્વ જીવથી અનંતગુણા હોય, અને મુનિના સર્વ જઘન્ય અધ્યવસાયમાં એટલે પહેલા સંયમસ્થાનમાંજ (વિશુદ્ધિના સૂક્ષ્મ વિભાગ) સર્વ આકાશ પ્રદેશોથી અનંતગુણા કહ્યા છે, માટે મુનિનું સંયમ સ્થાન ઘણું મોટું કહેલું છે. એ વિશુદ્ધિના જે સૂક્ષ્મ અંશો તે સંયમના પર્યાયો કહેવાય છે, અને તે પૂર્વોક્ત રીતે અનંત હોય છે. હે પ્રભુ! એવા સંયમસ્થાન અને સંયમવિશુદ્ધિને તમે સ્પર્શ્યા છે. તો મને પણ એ સંયમસ્થાનો સ્પર્શે એવી મારી ઇચ્છા પૂર્ણ થાય એમ માગું છું.

**કંડક ઠાણ અસંખ તે, સેવકને પ્રગટાવો;**
**અનુપમ એ ગુણઠાણમાં, પ્રગટે આતમ ભાવો. ॥ ૫ ॥**

ચોથી ગાથાના અર્થમાં કહ્યા પ્રમાણે કંડકસ્થાનો અસંખ્ય છે, અથવા એક કંડકમાં પણ અસંખ્ય સંયમસ્થાનો આવે છે. તેમજ એ અસંખ્ય કંડકસ્થાનો એક બીજાથી આગળ આગળ અનુક્રમે અધિક અધિક વિશુદ્ધિવાળાં છે. કોઇપણ અધ્યવસાયસ્થાન અથવા સંયમસ્થાન વિશુદ્ધિના એક બે ત્રણ સંખ્ય કે અસંખ્ય વિશુદ્ધિએ વૃદ્ધિવાળું જીવને પ્રાપ્ત થતુંજ નથી, તેથી તેવાં એક બે આદિ અંશની અધિકતાવાળાં સંયમસ્થાનો પણ હોતાં નથી, કમીમાં કમી પણ અનંત અંશ અધિક દરેક સંયમસ્થાન છે. એવાં અસંખ્ય કંડકોવાળાં સંયમ સ્થાન, હે પ્રભુ! આ સેવકના આત્મામાં પણ પ્રગટ કરો જેથી ઉપમા ન આપી શકાય એવાં એ સંયમનાં ગુણસ્થાનોમાં મારા આત્માનો અકષાય સ્વભાવ પ્રગટ થાય. (અહિં અનુપમ એ શબ્દથી કર્તાએ પોતાનું અનુપચંદ્ર નામ પણ સૂચવ્યું છે.)



## ૧૫ શ્રી ધર્મનાથપ્રભુનું ચૈત્યવંદન.

**ધર્મનાથ પ્રભુ ધર્મ દ્યો, પંદરમા જિનરાજ;**
**પંદર જોગ નિવારીયા, થયા સકલ સુખ તાજ ॥ ૧ ॥**
**પંદર બંધન વારીને, લહ્યો અરૂપી ધર્મ;**
**તુજ આણા શિર ધારતાં, દૂર થાય સવિ કર્મ ॥ ૨ ॥**
**પંદર ભેદે સિદ્ધ છે, તેહની સેવા થાય;**
**ભાવે પ્રભુ ગુણ ગાવતાં, સિદ્ધ પરમ સુખ થાય ॥ ૩ ॥**

ગુણ અનુજાઈ પણું [illegible], આતમ [illegible] થાય;
મૂલ સ્વભાવે રમણતા, જ્ઞાન દશાએ વધાય ॥ ૪ ॥
જ્ઞાન દશાએ જાગતાં, અનુપાનંદ થવાય;
કાળ અનાદિની તૃષા, તે સવિ પૂરણ થાય ॥ ૫ ॥

**સંક્ષિપ્તાર્થ:—**

હે પંદરમા જિનેશ્વર શ્રી ધર્મનાથ ભગવાન! મને આત્મધર્મ આપો, હે પ્રભુ! તમો ૧૫ યોગ દૂર કરીને સર્વ સુખના તાજ એટલે મુગટ સરખા થયા છો, એટલે હે પ્રભુ! તમે સર્વ સુખ પામ્યા છો. ॥ ૧ ॥

૧૫ પ્રકારનાં કર્મનાં બંધન દૂર કરીને તમો અરૂપી સિદ્ધ સ્વભાવ પામ્યા છો. હે પ્રભુ! તમારી આજ્ઞા મસ્તકે ધારણ કરવાથી સર્વ કર્મ વિનાશ પામે છે.

સિદ્ધ પરમાત્માના ૧૫ ભેદ છે, તે દરેક ભેદવાળા સિદ્ધ પરમાત્માની જે સેવા ભક્તિ થાય, અને ભાવપૂર્વક પ્રભુનું ગુણગાન કરીએ તો પરમ સુખ એટલે મોક્ષ સુખ સિદ્ધ થાય એટલે પ્રાપ્ત થાય. ॥ ૩ ॥

આ આત્મા આત્મગુણનો અનુયાયી થાય એટલે આત્મના સ્વભાવને અનુસરનારો થાય તો આત્મા જે કર્મ પ્રભાવે અસ્થિર સ્વભાવવાળો થઇ રહ્યો છે, તે કર્મ દૂર થતાં સ્થિર સ્વભાવવાળો થાય, અને આત્માના જે જે મૂળ સ્વભાવ એટલે સહજ સ્વભાવ છે, તેમાં રમણતા થાય તો જ્ઞાન દશા વડે અથવા જ્ઞાન દશામાં એટલે આત્મજ્ઞાનની દશામાં વૃદ્ધિ થાય.

એવી જ્ઞાન દશા જો જાગૃત થાય તો જગતમાં ઉપમા ન આપી શકાય એવો પરમોત્કૃષ્ટ આનંદવાળા એટલે સહજ આત્મઆનંદવાળા થવાય અને અનાદિ કાળની જે તૃષા એટલે આત્માનો આનંદ પામવાની તૃષ્ણા તે સર્વ સંપૂર્ણ થાય. ॥ ૫ ॥

**વિસ્તારાર્થ:—**

ધર્મનાથ પ્રભુ ધર્મ દ્યો, પંદરમા જિનરાજ;
પંદર જોગ નિવારીયા, થયા સકલસુખતાજ ॥ ૧ ॥

હે પંદરમા જિનેશ્વર શ્રી ધર્મનાથ ભગવાન? મને આત્મધર્મ જે અકષાયીપણું, અવેદીપણું, અક્રોધીપણું, અમાનીપણું, અમાયીપણું, નિર્લોભીપણું, ઇત્યાદિ અનંત આત્મધર્મ છે તે મને આપો. હે પ્રભુ! મન, વચન, કાયાના યોગ એટલે વ્યાપાર કે જેવડે કર્મનો બંધ થાય છે તે તમોએ દૂર કર્યા છે. કર્મબંધના ચારહેતુ છે ૧ મિથ્યાત્વ, ૨ અવ્રત, ૩ કષાય, ૪ યોગ, એ ચાર મૂળ હેતુમાં યોગના ૧૫ ભેદ છે તે આ પ્રમાણે:—

૧ **સત્યમનોયોગ**—વસ્તુ જેવા સ્વરૂપે હોય તેવા સ્વરૂપે ચિંતવવી.

૨ **અસત્ય મનોયોગ**—વસ્તુ જે સ્વરૂપે હોય તેથી વિપરીત ચિંતવવી.

૩ **મિશ્ર મનોયોગ**—વસ્તુમાં કેટલુંક યથાર્થ અને કેટલુંક અયથાર્થ ચિંતવન કરવું.

૪ **વ્યવહાર મનોયોગ**—વસ્તુના અનિર્ણીત ભાવ ચિંતવવા.

૫ **સત્ય વચનયોગ**—વસ્તુ જેવા સ્વરૂપે હોય તેવા સ્વરૂપે કહેવી.

૬ **અસત્ય વચનયોગ**—વસ્તુને વિપરીત સ્વરૂપે કહેવી.

૭ **મિશ્ર વચનયોગ**—વસ્તુના કેટલાક યથાર્થ ધર્મ અને કેટલાક અસત્ ધર્મ કહેવા.

૮ **વ્યવહાર વચનયોગ**—ઘટ લાવ, તું ક્યાં છે ? ઇત્યાદિ ૧૨ પ્રકારની વસ્તુ સ્વરૂપના અનિર્ણયવાળી ભાષા બોલવી, અથવા અર્થશૂન્ય ગણુગણાટ રૂપ અવ્યક્ત ભાષા બોલવી.

૯ **ઔદારિક કાયયોગ**—ઔદારિક શરીર દ્વારા ગમનાગમનાદિ ક્રિયા કરવી.

૧૦ **વૈક્રિય કાયયોગ**—વૈક્રિય શરીરદ્વારા ગમનાગમનાદિ ક્રિયાઓ કરવી.

૧૧ **આહરક કાયયોગ**—ચૌદ પૂર્વધર મુનિ જે આહારક શરીર રચે છે, તે શરીર દ્વારા આત્માની ગમનાગમનાદિ ક્રિયા થવી.

૧૨ **ઔદારિક મિશ્ર કાયયોગ**—અપર્યાપ્ત અવસ્થામાં, અથવા જિનસમુદ્ઘાત કરતાં ઔદારિકમિશ્ર ( તૈજસ કાર્મણ યોગની મિશ્રતા વાળું ) શરીર હોય છે, તેવડે આત્મા જે આહારગ્રહણાદિ ક્રિયા કરે છે તે.

૧૩ **વૈક્રિય મિશ્ર કાયયોગ**—તૈજસ, કાર્મણ અથવા ઔદારિક યોગની મિશ્રતાવાળો યોગ તે વૈક્રિયમિશ્ર યોગ. અપર્યાપ્ત અવસ્થામાં મૂળ અને ઉત્તર દેહમાં હોય છે.

૧૪ **આહારક મિશ્રકાયયોગ**—ઔદારિક યોગની મિશ્રતાવાળો આહારક યોગ તે આહારક શરીરના પ્રારંભમાં આહારક શરીર સંબંધિ અપર્યાપ્ત અસ્થાવાળો હોય ત્યારે હોય છે.

૧૫ **તૈજસ કાર્મણ કાયયોગ**—તૈજસ અને કાર્મણ શરીરનો યોગ સહચારીજ હોય છે, અને તે પરભવમાં જતાં અથવા જિનસમુદ્ઘાત વખતે મધ્ય વર્તી ૩ સમયો સુધી હોય છે.

એ પ્રમાણે ૪ મનયોગ ૪ વચનયોગ અને ૭ કાયયોગ મળી ૧૫ યોગનું સ્વરૂપ અતિ સંક્ષેપથી કહ્યું, વિસ્તરાર્થીએ કર્મગ્રંથની ટીકા વગેરેથી જાણવું. એ ૧૫ યોગ તે કર્મબંધના હેતુ છે, અને તે હે ધર્મનાથ પ્રભુ ! તમે દૂર કર્યા

છે. તેથી તમારા કર્મનો પણ વિનાશ થયો છે, જેથી તમો સર્વ સુખના શીરતાજ એટલે શિરોમણિ થયા છો, અર્થાત્ આપ સર્વ આત્મિક સુખોને સંપૂર્ણ રીતે પામ્યા છો તો આ સેવકને પણ પંદર યોગ દૂર કરાવી આત્મિક સુખ આપો એવી પ્રાર્થના છે ॥ ૧ ॥

**પંદર બંધન વારીને, લહો અરૂપી ધર્મ;**
**તુજ આણા શિર ધારતાં, દૂર થાય સવિકર્મ ॥ ૨ ॥**

જે કર્મવડે આત્મા સાથે કર્મનો સંબંધ થાય તે બંધન કર્મ કહેવાય. લાખ જેમ બે કાષ્ટનો સંબંધ કરે છે, તેમ આ બંધન કર્મ પણ આત્મા અને કર્મનો સંબંધ કરે છે, માટે બંધન કર્મ લાખ સરખું છે તે બંધન કર્મ આઠ કર્મની અંદર નામકર્મની અંતર્ગત છે, જેથી બંધન નામકર્મ કહેવાય છે, તે ૧૫ પ્રકારનું છે, તેનાં નામ તથા કિંચિત્ સ્વરૂપ આ પ્રમાણે:—

૧ **ઔદારિક ઔદારિક બંધન**—જે કર્મવડે ઔદારિક શરીરનાં પૂર્વબદ્ધ પુદ્ગલો સાથે નવાં બંધાતાં ઔદારીક પુદ્ગલો સંબંધવાળાં થાય તે ઔદારિક ઔદારિક બંધનનામકર્મ.

૨ **ઔદારિક તૈજસબંધન**—જે કર્મવડે પૂર્વબદ્ધ ઔદારિક પુદ્ગલો સાથે નવાં બંધાતાં તૈજસ પુદ્ગલોનો સંબંધ થાય તે.

૩ **ઔદારિક કાર્મણ બંધન**—જે કર્મવડે પૂર્વબદ્ધ ઔદારિક પુદ્ગલો સાથે નવાં બંધાતાં કાર્મણ પુદ્ગલોનો સંબંધ થાય તે.

૪ **ઔદારિક તૈજસકાર્મણ બંધન**—જે કર્મવડે પૂર્વબદ્ધ ઔદારિક પુદ્ગલો સાથે નવાં બંધાતાં તૈજસકાર્મણનાં મિશ્ર પુદ્ગલોનો સંબંધ થાય તે.

૫ **વૈક્રિય વૈક્રિય બંધન**—જે કર્મવડે પૂર્વબધ્ધ વૈક્રિય પુદ્ગલો સાથે નવાં બંધાતાં વૈક્રિય પુદ્ગલોનો સંબંધ થાય તે.

**૬ વૈક્રિય તૈજસ બંધન**
**૭ વૈક્રિય કાર્મણ બંધન**
**૮ વૈક્રિય તૈ. કા. બંધન**
**૯ આહારક આહારક બંધન**
**૧૦ આહા. તૈ. બંધન**
**૧૧ આહા. કા. બંધન**
**૧૨ આહા. તૈ, કા. બંધન**
**૧૩ તૈજસ તૈજસ બંધન**
**૧૪ કાર્મણ કાર્મણ બંધન**
**૧૫ તૈજસ કાર્મણ બંધન**

પૂર્વોક્ત પાંચ બંધનોના અર્થને અનુસારે આ ૧૦ બંધનોના અર્થ પણ સરખી રીતે જાણવા, ફક્ત શરીરના નામમાંજ તફાવત છે એનું સવિસ્તર સ્વરૂપ કર્મગ્રંથની ટીકા વિગેરેથી જાણવું.

એ ૧૫ બંધન કર્મવડે ૧૫ રીતે પુદ્‌ગલોના પરસ્પર સંબંધ થાય છે. હે પ્રભુ ! એ ૧૫ બંધનકર્મ તમોએ વિનાશ કરેલ છે જેથી ૧૪ મે ગુણસ્થાને અબંધભાવ પામી અંતર્મુહૂર્ત માત્રમાં સર્વ કર્મનો વિનાશ થતાં આપે સિદ્ધ પરમાત્માની પદવી પામી અરૂપી ધર્મ અંગીકાર કર્યો છે. અર્થાત્ આપ અરૂપી સ્વભાવવાળા સિદ્ધ પરમાત્મા થયા છો, તેથી આપની આજ્ઞા મસ્તકે ધારણ કરવાથી સર્વ જીવોનાં અને મારાં પણ સર્વ કર્મ દૂર થાય. જગતમાં એવો વ્યવહાર છે કે જે જેવો હોય તે તેવું આપે, તો તમો કર્મ રહિત થયા છો તેથી અમને પણ કર્મ રહિત કરો એવી પ્રાર્થના છે. ॥ ૨ ॥

**પંદર ભેદે સિદ્ધ છે, તેહની સેવા થાય;**
**ભાવે પ્રભુગુણ ગાવતાં, સિદ્ધ પરમ સુખ થાય. ॥ ૩ ॥**

સર્વ કર્મનો ક્ષય કરીને જે જીવો સિદ્ધ પદને વર્યા તે સિદ્ધ પરમાત્માના પંદર ભેદ છે. જો કે સિદ્ધ પરમાત્મા અનંત છે, તે સિદ્ધપણામાં તો સર્વે એક સરખા છે, પરન્તુ આ કહેવાતા ૧૫ ભેદ પૂર્વભવની અવસ્થા સંબંધિ છે, પરન્તુ સિદ્ધપણામાં વર્તતી વખતે તો સિદ્ધ પરમાત્મા સર્વે એકજ પ્રકારના છે. હવે તે પૂર્વભવ સંબંધિ સિદ્ધ પરમાત્માના ૧૫ ભેદનું કિંચિત્ સ્વરૂપ આ પ્રમાણે:—

૧ **જિન સિદ્ધ**—જે જીવો તીર્થંકર પદવી પામીને મોક્ષે ગયા તે.

૨ **અજિન સિદ્ધ**—જે જીવો તીર્થંકર પદવી પામ્યા વિના મોક્ષે ગયા તે.

૩ **તીર્થ સિદ્ધ**—તીર્થંકર, ચતુર્વિધ સંઘરૂપ તીર્થની સ્થાપના કરે તે તીર્થ સ્થપાયા પછી જે જીવો મોક્ષે જાય તે.

૪ **અતીર્થ સિદ્ધ**—ચતુર્વિધ સંઘરૂપ તીર્થ સ્થપાયા પહેલાં મોક્ષે ગયા હોય અથવા ચાલતું તીર્થ વિચ્છેદ પામ્યા બાદ નવું તીર્થ હજી સ્થપાયું નથી તેની વચમાં જે જીવો મોક્ષે ગયા હોય તે. જેમકે સુવિધિનાથ ભગવાનનું તીર્થ વિચ્છેદ પામ્યું, ત્યારબાદ શ્રી શીતલનાથ ભગવાનનું તીર્થ ન સ્થપાય તે દરમ્યાનમાં મોક્ષે ગયેલા જીવો પણ અતીર્થ સિદ્ધ કહેવાય.

૫ **ગૃહસ્થ સિદ્ધ**—ગૃહસ્થ વેષમાં રહેલો જીવ કેવળજ્ઞાન પામી મોક્ષે જાય તે. અહીં ગૃહસ્થધર્મમાં વર્તતો જીવ કદી પણ મોક્ષ ન પામે એમ જાણવું, ગુણથી સાધુપણામાંજ મોક્ષ છે.

૬ **અન્યલિંગ સિદ્ધ**—બાવા, તાપસ આદિ વેષમાં જે મોક્ષે જાય તે, અહીં પણ તાપસ આદિ વેષમાં મોક્ષ છે, પરન્તુ તાપસ આદિ અન્યધર્મમાં મોક્ષ નથી, કારણકે મોક્ષનો સત્ય માર્ગ એકજ હોય છે, તે સત્ય રસ્તા પર કોઈ આવ્યા હોય અગર અન્ય દર્શની તાપસ વિગેરે ગમે તે જૈનેતર દર્શની

હોય તોપણ તે મોક્ષ પામી શકે છે, એમ જૈન સિદ્ધાંતનું નિષ્પક્ષપાત કથન છે.[1]

૭ **સ્વલિંગ સિદ્ધ**—સાધુ માટે જે વેષ સિદ્ધાંતમાં સર્વજ્ઞે કહ્યો છે તે વેષ સાધુનું સ્વલિંગ કહેવાય, તેવા વેષમાં એટલે જૈન સાધુના વેષમાં જેઓ મોક્ષે જાય તે સ્વલિંગસિદ્ધ કહેવાય.

૮ **સ્રીલિંગ સિદ્ધ**—સ્રીલિંગ એટલે સ્રીવેદ રહિત સ્રીનો આકાર તે સ્રીલિંગે મોક્ષ જાય છે, સ્રીવેદ વાળી સ્રી મોક્ષે ન જાય.

૯ **પુરૂષલિંગ સિદ્ધ**--પુરૂષવેદ રહિત પુરૂષ આકૃતિને ધારણ કરનારા એવા પુરૂષો મોક્ષે જાય તે.

૧૦ **નપુંસક લિંગ સિદ્ધ**--નપુંસક વેદ રહિત એવા સ્રી અથવા પુરૂષ આકારવાળા નપુંસકો મોક્ષે જાય તે. જન્મથી નપુંસક મોક્ષે ન જાય પણ કૃત્રિમ નપુંસક મોક્ષે જાય છે.

૧૧ **પ્રત્યેક બુદ્ધ સિદ્ધ**--ગુરૂના ઉપદેશ વિના સંધ્યારંગ આદિ પરવસ્તુઓના નિમિત્તથી જેઓ વૈરાગ્ય પામી મોક્ષે ગયા તે.

૧૨ **સ્વયંબુદ્ધ સિદ્ધ**—ગુરૂનો ઉપદેશ અને સંધ્યારંગ આદિ પરવસ્તુનું નિમિત્ત. એ બન્ને વિના સ્વાભાવિક રીતેજ કર્મનો ક્ષયોપશમ ક્ષય થતાં વૈરાગ્ય પામી મોક્ષે ગયા તે.

૧૩ **બુદ્ધબોધિત સિદ્ધ**—ગુરૂ આદિનો ઉપદેશ પામીને જેઓ વૈરાગ્ય પામી મોક્ષ ગયા તે.

૧૪ **એક સિદ્ધ**—એક સમયમાં જે એક જ જીવ મોક્ષે ગયા તે.

૧૫ **અનેક સિદ્ધ**--એક સમયમાં બે ત્રણ યાવત્ ૧૦૮ જીવો મોક્ષે ગયા હોય તે.

એ પ્રમાણે મોક્ષપ્રાપ્તિ ૧૫ પ્રકારે હોવાથી મોક્ષના જીવના એટલે સિદ્ધના પણ ભેદ કહેવાય છે, અહીં સર્વજ્ઞોનું નિષ્પક્ષપાતપણું જાહેર થાય છે કે મોક્ષનો જે સત્યમાર્ગ છે, તે સત્યમાર્ગે આવેલા જૈન હોય કે જૈન શિવાયના પણ ગમે તે ધર્મવાળા હોય તે સર્વ મોક્ષે જઇ શકે છે, પણ એથી મોક્ષના માર્ગ જૂદા જૂદા છે, ગમે તે ધર્મ આરાધીને જીવ મોક્ષ પામી શકે છે ઈત્યાદિ કથન સિદ્ધ

---

૧ અહિં એવો નિયમ છે કે તાપસ આદિ વેષવાળો કોઈ પૂર્વભવનાકર્મના ક્ષયોપશમના પ્રભાવે સ્વાભાવિક રીતે સમ્યક્ત્વ પ્રાપ્ત કરી તુર્ત શ્રેણિ માંડી કેવળ જ્ઞાન પામી શકે છે, પણ આયુષ્ય અલ્પ હોવાથી તુર્ત મોક્ષે જાય તો તાપસ આદિ વેષ બદલવાનો વખત ન મળવાથી તાપસાદિવેષજ કાયમ રહે છે, અને જો મોક્ષે જવાને હજી વાર હોય તો શિઘ્ર વેષ બદલી સાધુલિંગ ધારણ કરે છે, ત્યારબાદ મોક્ષે જતાં એજ તાપસ સ્વલિંગ સિદ્ધ કહેવાય.

થતું નથી. એ ૧૫ પ્રકારના સિદ્ધ પરમાત્માની જો ભક્તિભાવે સેવા પૂજા થાય અને ભાવ પૂર્વક પ્રભુના ગુણ ગવાય એટલે પ્રભુએ કહેલા માર્ગને અનુસરાય તો પરમસુખ જે મોક્ષસુખ તે સિદ્ધ થાય એટલે પ્રાપ્ત થાય અથવા સિદ્ધ પરમાત્માનું જે પરમસુખ તે આ જીવને પ્રાપ્ત થાય.

શંકા—સિદ્ધ ભગવંત તો શરીરરહિત અરૂપી છે તો તેની સેવા શી રીતે થાય?

ઉત્તર—સિદ્ધ પરમાત્માના ૮ અથવા ૩૧ ગુણોનું સ્મરણ કરવું, સિદ્ધ પરમાત્માના નામનું સ્મરણ કરવું, સિદ્ધ ભગવાનની પ્રતિમાની સેવા પૂજા કરવી અને સિદ્ધ પરમાત્માનું સ્વરૂપ વિચારવું એ સર્વ સિદ્ધ પરમાત્માની સેવા છે. જે જીવો સિદ્ધ પરમાત્માને ઓળખતા નથી તે જીવો ગુરૂના દર્શાવેલા ઉપાયથી સિદ્ધ પરમાત્માની સેવા પૂજા કરે અને સિદ્ધ પરમાત્માને ઓળખે તો જરૂર આ જીવનો નિસ્તાર થાય. ॥ ૩ ॥

ગુણ અનુજાયીપણું લહે, આતમ થિરતા થાય;
મૂલ સ્વભાવે રમણતા, જ્ઞાનદશાએ વધાય ॥ ૪ ॥

આ ચેતન જો પ્રભુના ગુણનો અનુયાયી થાય એટલે પ્રભુના જે અનંતજ્ઞાન, અનંત દર્શન ઈત્યાદિ અથવા અમોહી, અમાયી, અક્રોધી, અમાની, અવેદી ઈત્યાદિ આત્મગુણ છે તેને અનુસરનારો થાય અર્થાત્ એ ગુણો મારા આત્મામાં પ્રગટ કેવી રીતે થાય? એવી ઇચ્છાએ ગુણ પ્રગટ કરવાના ઉદ્યમવાળો થાય તો આ આત્મા જે અનાદિ કાળથી મોહ, માયા, ધન, કુટુંબ વિગેરે પૌદ્ગલિકભાવોમાં અસ્થિર થઇ રહ્યો છે, એટલે ચંચળતા અને ચપળતા વાળો થયો છે, તે ચંચળતા નાશ પામી સ્થિરતા વાળો થાય, વળી જે આત્માના મૂળ સ્વભાવ અક્રોધ, અમાયા, અવેદ ઇત્યાદિમાં રમણતા કરે એટલે ક્રોધ, માન, માયા અને વેદનો ત્યાગ કરી આત્મગુણ પ્રગટ કરતો જાય તો આત્માની અજ્ઞાનદશા મટી જ્ઞાનદશા વૃધ્ધિ પામે. ૪

જ્ઞાનદશા એ જાગતાં, અનુપાનંદ થવાય;
કાળ અનાદિની તૃષા, તે સવિ પૂરણ થાય ॥ ૫ ॥

એવા પ્રકારની જ્ઞાનદશા જો જાગૃત થાય તો હે પ્રભુ! જગતમાં જેને બીજી ઉપમા ન આપી શકાય એવો અપૂર્વ આનંદ પ્રગટ થાય. જ્ઞાનદશા એટલે, આત્મા સુખ વેદે તો સુખ વેદાય છે એમ જાણે દુઃખ વેદે તો દુઃખ વેદાય છે એમ જાણે પણ સુખ વેદાતાં હર્ષનો અંશ કે દુઃખ વેદાતાં શોકનો અંશ માત્ર પણ ધારણ ન કરે. કારણ કે સુખ દુઃખ વેદાતાં આ સુખ કે દુઃખ વેદાય છે એમ જાણવું,

તે તો આત્માનો ધર્મ છે, પણ હર્ષ શોક કરવો તે આત્માનો સ્વભાવ નથી એ તો વિભાવ દશા અથવા અજ્ઞાનદશા છે. માટે આત્માની એવી જ્ઞાનદશા પ્રગટ થતાં અપૂર્વ આનંદ થાય એટલુંજ નહીં પણ અનાદિ કાળની જે તૃષ્ણા એટલે મારો આત્મધર્મ ક્યારે પ્રગટ થશે? એવા પ્રકારની ઇચ્છા તે ઈચ્છા પણ સર્વ રીતે સંપૂર્ણ થાય. અહીં સમ્યક્ આત્મધર્મની ઇચ્છા જીવને ચરમપુદ્ગલપરાવર્તે થવાનો સંભવ છે તે પહેલાં નહિ, તોપણ અનાદિ કાળથી મિથ્યાત્વવાસનામાં પણ આત્મધર્મ પ્રગટ કરવાની ઇચ્છા સંભવે છે, અથવા અનાદિકાળ એટલે ઘણો કાળ એવો અર્થ પણ થાય. ॥ ૫ ॥

## ૧૬ શ્રી શાન્તિનાથ ભગવાનનું ચૈત્યવંદન.

શાન્તિ જિનેશ્વર સોલમા, પૂજતાં પૂજનિક થાય;
શાન્ત સ્વરૂપ છે આતમા, સેવતાં સહજ થવાય ॥ ૧ ॥
સોલ કષાય નિવારીને, થયા ઉપશમરસકંદ;
જેણે તુજને સેવિયા, તે હુઆ સહજાનંદ ॥ ૨ ॥
સોલભેદ છે નય તણા, ભાખ્યા તે ભગવાન;
સ્યાદ્વાદ મારગ તણા, જાણ થયા ગુણવાન ॥ ૩ ॥
જગમાં સર્વ પદાર્થ તે, અસ્તિ નાસ્તિરૂપ જોય,
વળી અવક્તવ્ય ધર્મથી, સપ્ત ભંગી તસ હોય ॥ ૪ ॥
સ્યાત્ પદ લાંછિત ભંગ સહુ, જાણો ચિત્તમોઝાર,
એ શ્રદ્ધાએ પામીયે, અનુપમ સુખનો સાર ॥ ૫ ॥

સંક્ષિપ્તાર્થ:—

સોળમા શ્રી શાન્તિનાથ જિનેશ્વરની પૂજા ભક્તિ કરતાં પ્રાણી પોતે પણ ત્રણ જગતને પૂજવા યોગ્ય થાય છે, શ્રી શાન્તિનાથ ભગવાનનો આત્મા શાન્ત સ્વરૂપ વાળો છે, તેથી તેમની સેવા ભક્તિ કરતાં સહજ એટલે આત્માના સ્વાભાવિક ગુણવાળા થવાય છે ॥ ૧ ॥

શ્રી શાન્તિનાથ પ્રભુ અનન્તાનુબંધિ ક્રોધ, માન, માયા, લોભ, અપ્રત્યાખ્યાની ક્રોધાદિ ૪, પ્રત્યાખ્યાની ક્રોધાદિ ૪, અને સંજ્વલન ક્રોધાદિ ૪ એ ૧૬ કષાય દૂર કરીને ઉપશમ રસ એટલે શાન્તરસ અથવા સમતારસનો કંદ સરખા થયા

છે. હે પ્રભુ ! જે જે જીવોએ ત્હારી સેવા ભક્તિ કરી તે સર્વ જીવો સહજાનંદ એટલે આત્માના સ્વાભાવિક આનંદવાળા થયા છે.

દશ પ્રકારના દ્રવ્યાર્થિક નય જે ૧૦ મા ભગવાનના ચૈત્યવંદનમાં કહ્યા છે, તે અને બીજા આગળ કહેવાતા ૬ પ્રકારના પર્યાયાર્થિક નય મળી ૧૬ પ્રકારના નય હે ભગવાન ! તમે સિધ્ધાન્તમાં કહ્યા છે, તે નયભેદના જ્ઞાનથી જીવો સ્યાદ્વાદ માર્ગના જાણકાર થયા છે, અને થાય છે, વળી એ સ્યાદ્વાદ માર્ગના જ્ઞાનથી જીવો આત્મગુણને પણ પ્રગટ કરવાવાળા થાય છે. કારણ કે આત્માનું સ્વરૂપ નયભેદથી સારી રીતે સમજી શકે છે. ॥ ૩ ॥

આ જગતના સર્વ પદાર્થો અસ્તિ અને નાસ્તિ એ બે ધર્મવાળા છે. તેમજ સર્વે પદાર્થો અવક્તવ્ય ધર્મવાળા પણ છે, તેથી અસ્તિધર્મ, નાસ્તિધર્મ, અને અવક્તવ્ય ધર્મ એ ત્રણના સંયોગે સાત ભાંગા થાય છે, માટે દરેક પદાર્થોનું સમ્યગ્ જ્ઞાન એ સપ્તભંગી દ્વારા થાય છે. ॥ ૪ ॥

એ સપ્તભંગીના સાતે ભાંગાઓ દરેકમાં તે ધર્મનું એકાન્તપણું નથી એમ સૂચવવા માટે **स्यात्** શબ્દ ( લાંછિત એટલે ) સહિત બોલાય છે, એમ ચિત્તને વિષે વિચાર કરવા પૂર્વક જાણવું. એ સપ્તભંગી રૂપ સ્યાદ્વાદ માર્ગની શ્રધ્ધાવડે-જ અનુપમ એટલે જગતમાં જેની ઉપમા નથી એવા સુખનો સાર એટલે પરમ-સુખ એટલે મોક્ષસુખ પમાય છે ॥ ૫ ॥

---

**વિસ્તરાર્થ:—**

**શાન્તિ જિનેશ્વર સોળમા, પૂજતાં પૂજનિક થાય;**
**શાન્ત સ્વરૂપ છે આતમા, સેવતાં સહજ થવાય. ॥ ૧ ॥**

સોળમા જિનેશ્વર (જિન એટલે સામાન્ય કેવલિ તેમાં ઇશ્વર એટલે પ્રધાન) શ્રી શાન્તિનાથ ભગવાનની દ્રવ્યથી આઠ ભેદે, ૨૧ ભેદે અથવા ૧૦૮ ભેદે ઇત્યાદિ અનેક પ્રકારે દ્રવ્ય પૂજા કરતાં અને ભાવથી ગાન તાન નૃત્ય ઇત્યાદિ રીતે અંતરંગ ભક્તિપૂર્વક ભાવપૂજા કરતાં જીવો પોતે પણ ત્રણ જગતને પૂજનિક થાય છે. કારણ કે શાન્તિપ્રભુની પૂજાથી પરંપરાએ આત્મગુણની વૃદ્ધિ થતાં જિનનામ કર્મ ઉપાર્જીને તીર્થંકર પદવી પામીને ત્રણ જગતને પૂજનીક થાય છે. શ્રી શાન્તિ-નાથ પ્રભુનો આત્મા કષાયોનો ક્ષય થવાથી અતિ શાન્ત સ્વરૂપવાળો થયેલો છે, જેથી એવા શાન્ત સ્વરૂપવાળા આત્માની સેવા કરતાં પોતાનો આત્મા પણ શાન્ત થતાં સહજ ગુણવાળો એટલે આત્માના ઉપશાન્ત, અકષાય, અવેદ ઇત્યાદિ સ્વાભાવિક ગુણવાળો થાય છે. જેની સેવા કરીએ તેના જેવા ગુણવાળો સેવક થાય

એવો સામાન્ય નિયમ છે. માટે શાન્ત આત્મસ્વરૂપ શાન્તિનાથ ભગવાનની સેવાથી શાન્ત ચિદાનંદમય થવાય છે. ॥ ૧ ॥

**સોલ કષાય નિવારીને, થયા ઉપશમ રસ કંદ;**
**જેણે તુજને સેવીયા, તે હુવા સહજાનંદ. ॥ ૨ ॥**

આત્માનો સ્વભાવિક ઉપશમ સ્વભાવ છે, તેને રોકનાર કષાય છે, તે કષાય ૧૬ પ્રકારના છે તે આ પ્રમાણેઃ—

**૪ અનંતાનુબંધિ ક્રોધ-માન-માયા-લોભ**—કષાયના મૂળ ચાર ભેદ ક્રોધ, માન, માયા, અને લોભ છે, વળી તે દરેક અનંતાનુબંધિ આદિ ચાર ચાર પ્રકારના છે. ત્યાં અનંતાનુબંધિ એટલે જે ક્રોધ, માન, માયા અને લોભથી જીવને અનંત સંસારમાં ભ્રમણ કરનારો કર્મબંધ બંધાય તે અનંતાનુબંધિ ક્રોધાદિ કહેવાય. આ કષાયથી સત્ય અસત્ય સમજવા જેટલો વિવેક પણ પ્રાપ્ત થતો નથી, તેથી આત્માનો સમ્યક્ત્વ ગુણ રોકાય છે.

**૪ અપ્રત્યખ્યાની ક્રોધ-માન-માયા-લોભ**—દુનિયામાં જેટલા પદાર્થો છે તે બધાએ આત્માને આદરવા યોગ્ય અથવા ત્યાગવા યોગ્ય છે એમ નથી પરન્તુ કેટલાએક પદાર્થો આત્માને આદરવા યોગ્ય છે, કેટલાએક ત્યાગવા યોગ્ય છે, અને કેટલાએક જાણવા યોગ્ય છે. તેમાં જે પદાર્થો આત્માને ત્યાગવા યોગ્ય છે તે પદાર્થો ઉપર જે આત્માનો ગાઢ મમત્વભાવરૂપ લોભ કષાય રહ્યો છે, અને ક્રોધ, માન, માયા પણ તે પદાર્થોને અંગેજ થાય છે, માટે ક્રોધાદિ ચાર કષાયોના કારણ-રૂપ એ પદાર્થો ઉપર ત્યાગવૃત્તિ જે ગાઢ કષાયથી નથી થતી તે ગાઢ કષાયનું નામ અપ્રત્યાખ્યાની કષાય છે, એ કષાયનો ઉદય જ્યાંસુધી હોય ત્યાંસુધી કોઈ પણ ચીજનો ત્યાગ થતો નથી.

**૪ પ્રત્યાખ્યાની ક્રોધાદિ**—જે ક્રોધાદિ કષાયના ઉદયથી ત્યાગવા યોગ્ય સર્વ વસ્તુઓમાં સર્વથા ત્યાગ બુદ્ધિ ન ઉપજે પણ એકાદિ કેટલીક વસ્તુઓ થોડે અંશે ત્યાગ કરવા જેટલી બુધ્ધિ ઉપજે તે.

**સંજ્વલન ક્રોધાદિ**—જે ક્રોધાદિ કષાયો અતિ, અલ્પ પ્રમાણમાં હોય સર્વ વિરતિને રોકે નહિં પરન્તુ દૂષણ લગાડે એવા અલ્પ કષાયો શ્રેણિગત મુનિને પણ હોય.

એ ૧૬ કષાયોના ઉદયથી જીવનો સ્વાભાવિક ઉપશમ ગુણ રોકાય છે, તે ૧૬ કષાયોને હે પ્રભુ! તમોએ દૂર કર્યા તેથી તમો ઉપશમ રસરૂપી આત્મ-ગુણનો કંદ (જડ) સરખા થયા છો. કંદમાં જેમ (તે વેલાનો) રસ અતિ ગાઢ

સંગ્રહીત થયેલો હોય છે, જેથી ઘણા કાળે પણ તે કંદ સૂકાવા પામતો નથી તેમ હે પ્રભુ! તમારા આત્મામાં અતિશય ઉપશમ રસ ભરેલો છે, જે કોઇ પણ કાળે ક્ષય પામતો નથી માટે તમે ઉપશમ રસના કંદ સરખા છો. ॥ ૨ ॥

**સોલ ભેદ છે નય તણા, ભાખ્યા તે ભગવાન;**
**સ્યાદ્‌વાદ મારગ તણા, જાણુ થયા ગુણવાન ॥ ૩ ॥**

નય એટલે અભિપ્રાય, અથવા વસ્તુના અનંત ધર્મ છે, તેમાંના ગમે તે એક ધર્મની મુખ્યતાએ તે વસ્તુમાં વસ્તુપણું કહેવું, તે નય કહેવાય. તેના જો કે સાતમા ભગવાનના ચૈત્યવંદન વખતે સાત ભેદ કહ્યા છે, દશમા ભગવાનના ચૈત્યવંદનમાં ૧૦ ભેદ કહ્યા છે, અને અહિં ૧૬ ભેદ કહ્યા છે, પરન્તુ મૂળ ભેદ સાત છે, તે સાત નય દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક એમ બે રીતે વ્હેંચાયલા છે, તેમાં દ્રવ્યાર્થિક નયના બીજી રીતે ૧૦ ભેદ દશમા ભગવાનના ચૈત્યવંદન પ્રસંગે વર્ણવ્યા છે, તેમાં પર્યાયાર્થિક નયના ૬ ભેદ મેળવતાં કુલ ૧૬ ભેદ થાય છે, તેથી એ ૧૬ ભેદ તે સાત નયમાં અંતર્ગત જાણવા. હવે પર્યાયાર્થિક નયના ૬ ભેદનું સ્વરૂપ આ પ્રમાણે:—

**૧ અનાદિ નિત્ય શુદ્ધ પર્યાયાર્થિક નય**—જેમ પુદ્‌ગલનો મેરૂ પર્વત પ્રમુખ પર્યાય અનાદિ કાળનો છે, અને અનંતકાળ સુધી નિત્ય રહેવાનો છે, તે અનાદિ નિત્ય પર્યાય કહેવાય, જો કે મેરૂપર્વત પુદ્‌ગલસ્કંધ હોવાથી પુદ્‌ગલના સ્વભાવ પ્રમાણે પ્રતિ સમયે અનંત અણુઓ વિખરાય છે, અને અનંત અણુઓ મલે છે, એ રીતે અનિત્ય છે. પરન્તુ સ્કંધ જેવો છે તેવોજ સદા કાળ બન્યો રહેલો હોવાથી મેરૂ પર્વતરૂપ દ્રવ્ય તો શાશ્વતજ કહેવાય. અહિં મેરૂપર્વતરૂપ પુદ્‌ગલનો પર્યાય છે અને પુદ્‌ગલ પિંડનોજ બનેલો છે, માટે એ શુધ્ધ પર્યાય કહેવાય. પરન્તુ દેવ, નારક આદિ (જીવ-કર્મરૂપ બે પદાર્થોના યોગે બનેલા પર્યાય) વત્ અશુધ્ધ પર્યાય નથી. માટે "**મેરૂ પર્વત શાશ્વત છે.**" એમ કહેવું તે આ નયની અપેક્ષાએ છે.

**૨ સાદિ નિત્ય શુદ્ધ પર્યાયાર્થિક નય**—જેમ જીવના દેવ, નારક, મનુષ્ય આદિ પર્યાય છે, તેમ સિધ્ધ પણ જીવનો પર્યાય છે, એ સિધ્ધ પર્યાયની આદિ છે માટે **સાદિ**, સિધ્ધ પર્યાયનો હવે અંત નથી થવાનો માટે **નિત્ય**, અને સિધ્ધ પર્યાય કર્મ આદિ પદાર્થની મિશ્રતા વિનાનો છે માટે **શુદ્ધ** કહેવાય છે. એ પ્રમાણે "સિદ્ધ એ જીવનો પર્યાય છે." એમ કહેવું તે આ નયની અપેક્ષાએ છે.

**૩ અનિત્ય શુદ્ધ પર્યાયાર્થિક નય**—પદાર્થના જે પર્યાયો સમયે સમયે પલટાય છે, તે પર્યાયની મુખ્યતાએ વસ્તુને વસ્તુરૂપ કહેવી તે અનિત્ય શુધ્ધ

પર્યાય નય છે. એમાં પ્રતિ સમયે પરાવર્તન ધર્મ હોવાથી અનિત્ય, અને અન્ય પર્યાયના સંયોગની મિશ્રતારહિતપણાની અપેક્ષાએ શુધ્ધ પર્યાય કહેવાય છે.

૪ **અનિત્ય અશુદ્ધ પર્યાયાર્થિક નય**—દરેક પદાર્થ ઉત્પાદ, વ્યય, અને ધ્રુવતા એ ત્રણ લક્ષણવાળો એકજ સમયમાં છે, તેથી એવું કહીએ કે "પદાર્થ એક સમયમાં ઉત્પાદ, વ્યય અને ધ્રુવ લક્ષણવાળો છે." એ વાકયમાં પદાર્થની મૂળ સત્તા દેખાડી, એમાં પર્યાયનું શુધ્ધ સ્વરૂપ ન દેખાડ્યું, પર્યાયનું શુધ્ધ સ્વરૂપ તો સત્તાના ઉપદેશ વિનાનું હોય માટે એ અશુધ્ધ પર્યાય છે.

૫ **કર્મોપાધિ રહિત નિત્ય શુદ્ધ પર્યાયાર્થિક નય**—જે પર્યાયમાં કર્મની ઉપાધિ હોય છતાં તેની વિવક્ષા નહિ કરતાં તેના શુદ્ધ અને નિત્ય પર્યાયનીજ વિવક્ષા કરવી તે નિત્ય શુદ્ધ પર્યાયાર્થિક કહેવાય છે, જેમકે સંસારી જીવ કર્મની ઉપાધિએ કરીને યુકત હોય છે તો પણ તે કર્મની વિવક્ષા નહિ કરતાં તેની સત્તામાં રહેલા જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ મૂળ ગુણ જે સિદ્ધના જીવો જેવાજ છે તેનીજ વિવક્ષા કરીએ તો તે કર્મોપાધિરહિત શુદ્ધ પર્યાયાર્થિક નય કહેવાય, ભાવાર્થ એવો છે કે સંસારી જીવને આઠ કર્મ લાગેલાં છે અને તેનો વિચાર કરીએ તો જેમ લીલા લાકડાથી ઉત્પન્ન થએલો ધૂમાડો ઉપાધિ રૂપ છે તેમ સહજ શુદ્ધ સ્વભાવી આત્મામાં કર્મ નિજ ગુણ નહિ હોવાથી ઉપાધિ રૂપજ છે તેથી કરીને જો કે સંસારી જીવ તે કર્મથી યુકત છે તોપણ જ્યારે તે ભવી જીવને કર્મથી રહિત સ્વરૂપમાં વિચારીએ છીએ ત્યારે તે સિધ્ધ રૂપ દેખાય છે. તાત્પર્ય એવું સમજવું કે કર્મરૂપ ઉપાધિ ભાવને વિવક્ષિત ન ગણીએ અને જ્ઞાન, દર્શન, ચારિત્રને વિવક્ષિત ગણીએ તો નિત્ય શુધ્ધ પર્યાયાર્થિક નામનો પાંચમો ભેદ સિધ્ધ થાય છે.

૬ **અનિત્ય અશુદ્ધ પર્યાયાર્થિકનય**—પાંચમા ભેદમાં જેમ કર્મોપાધિની વિવક્ષા નહોતી તેમ છઠા ભેદમાં ઉપાધિનીજ વિવક્ષા કરવાની છે. પાંચમા ભેદમાં નિત્ય અને શુધ્ધ મુળ ગુણની અપેક્ષા હતી ત્યારે છઠા ભેદમાં અનિત્ય અને અશુધ્ધ પર્યાયની અપેક્ષા છે. જેવી રીતે સંસારી જીવોના જન્મ મરણ કર્મરૂપ ઉપાધિની અપેક્ષાથી છે તથા તેમાં વર્તમાન પર્યાય અનિત્ય છે અને કર્મના સંયોગને લઇને અશુધ્ધ પણ છે તેથી તે અનિત્ય અને અશુધ્ધ પર્યાય કહી શકાય છે માટે કર્મોપાધિની અપેક્ષાવાળો જે અનિત્ય અને અશુધ્ધ પર્યાય હોય તે પર્યાયાર્થિક નયના છઠા ભેદમાં ગણી શકાય છે.

હે ભગવન્ ? આ રીતિએ આપે નયના સોલ ભેદો કહ્યા. પ્રભો ! આવા નયવાદથી ગહન બનેલા આપના સ્યાદ્વાદ માર્ગના જાણકાર તો ગુણવાન પુરૂષો થયા છે—( થઇ શકે છે અને થઇ શકશે. ) ॥ ૩ ॥

જગમાં સર્વ પદાર્થ તે, અસ્તિ નાસ્તિ રૂપ જોય;
વળી અવક્તવ્ય ધર્મથી, સપ્તભંગી તસ હોય ॥ ૪ ॥
સ્યાત્ પદ લાંછિત ભંગ સહુ, જાણો ચિત્ત મઝાર;
એ શ્રદ્ધાએ પામીયે, અનુપમ સુખનો સાર ॥ ૫ ॥

જગતમાં રહેલા સર્વે પદાર્થો અસ્તિ અને નાસ્તિ એ બે ધર્મયુક્ત છે. અસ્તિ એટલે સ્વરૂપની સત્તા, અને નાસ્તિ એટલે પર રૂપની અસત્તા દરેક પદાર્થમાં રહેલી છે. સર્વજ્ઞભાષિત ધર્મના સ્યાદ્વાદ માર્ગનો એજ પાયો છે. અને એજ સ્યાદ્વાદ ધર્મ કહેવાય.

શંકા—અસ્તિ અને નાસ્તિ એ બે પરસ્પર વિરોધિ ધર્મ છે, તો એકજ પદાર્થમાં બે વિરોધિ ધર્મ કેવી રીતે રહે ? જેમ એકજ ઘટમાં ઘટધર્મ અને અઘટ ધર્મ એ બે વિરોધી ધર્મ અથવા એક પટમાં જીર્ણતા અને નવીનતા, એક ફળમાં મધુરતા અને કટુતા, એક પુષ્પમાં સુગંધિ અને દુર્ગંધી એમ બે બે વિરાધિ ધર્મ એક પદાર્થમાં કેમ હોઇ શકે ?

ઉત્તર—હે જિજ્ઞાસુ ! એકજ ઘટમાં ઘટધર્મનો સદ્‌ભાવ અને અઘટ ધર્મનો અભાવ એ બે ધર્મ રહે છે કે નહિ ? તેવીજ રીતે એક પટમાં જીર્ણતાનો સદ્‌ભાવ અને નવીનતાનો અભાવ, એકજ ફળમાં મધુરતાનો સદ્‌ભાવ અને કટુતાનો અભાવ, અને એકજ પુષ્પમાં સુગંધિનો સદ્‌ભાવ અને દુર્ગંધિનો અભાવ એમ બે બે વિરોધિ ધર્મ સત્ અસત્ ભાવે રહે છે કે નહિ ? અથવા બીજી રીતે વિચારીયે તો એકજ પુરૂષમાં પિતાપણું, પુત્રપણું, મામાપણું, કાકાપણું, ઇત્યાદિ અનેક વિરોધિ ધર્મ રહે છે તો એક વસ્તુમાં બે વિરોધિ ધર્મ સત્ અસત્ ભાવે રહે તેમાં શું આશ્ચર્ય ?

એ પ્રમાણે દરેક પદાર્થમાં અસ્તિભાવ, નાસ્તિભાવ રહ્યા છે તે સાથે અવક્તવ્ય ભાવ પણ રહ્યો છે. જે સમયે વસ્તુ જે ધર્મે વર્તે છે, તે સમયે તે વસ્તુ અથવા વસ્તુધર્મ વચનદ્વારા કહી શકાતો નથી, તેથી અવક્તવ્ય ધર્મ યુક્ત છે. એ રીતે અસ્તિ, નાસ્તિ, અને અવક્તવ્ય એ ત્રણ ધર્મને અનુસારે વિચારીએ તો દરેક વસ્તુ સાત ભાંગા યુક્ત હોવાથી સપ્તભંગીમય છે તે સાત ભાંગાનાં નામ આ પ્રમાણે—અસ્તિ, નાસ્તિ, અવક્તવ્ય, અસ્તિ નાસ્તિ, અસ્તિ અવક્તવ્ય, નાસ્તિ અવક્તવ્ય, અસ્તિ નાસ્તિ અવક્તવ્ય, એ સાત ધર્મ યુક્ત દરેક વસ્તુ છે. અથવા એક વસ્તુ એ સાત વ્યપદેશથી સારી રીતે સમજી શકાય છે. ॥ ૪ ॥

પૂર્વોક્ત સપ્તભંગી પણ વસ્તુમાં એકજ સમયે એક સાથે રહેલી છે, જેથી "વસ્તુ અસ્તિ ધર્મયુક્ત છે" એમ કહેવાથી બીજા ૬ ભાંગાનું અપલપન (૬ ભાંગાઓ નથી એવું જ્ઞાન) ન થવા માટે દરેક ભાંગા પૂર્વે **સ્યાત્** એટલે કથંચિત્ અથવા કોઇક અપેક્ષાએ, અથવા એકાન્ત નહિ એવા અર્થને સૂચવનારો શબ્દ લાંચ્છિત કરવો એટલે જોડવો, જેથી એ સાતે ભાંગા **સ્યાત્** પદ યુક્ત હોય છે, એમ ચિત્તને વિષે જાણવું જોઇએ. હવે એ સ્યાત્ પદ લાંછિત સપ્ત ભંગીના સાતે ભાંગાઓનું કિંચિત્ સ્વરૂપ દ્રવ્ય ગુણ પર્યાયના રાસની ચોથી ઢાલની છેલી પાંચ ગાથાથી લખીએ છીએ, તે આ પ્રમાણે:—

સપ્ત ભંગીના ભેદ અભેદ કહે છે:—

**પર્યાયાર્થ ભિન્ન વસ્તુ છે, દ્રવ્યાર્થ અભિન્નોરે;**
**ક્રમે ઉભય નય જો અર્પિજે, તો ભિન્નને અભિન્નરે–શ્રુત ॥૧૦॥**
**જો એકદા ઉભય નય ગ્રહિએ, તો અવાચ્ય તે કહીએ રે;**
**એકે શબ્દે એકજ વારે, દોય અર્થ નવિ કહીએરે–શ્રુત ॥૧૧॥**

ભાવાર્થ—પર્યાયાર્થિક નયની અપેક્ષાથી સર્વ વસ્તુ ભિન્ન છે અને દ્રવ્યાર્થિક નયની અપેક્ષાથી અભિન્ન છે અને ક્રમવાર બંને નય જોડવાથી કંથચિત્ અભિન્ન છે.(૧૦)

વિવેચન—હવે મૂળ બે નયની અપેક્ષાથી સપ્તભંગીના ભેદ કહે છે (૧) પર્યાયાર્થિક નયની અપેક્ષાથી દ્રવ્ય ગુણ પર્યાય યુક્ત સર્વ પદાર્થ ભિન્ન છે અને (૨) દ્રવ્યાર્થિક નયની અપેક્ષાથી દ્રવ્યગુણ પર્યાયયુક્ત સર્વ પદાર્થ કથંચિત્ અભિન્ન છે કેમકે દ્રવ્યોના જે ગુણ પર્યાય છે તે આવિર્ભાવ અને તિરોભાવ રૂપે છે એમ આગળ કહેવાઇ ગયું છે. અનુક્રમે જ્યારે દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક બંને નયની યોજના કરીએ છીએ, ત્યારે કંથચિત્ ભિન્ન અને કથંચિત અભિન્ન છે અને દ્રવ્યથી વસ્તુ અભિન્ન છે. ( ૧૦ )

ભાવાર્થ—જો એકજ વખતે બંને નયનું ગ્રહણ કરીએ તો સર્વ વસ્તુ અવાચ્ય થઇ જાય કેમકે એકજ શબ્દથી એકજ વખતે બે અર્થ કહી શકાતા નથી. (૧૧)

વિવેચન—ચોથો અવાચ્ય ભેદ બતાવે છે. જો એકજ સમયમાં પર્યાય તથા દ્રવ્ય રૂપ બંને અર્થ કહેવાની ઇચ્છા કરીએ તો તે પદાર્થ અવક્તવ્ય દશામાં આવી જાય છે. કેમકે એતો સહેજ સમજાય તેવું છે કે એકજ વખતે અને એકજ શબ્દ વતી બંને અર્થનું કથન કોઇ કાળે થઇ શકતું નથી. સમૂહાલંબન જ્ઞાનથી બે વ્યક્તિને કહી શકાય છે પણ તેના જુદા જુદા અર્થ એકજ વખતે કહી કહી શકાયજ નહિ માટે બંને નયના અર્થની અપેક્ષાથી અવાચ્ય છે. (૧૧)

પાંચમો ભાંગો કહે છે:—

**પર્યાયારથ કલ્પ ન ઉત્તર, ઉભય વિવક્ષા સંધિરે;**
**ભિન્ન અવાચ્ય વસ્તુ તે કહી, સ્યાત્કારને બંધિરે—શ્રુત ॥ ૧૨ ॥**

ભાવાર્થ—પ્રથમ પર્યાયાર્થ નયની કલ્પના કરીને પછી બંને નયની જો વિવક્ષા કરવામાં આવે તો તે વખતે તે વસ્તુ પર્યાયથી ભિન્ન અને બંને નયથી કંથચિત્ અવાચ્ય થઇ જાય (૧૨)

વિવેચન—હવે પાંચમો સ્યાદસ્તિ અવક્તવ્ય ભેદ કહે છે. (૫) પ્રથમ તો પર્યાયાર્થિક નયની કલ્પના કરીને વસ્તુને ભિન્ન કહેવામાં આવે અને પછી દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક એ બંને નયની વિવક્ષા કરવા જતાં વસ્તુ અવાચ્ય થઇ જાય ત્યારે પર્યાયથી તે વસ્તુ ભિન્ન ગણાય અને બંને નયથી અવાચ્ય થઇ જાય.

હવે છઠો અને સાતમો ભાંગો કહે છે:—

**દ્રવ્યારથને ઉભય ગ્રહ્યાથી, અભિન્ન તેહ અવાચોરે,**
**ક્રમ યુગપત નય ઉભય ગ્રહ્યાથી, ભિન્ન અભિન્ન અવાચોરે—શ્રુત॥૧૩॥**

ભાવાર્થ—દ્રવ્યાર્થિક નયની કલ્પના કરીને પછી બંને નયની યોજના કરવાથી વસ્તુ અભિન્ન થાય અને અવાચ્ય પણ થાય અને જો ક્રમવાર બંને નયની જુદી કલ્પના કરીને પછી બંનેની સાથેજ વિવક્ષા કરવામાં આવે તો ભિન્ન, અભિન્ન, અવક્તવ્ય થઈ જાય. (૧૩)

વિવેચન—હવે છઠો ભાંગો કહે છે. (૬) જો પ્રથમ દ્રવ્યાર્થિક નયની સર્વ વસ્તુમાં કલ્પના કરવામાં આવે તો અભિન્નપણું જણાય અને પછી એકજ કાળમાં દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક અને બંને નયની સાથે સર્વ વસ્તુમાં વિવક્ષા કરવામાં આવે તો વસ્તુ અવાચ્ય થઈ જાય. તેથી દ્રવ્યાર્થિક નયથી અભિન્ન અને બંને નયથી અવક્તવ્ય એમ યોજના કરતાં છઠો સ્યાત્ અભિન્ન અવક્તવ્ય ભાંગો સિદ્ધ થયો. (૭) અને જ્યારે અનુક્રમવાર દ્રવ્યાર્થિક નય અને પર્યાયાર્થિક નયની વિવક્ષા કરવામાં આવે અને તરતજ દ્રવ્યાર્થિક તથા પર્યાયાર્થિક બંને નયની યોજના કરાય ત્યારે ભિન્ન અભિન્ન અને અવક્તવ્ય એમ સાતમો ભાંગો થઇ જાય છે. આ પ્રમાણે જેમ ભેદાભેદની એક પર્યાયમાં સપ્તભંગી જોડી તેમ સર્વત્ર જોડી દેવી. હવે આ પ્રમાણે સપ્તભંગીનો વિચાર કરતાં કોઇ એમ શંકા કરે કે જ્યાં બે નયના વિષયનોજ વિચાર હોય ત્યાં તો એક બીજાના ગૌણ મૂખ્ય ભાવે સપ્તભંગી થાય, પણ જ્યાં પ્રદેશ પ્રસ્થકાદિ ( અવયવ અવયવી ) નો વિચાર હોય ત્યાં તો પાંચ, છ, સાત આદિ નયના જુદા જુદા વિચાર હોય અને તેથી વધારે ભંગ થઇ જાય તો પછી સપ્તભંગીનો નિયમ કેવીરીતે રહી શકે ? આ શંકાના જવાબમાં એમ

જણાવેલું છે કે ત્યાં પણ એક નયાર્થનું મુખ્યપણે ગ્રહણ કરીને બીજા સર્વનો નિષેધ કરી પ્રત્યેકની અનેક સપ્તભંગી કરી શકાય. એમ પણ કહ્યું છે કે જેથી સંપૂર્ણ નયના અર્થનું કથન કરવામાં આવે તેના પર્યાયાધિકરણ વાક્યને પણ પ્રમાણ વાકય કહે છે. આવા પ્રકારના લક્ષણથી જ્યાં સંપૂર્ણ પદાર્થનું વિવેચન થાય છે ત્યાં સ્યાત્ શબ્દે કરીને યુક્ત સંપૂર્ણ નયના અર્થના સમૂહનું ધારણ કરવું એક ભંગમાં નિષેધ નથી. તેથી કરીને વ્યંજન પર્યાયને ઠેકાણે બે ભંગે પણ અર્થસિદ્ધિ 'સંમતિ' ગ્રંથને વિષે દર્શાવી છે. તેમાં એમ કહ્યું છે કે સપ્ત વિકલ્પ, સપ્ત પ્રકાર વચનપથ, સપ્ત ભંગી રૂપ વચન માર્ગ તે અર્થ પર્યાયમાં થાય છે અને વ્યંજન પર્યાય જે ઘટ કુંભાદિ શબ્દ વાચ્યપણું તેને વિષે સવિકલ્પ વિધિ રૂપ અને નિર્વિકલ્પ વિધિરૂપ એમ બે ભાંગા થાય છે, પણ અવક્તવ્યાદિ ભંગ અહિંઆ નથી થઈ શકતા. એટલે તાત્પર્ય એ છે કે સાત પ્રકારના ભેદ સહિત જે વચન છે તેજ સપ્ત ભંગી રૂપ વચન માર્ગના તે વચન અસ્તિત્વ નાસ્તિત્વાદિ વિષયમાં પ્રવર્તે છે અને વ્યંજન પર્યાય જે ઘટ કુંભાદિ શબ્દની વાચ્યતા છે ત્યાં સવિકલ્પ વિધિરૂપ અને નિર્વિકલ્પ વિધિરૂપ બેજ ભંગ થાય છે પણ અવક્તવ્ય શબ્દ વિષય કહેવાવાળાને વિરોધ આવી જાય છે અથવા સવિકલ્પ શબ્દ સમભિરૂઢ નયના મતે અને નિર્વિકલ્પ શબ્દ એવંભૂત નયના મતે એમ બે ભંગ જાણવા. પ્રથમ જે ચાર અર્થ નય છે તે વ્યંજન પર્યાય માને નહિ માટે તે નયની અહિંઆ પ્રવૃત્તિ નથી. આ સંબંધિ વિશેષ સમજણ અનેકાંત વ્યવસ્થાથી જાણી શકાય. (૧૩)

**સપ્ત ભંગના દ્રઢ અભ્યાસી, જે પરમારથ દેખેરે,**
**જશ કિરતિ જગ વાધે તેહની, જૈનભાવે તસ લેખેરે—શ્રુત ॥ ૧૪ ॥**

**ભાવાર્થ—** આ સપ્ત ભંગી નયનો જે મનુષ્ય દઢ અભ્યાસી થશે અને જે પરમાર્થને જાણશે તેનો જશ અને કીર્તિ જગમાં વૃદ્ધિને પામશે અને તેનું જૈનપણું ત્યારેજ સફળ થશે. (૧૪)

**વિવેચન—**હવે આખી ઢાળનો ફલિતાર્થ કહે છે, સકલાદેશી, વિકલાદેશી, નય, સપ્તભંગ, પ્રમાણ, લક્ષણ ઇત્યાદિ સૂક્ષ્મરીતે અભ્યાસ કરીને જે પ્રાણી જીવાજીવાદિ પરમાર્થ સમજશે તેને સ્યાદ્વાદ પરિજ્ઞાનું સૂક્ષ્મ જ્ઞાન થશે અને તેથી ઉત્તરોત્તર ઉંચ પદને પ્રાપ્ત કરી તેનાં જશ અને કીર્તિ વધશે, અને એવા તર્કવાદમાં જશ વધવાથી તેનો જૈનભાવ સફળ થયેલો કહેવાશે, કારણ કે નિશ્ચય નયથી પરિજ્ઞાનનેજ સમ્યક્ત્વ સ્યાદ્વાદ કહેલ છે, જેને સ્યાદ્વાદનું સ્વરૂપ સમજાયું તેને પછી કોઇ પણ વિષયમાં શંકાનું કારણ રહેતું નથી. (૧૪)"

જેવી ઉપાધ્યાયજી મહારાજે ભેદાભેદરૂપ ધર્મ લઇને સસભંગી બતાવી તેવી રીતે અસ્તિ નાસ્તિ નિત્યાનિત્ય વિગેરે ધર્મોમાં પણ જોડવી.

એ પ્રમાણે સાત ભાંગે સ્યાદ્વાદનું સ્વરૂપ હે ભવ્યજીવો ! ચિત્તને વિષે જાણુ-વાયોગ્ય અને તે દ્વારા વસ્તુનું સ્વરૂપ સમજવા યોગ્ય છે, એ સ્યાદ્વાદ માર્ગની શ્રધ્ધાવડે અનુપમ એટલે જગતમાં જેની ઉપમા નથી એવું પરમ સુખનો સાર એટલે મોક્ષસુખ પામી શકાય છે ॥ ૫ ॥

## १७ श्री कुन्थुनाथ भगवाननुं चैत्यवंदन.

સત્તરમા પ્રભુ પ્રણમિયે, કુન્થુનાથ મહારાજ;
સત્તર ભેદે સંયમી, થઇ પામ્યા શિવરાજ. ॥ ૧ ॥
સત્તર બંધ નિવારીને, અકષાયિક ગુણ ઠાણ;
સત્તર મરણ વિખેરીને, પામ્યા અવિચલ ઠાણ. ॥ ૨ ॥
જિન અનુજાયી ચેતના, પ્રભુ પદને ઓળખાય;
પ્રભુ પદમાં જસ લીનતા, તસ નિજ શુદ્ધિ વખણાય. ॥ ૩ ॥
જિમ જિમ આતમ શુદ્ધતા, તિમ પર ભાવ પલાય;
સ્વભાવ સુખ જેમ ચાખતાં, જડ સુખ ચિત્ત પલટાય. ॥૪॥
અનુપમ અંતર આતમા, ધ્યાવો પૂર્ણાનંદ;
સહજ સમાધિ ધ્યાનમાં, પ્રગટે પરમાનંદ. ॥ ૫ ॥

સંક્ષિપ્તાર્થ:—

સત્તરમા ભગવાન શ્રી કુન્થુનાથ મહારાજને નમસ્કાર કરીએ કે જે ભગ-વાન સત્તર પ્રકારે ( ૫ સ્થાવરકાય સંયમ, ૪ ત્રસકાય સંયમ, ૧ અજીવસંયમ, ૧ પ્રેક્ષા સંયમ, ૧ ઉપેક્ષા સંયમ, ૧ ઉત્સર્ગ સંયમ, ૧ પ્રમાર્જન સંયમ ૩ યોગ સંયમ ) સંયમવાળા થઇને શિવરાજ એટલે મોક્ષનગરનું રાજ્ય પામ્યા છે. ॥૧॥

શ્રી કુન્થુનાથ ભગવાન ક્ષપકશ્રેણિએ ચઢયા તે વખતે દશમા સૂક્ષ્મ સંપ-રાય ગુણ ઠાણે સત્તર પ્રકૃતિનો (૫ જ્ઞાનાવરણીય, ૪ દર્શનાવરણીય, ૫ અન્તરાય, ૧ શાતાવેદનીય, ૧ યશઃકીર્તિ, ૧ ઉચ્ચ ગોત્ર એ ૧૭ નો) બંધ હતો તે દૂર કરીને અકષાયિક એટલે કષાયરહિત એવું ૧૨ મું ગુણસ્થાન પામ્યા, અને ત્યાર-બાદ તેરમું અને ચોદમું સયોગિ તથા અયોગિ ગુણસ્થાન પણ અકષાયિક છે તે

પણ પામ્યા. તથા સત્તર પ્રકારનાં મરણ આવીચિ, અવધિ, આત્યન્તિક, વલત્, વશાર્ત, અન્તઃશલ્ય, તદ્ભવમરણ, બાલમરણ, પંડિતમરણ, બાલપંડિતમરણ, છદ્મસ્થમરણ, કેવલિમરણ, વૈહાયસમરણ, ગૃધ્રસ્પૃષ્ટમરણ, ભક્તપરિજ્ઞામરણ, ઇંગિત મરણ, પાદપોપગમમરણ, ) તેનો નાશ કરીને કદીપણ ચલાયમાન ન થાય એવું સ્થાન જે મોક્ષપદ તેને પામ્યા. ॥ ૨ ॥

આ ચેતના જો જિનેશ્વરના માર્ગની અનુયાયી ( અનુસરનારી ) થાય તો પ્રભુનું પદ કેવું પરમાનંદમય છે તે ઓળખી શકાય. પ્રભુના પદમાં એટલે ચરણમાં ( પદ એટલે પગ અથવા માર્ગમાં ) જો આ જીવની લીનતા એટલે તન્મયતા થાય તો તે જીવની નિજશુદ્ધિ એટલે આત્મશુદ્ધિ પ્રશંસાપાત્ર થાય. ॥ ૩ ॥

જેમ જેમ આ આત્માની શુદ્ધતા પ્રભુના આલંબનથી વધતી જાય છે તેમ તેમ પૌદ્ગલિક ભાવ ઓછો થતો જાય છે, એ પૌદ્ગલિકભાવ ઓછો થવાથી જેમ જેમ આત્માને આત્મ સ્વભાવના સુખનો આસ્વાદ મલતો જાય છે, તેમ તેમ જડના પ્રસંગમાં જે સુખબુદ્ધિ રહેતી હતી તે પણ બદલાતી જાય છે, અર્થાત્ જડના પ્રસંગમાં દુઃખબુદ્ધિ ઉત્પન્ન થતી જાય છે. ॥ ૪ ॥

જગતમાં જેની ઉપમા નથી એવો પૂર્ણ આનંદમય જે એટલે અભ્યંતરાત્મા તેનું ધ્યાન કરો, કારણ કે સહજ સમાધિ એટલે આત્માના સ્વાભાવિક સુખના (આત્મિક સુખના) ધ્યાનમાં આ જીવને પરમ આનંદ થાય છે. ॥ ૫ ॥

---

**વિસ્તરાર્થઃ—**

**સત્તરમા પ્રભુ પ્રણમીયે, કુન્થુનાથ મહારાજ;**
**સત્તર ભેદે સંજમી, થઇ પામ્યા શિવરાજ ॥ ૧ ॥**

સત્તરમા જિનેશ્વર શ્રી કુન્થુનાથ ભગવાનને હું નમસ્કાર કરૂં છું કે જે પ્રભુએ સત્તર પ્રકારનો સંયમ એટલે ચારિત્ર આદરીને શિવરાજ એટલે મોક્ષપદ પામ્યા, તે સત્તર પ્રકારનો સંયમ આ પ્રમાણેઃ—

૧ **પૃથ્વીકાય સંયમ**—માટી, પાષાણ, ધાતુ અને ઝવેરાત એ બધી ચીજો પૃથ્વી જીવાત્મક છે, અર્થાત્ એ ચારે પ્રકારની તથા બીજા અનેક ભેદવાળી પૃથ્વી પોતાના ઉત્પત્તિ સ્થાનમાં ( અને કેટલીક પૃથ્વી ઉત્પત્તિ શિવાયના અન્ય સ્થાનમાં પણ ) જીવ સહિત છે. એ પૃથ્વીમાં રહેલા જીવનું નામ પૃથ્વીકાય ( પૃથ્વી એજ કાયા—શરીર છે જેનું તે પૃથ્વીકાય ) છે તેનો સંયમ એટલે એ પૃથ્વીજીવને પીડા ન થાય તેમ વર્તવું તે પૃથ્વીકાય સંયમ છે. અર્થાત્ સજીવ પૃથ્વીનો સ્પર્શ પણ ન કરે. અને પોતાના ઉપયોગમાં ન લે તે પૃથ્વીકાય

સંયમ. આવો સંયમ જગતમાં જૈનદર્શનના સિદ્ધાંત અને મુનિ શિવાય બીજે કોઇ પણ સ્થાને દ્રષ્ટિગોચર થવો અશક્ય છે. એક રજ જેટલી પૃથ્વી પણ અસંખ્ય જીવાત્મક છે.

૨ **અપ્કાય સંયમ**—જળ એ પણ સજીવ છે, તેથી જળના જીવોને કોઈ પણ પ્રકારે બાધા-પીડા ન ઉપજે એવી રીતે વર્તવું તે અપ્કાય સંયમ. આ સંયમમાં મુનિ સજીવ જળનો સ્પર્શ પણ કરતા નથી, તૃષા લાગે તો ગૃહસ્થે પોતાને માટે નિર્જીવ કરેલું જળ મુનિ, ભીક્ષા માગી લાવીને પીએ છે, અને બીજા ઉપયોગમાં પણ લે છે. અહિં પૂરા, મત્સ્યાદિ જળના જીવો છે એમ નહિં પણ જળ પોતેજ જીવ છે. એક બિંદુ પણ અસંખ્ય જીવવાળું છે.

૩ **તેજસ્કાય સંયમ**—અગ્નિ એ પણ જીવવાળી વસ્તુ છે, દેખાતો અગ્નિ એ અસંખ્ય શરીરોનો પિંડ છે, અને તે દરેક શરીરમાં એકેક અગ્નિ કાય નામ કર્મી જીવ રહેલો છે જેથી અગ્નિનો એક તણખો પણ અસંખ્ય જીવાત્મક છે. એ અગ્નિને મુનિ સળગાવે નહિ તેમ સ્પર્શ પણ કરે નહિ. અગ્નિથી બળતા કાષ્ટનો પણ સ્પર્શ કરે નહિ, એવી રીતે અગ્નિના જીવોને પીડા ન ઉપજે એવી રીતે વર્તવું તે અગ્નિકાય સંયમ છે.

૪ **વાયુકાય સંયમ**—વાયુ પણ સજીવ છે, માટે વાયુના જીવોને બાધા ન ઉપજે એવી રીતે વર્તવું તે વાયુકાય સંયમ છે. સૂક્ષ્મ છિદ્ર જેટલા સૂક્ષ્મ ભાગમાં રહેલો અલ્પ વાયુ પણ અસંખ્ય શરીરવાળો અને દરેક શરીરમાં એકેક જીવવાળો છે. માટે મુનિ પંખો હલાવે નહિં, ફુંક મારે નહિ ઇત્યાદિ રીતે વાયુકાયનો સંયમ સાચવે, પણ પૃથ્વીકાયાદિકના સંયમવત્ સ્પર્શ પણ ન કરવો તે સાચવી શકાય નહિ, કારણકે વાયુ સર્વત્ર રહેલો છે, જેથી સ્પર્શ તો થાયજ પરન્તુ એ અશકય પરિહાર હોવાથી અસંયમ થતો નથી.

૫ **વનસ્પતિકાય સંયમ**—વનસ્પતિમાં પણ જીવ છે, માટે વનસ્પતિના જીવોને બાધા ન ઉપજે તેમ વર્તવું તે વનસ્પતિકાય સંયમ છે. મુનિ સજીવ વનસ્પતિનો સ્પર્શ પણ કરે નહીં તો આહાર કરવાની વાતજ શી ? આ વનસ્પતિમાં જીવ સત્તા પૃથ્વીકાયાદિ ૪ વત્ એક શરીરમાં એકજ જીવવાળી છે એમ નથી, પરન્તુ કેટલીક વનસ્પતિઓ એક શરીરમાં અનંત જીવવાળી અને કેટલીક વનસ્પતિઓ એક શરીરમાં એક જીવવાળી પણ છે એનું વિશેષસ્વરૂપ પ્રજ્ઞાપનાદિ સૂત્ર ગ્રંથોમાં અતિ વિસ્તારથી કહ્યું છે. ઉપરોકત પાંચેમાં એક સ્પર્શેન્દ્રિય હોય છે.

૬ **દ્વિન્દ્રિય સંયમ**—શંખ, પૂરા, જળો કૃમિ, કોડી, અળસીયાં ઈત્યાદિ સ્પર્શેન્દ્રિય અને રસનેન્દ્રિય એ બે ઇન્દ્રિયવાળા જીવોને કોઈ પણ પ્રકારે બાધા પીડા ન ઉપજે તેમ વર્તવું તે દ્વીન્દ્રિય સંયમ.

૭ **ત્રીન્દ્રિય સંયમ**—સ્પર્શેન્દ્રિય, રસનેન્દ્રિય, અને નાસિકેન્દ્રિય એ ત્રણ ઈન્દ્રિયવાળા કીડી, ઉધેઇ, મંકોડા, ધનેરિયાં, કુંથુઆ, ચેળ, ધીમેલ, સાવા, ગોચીડ, ઇત્યાદિ જીવોને બાધા પીડા ન ઉપજે તેમ વર્તવું તે ત્રીન્દ્રિય સંયમ.

૮ **ચતુરિન્દ્રિય સંયમ**—સ્પર્શેન્દ્રિય, રસનેન્દ્રિય, નાસિકેન્દ્રિય અને ચક્ષુ એ ચાર ઇન્દ્રિયોવાળા વીંછી, બગાઇ, ભમરા, ભમરી, તીડ, કસારીયા, માંકડી, કંસારી, માખી, ડાંસ, મચ્છર ઇત્યાદિ જીવોને બાધા પીડા ન ઉપજે તેમ વર્તવું તે ચતુરિન્દ્રિય સંયમ.

૯ **પંચેન્દ્રિય સંયમ**—શ્રોત્રેન્દ્રિય સહિત પાંચે ઇન્દ્રિયવાળા દેવ, નારક, તિર્યંચ, મનુષ્ય એમાંના કોઇને પણ બાધા-પીડા ન ઉપજે એમ વર્તવું તે પંચેન્દ્રિય સંયમ.

૧૦ **અજીવ સંયમ**—સુવર્ણ, વસ્ત્ર, પાત્ર ઈત્યાદિ અજીવ પદાર્થો પ્રત્યે સંયમ રાખવો એટલે એ પદાર્થો ઉપર મમત્વ ભાવ ન રાખવો, અને સંયમાદિકમાં જે પદાર્થો ઉપયોગી હોય તે પણ નિયમિત પ્રમાણમાં રાખવા તે અજીવ સંયમ છે.

૧૧ **પ્રેક્ષા સંયમ**—સ્થાન, વસ્ત્ર, પાત્ર ઇત્યાદિ સંયમોપકારી વસ્તુઓ જોઇ જાળવીને જયણા પૂર્વક મૂકવી લેવી કે જેથી એ વસ્તુઓમાં રહેલા જીવ જંતુઓનું રક્ષણ કરી શકાય તે પ્રેક્ષાસંયમ.

૧૨ **ઉપેક્ષા સંયમ**—સંયમ યોગમાં વર્તવું, અને અસંયમ યોગથી નિવર્તવું તે ઉપેક્ષા સંયમ.

૧૩ **અપહૃત્ય સંયમ**—ઉચ્ચાર, પ્રશ્રવણાદિ ત્યાગ કરવા યોગ્ય વસ્તુઓ જે જયણા પૂર્વક વિધિ પ્રમાણે ત્યાગ કરવી તે.

૧૪ **પ્રમાર્જના સંયમ**—વસ્ત્ર, પાત્ર, ભૂમિ આદિ સંયમોપકારી વસ્તુઓની પ્રમાર્જના કરી ( વિધિ પૂર્વક જીવજંતુ દૂર કરી ) વસ્તુઓ ઉપયોગમાં લેવી.

૧૫ **મનઃ સંયમ**—મનને મોક્ષમાર્ગાભિમુખ પ્રવર્તાવવું અને સંસાર માર્ગથી પાછું વાળવું તે મનઃસંયમ.

૧૬ **વચન સંયમ**—મોક્ષ માર્ગને અનુકૂળ વચન બોલવું, અને સંસાર માર્ગાભિમુખી વચનનો ત્યાગ કરવો.

૧૭ **કાય સંયમ**—કાયાને મોક્ષમાર્ગને અનુકૂળ ક્રિયામાં પ્રવર્તાવવી અને સંસારમાર્ગની ક્રિયાઓથી રોકવી.

એ ૧૭ પ્રકારના [1]સંયમમાં હે ભગવાન! તમે પ્રવર્ત્યા તેમ મને પણ પ્રવર્તાવો એવી આ સેવકની પ્રાર્થના છે. અનાદિકાળ ૧૭ પ્રકારના અસંયમમાં (પૂર્વોક્ત ભેદથી વિપરીત અર્થવાળા અસંયમમાં વર્ત્યો છું, હવે આપના ચરણે આવ્યો છું માટે મને સત્તર પ્રકારના સંયમ માર્ગમાં) સ્થાપો. આપના શિવાય બીજો કોઇ આ જગતમાં તારક નથી. ॥ ૧ ॥

**સત્તર બંધ નિવારીને, અકષાયિક ગુણ ઠાણ;**
**સત્તર મરણ વિખેરીને, પામ્યા અવિચલ ઠાણ. ॥ ૨ ॥**

હે શ્રી કુન્થુનાથ પ્રભુ! સર્વ કર્મનો ક્ષય કરવાને માટે પ્રતિ સમય અનંત ગુણ વિશુદ્ધ અધ્યવસાયોવડે જ્યારે તમો ક્ષપકશ્રેણિએ ચઢયા તે વખતે અનુક્રમે કર્મપ્રકૃતિઓના બંધનો, ઉદયનો, ઉદીરણાનો, અને સત્તાનો ક્ષય કરતા કરતા ચઢયા તે વખતે ૧૦ મા સૂક્ષ્મસંપરાય ગુણ સ્થાને સત્તર પ્રકૃતિઓનો બંધ ચાલુ હતો. ૧૫૮) માંની બીજી સર્વ પ્રકૃતિનો બંધ પ્રથમનાં ગુણસ્થાનોમાં ક્ષય કર્યો હતો, જેથી હવે આ ૧૦ મે ગુણ ઠાણે રહેલી ૧૭ પ્રકૃતિઓનો બંધ પણ સૂક્ષ્મસંપરાય નામના ગુણસ્થાનના અન્ત્ય સમયે ક્ષય કર્યો જેથી તમો આગળનું બારમું સર્વથા કષાયના ઉદય અને સત્તા વિનાનું ૧૨ મું ક્ષીણમોહ ગુણસ્થાન પામ્યા. અહિં ૧૦ માથી આગળનું ૧૧ મું ગુણસ્થાન ઉપશાન્તમોહ છે, પરન્તુ તે ઉપશમશ્રેણિએ ચઢેલા જીવો પામે છે, અને તમોએ તો ક્ષપકશ્રેણિ માંડેલી હતી તેથી ૧૧ મું વચમાં છોડીને ૧૨ મું ગુણસ્થાન પામ્યા. બંધવિચ્છેદ કરેલી ૧૭ પ્રકૃતિઓનાં નામ:—

| | |
|---|---|
| ૫ જ્ઞાનાવરણીય કર્મ | ૧ કષાય શાતાવેદનીય |
| ૪ દર્શનાવરણીય કર્મ | ૧ યશઃકીર્તિ નામ કર્મ |
| (૫ નિદ્રા શિવાયનાં) | ૧ ઉચ્ચ ગોત્ર |
| ૫ અન્તરાય કર્મ | ૧૭ |

એ પ્રમાણે ૧૭ કર્મ પ્રકૃતિઓનો બંધ દૂર કરી બારમું ક્ષીણમોહ ગુણસ્થાન તથા આગળનાં ગુણસ્થાનો સર્વે કષાય વિનાનાં છે. માટે અકષાયીક ગુણ-

---

૧ એ ૧૭ પ્રકારનો સંયમ શ્રી સમવાયાંગ સૂત્રને અનુસારે કહ્યો છે અને શ્રી પ્રવચન સારોદ્ધાર વિગેરેમાં બીજી રીતે સંયમના ૧૭ ભેદ ગણાવ્યા છે તે આ પ્રમાણેઃ—

**पंचासवा विरमणं, पंचिंदियनिग्गहो कसाय जओ;**
**दंडत्तयस्स विरइ, सत्तरसहा संयमो होइ ॥ १ ॥**

અર્થઃ—પાંચ આશ્રવથી (=પાંચ અવ્રત તે પ્રાણાતિપાતાદિકથી) વિરતિ, પાંચ ઇન્દ્રિયોનો નિગ્રહ, ૪ કષાયનો જય, અને ૩ દંડની (મન-વચન-કાયાની) વિરતિ, એ પ્રમાણે ૧૭ પ્રકારનો સંયમ છે.

સ્થાનો કહેવાય. તથા ૧૭ પ્રકારનાં મરણ દૂર કરીને અવિચલ એટલે કદી પણ ચલાયનામ ન થાય અર્થાત્ અનંત કાળસુધી સ્થિરતાવાળું સ્થાન જે મોક્ષપદ તે તમોએ પ્રાપ્ત કર્યું. એ ૧૭ પ્રકારનાં મરણનું સ્વરૂપ શ્રી સમવાયાંગ સૂત્રમાં જે પ્રમાણે કહ્યું છે તે પ્રમાણે કહું છું.

૧ **અવીચિ મરણ—આ**–સમંતાત (સર્વ બાજુએ સર્વ રીતે) **વીચિ**–આયુષ્ય કર્મના અણુઓની ક્ષયરૂપ અવસ્થા તે. **આવીચિ મરણ** કહેવાય, તાત્પર્ય એ છે કે આયુષ્યનો ઉદય થાય ત્યારથીજ એટલે ઉત્પત્તિના પ્રથમ સમયથીજ પ્રતિ સમય આયુષ્ય કર્મના અનંત પુદ્‌ગલ સ્કંધો નિર્જરતા જાય છે એ અપેક્ષાએ પ્રતિસમય આયુષ્ય ઓછું થતું જાય છે, માટે દરેક સમયે જીવ મરતો રહ્યો છે, અને અન્ત્ય સમયે સર્વથા મરણ પામે છે, માટે આયુષ્યના પુદ્‌ગલો પ્રતિસમય નાશ પામવાની અપેક્ષાએ દરેક જીવનું આ પ્રતિસમયનું મરણ તે, **આવીચિ-મરણ** કહેવાય છે અથવા **વીચિ** એટલે પાણીના તરંગ તેની પેઠે દરેક સમયે જીવનું મરણ થયા કરે છે. આ આવીચિમરણ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, અને ભવ એમ [1]પાંચ પ્રકારનું છે તે આ પ્રમાણે:—

૧ આયુષ્યનાં દલિક પ્રતિ સમયે વિનાશ પામતાં જાય છે, માટે તે દલિકની અપેક્ષાએ **દ્રવ્યઆવીચિ મરણ** કહેવાય.

૨ નારકાદિ જીવ જે ક્ષેત્રમાં રહ્યો છે, તે ક્ષેત્રમાં રહેવાપણાની સ્થિતિ પણ આયુષ્ય પ્રમાણે પ્રતિસમય ઓછી થતી જાય છે. માટે **ક્ષેત્રઆવીચિ મરણ.**

૩ ઉત્પત્તિ સમય, આવલિ, મુહૂર્ત, દિવસ, વર્ષ, પલ્યોપમ ઇત્યાદિ કાળ વિવક્ષિત સ્થિતિમાંથી ઓછો થતો જાય છે તે અપેક્ષાએ **કાલ આવીચિ મરણ** કહેવાય.

૪ નારકગતિ આદિ જે ઔદયિકાદિ ભાવની સ્થીતિ છે તે પણ આયુષ્યને અનુસારે પ્રતિસમય ઘટતી જાય છે તે અપેક્ષાએ **ભાવ આવીચિ મરણ.**

૫ જેમ આયુષ્ય કર્મનાં પુદ્‌ગલ દ્રવ્યો પણ પ્રતિસમય ઉદય આવી વિનાશ પામે છે તેમ દેવાદિ ગતિનાં (ગતિ નામ કર્મનાં) પુદ્‌ગલ દ્રવ્યો પણ પ્રતિસમય વિનાશ પામતાં જાય છે તે અપેક્ષાએ **ભવઆવીચિ મરણ.**

એ રીતે આવીચિમરણનું સ્વરૂપ કહ્યું.

**અવધિ મરણ—અવધિ**–મર્યાદા, એટલે નારકાદિભવના કારણપણાએ જે આયુષ્યકર્મનાં દલિક અનુભવીને મરણ પામ્યો તેજ આયુષ્યદલિક અનુભવીને પુનઃ મરણ પામે તે **અવધિ મરણ.** આ મરણ પણ આવીચિ મરણવત્ પાંચ પ્રકારનું છે તે આ પ્રમાણે—જે દલિક અનુભવી મરણ પામ્યો તેજ આયુદલિક

૧ મરણના ભેદાનુભેદનું સ્વરૂપ શ્રીપ્રવચનસારોદ્ધારને અનુસારે લખ્યું છે.

અનુભવી પુનઃ મરણ પામે તે **દ્રવ્યાવધિ મરણ.** જે ક્ષેત્રમાં મરણ પામ્યો તેજ ક્ષેત્રમાં પુનઃ મરણ પામે તે **ક્ષેત્રાવધિ મરણ.** જે કાળમાં (ઉત્સર્પિણી અથવા અવસર્પિણીના અમુક ભાગમાં) મરણ પામ્યો હતો તેજ કાળમાં પુનઃ મરણ પામે તે **કાલાવધિ મરણ.** જે ઔદયિકાદિ ભાવમાં મરણ પામ્યો હતો તેજ ભાવમાં પુનઃ મરણ પામે તે **ભાવાવધિ મરણ.** જે ભવમાં મરણ પામ્યો તેજ ભવમાં પુનઃ મરણ પામે તે **ભવાવધિ મરણ.**

**૩ આત્યન્તિક મરણ**—જે આયુષ્યદલિક આદિ અનુભવીને મરણ પામ્યો તે આયુષ્યદલિકાદિવડે પુનઃ મરણ પામે નહિ, અર્થાત્ તે દલિકાદિને પુનઃ ગ્રહણ કરે નહિ તે આત્યન્તિક મરણ કહેવાય. અત્યંત એટલે સર્વથા, મરણ એટલે વિચ્છેદ તે આત્યન્તિક મરણ. એ પણ દ્રવ્યાદિ પાંચ પ્રકારે છે. જેમકે આયુષ્યના જે પુદ્ગલો અનુભવી મરણ પામ્યો તે પુદ્ગલો હવે પછી કોઇ પણ વખતે નહિ અનુભવે તે **દ્રવ્યાત્યન્તિક**, જે ક્ષેત્રમાં મરણ પામ્યો તે ક્ષેત્રમાં હવે પછી કોઈ પણ કાળે મરણ ન પામે તે **ક્ષેત્રાત્યન્તિક** ઇત્યાદિ સર્વભેદ યથાર્થ રીતે સ્વયં વિચારી લેવા.

**૪ વલન્ મરણ**—સંયમ અંગીકાર કરીને ભગ્ન પરિણામી થયો છતાં સંયમ પાળી શકે નહિ અને લજ્જાથી મૂકી શકે નહિ એવા ભગ્નસંયમપરિણામીનું જે મરણ તે વલન્ મરણ તે **વલન્** એટલે સંયમમાર્ગમાંથી પાછા વળતાનું મરણ કહેવાય.

**૫ વશાર્ત્ત મરણ—વશા** એટલે ઇન્દ્રિયો તે વડે **આર્ત્ત** એટલે પીડિતનું મરણ, એટલે પતંગીયાને દીપકથી, મૃગને વા સર્પને રાગથી અને હસ્તિને કામવિકારથી ઇત્યાદિ રીતે ચક્ષુ શ્રોત્રાદિ ઇન્દ્રિયોના પરવશપણાથી જે મરણ નીપજે તે વશાર્ત્ત મરણ.

**૬ સશલ્ય મરણ**—લજ્જા, અભિમાન આદિ વડે લાગેલા પાપનું પ્રાયશ્ચિત્ત લીધા વિના મરણ પામે તે સશલ્ય મરણ.

**૭ તદ્ભવ મરણ**—જે ભવમાં રહ્યો છે, તેજ ભવનું આયુષ્ય બાંધીને પુનઃ તેના (બદ્ધ આયુના) ક્ષયવડે મરતા જીવને તદ્ભવ મરણ કહેવાય છે. આ મરણ યુગલિક, દેવ–અને નારક શિવાય કેટલાક તિર્યંચ અને કેટલાક મનુષ્યને હોય છે.

**૮ બાલ મરણ**—અવિરતિ જીવોને શાસ્ત્રમાં બાલ–અજ્ઞાન પ્રાયઃ કહ્યા છે, માટે અવિરત જીવોનું મરણ તે બાલમરણ.

**૯ પંડિત મરણ**—સર્વવિરતિવંત સંયમધારી મુનિવરનું મરણ તે પંડિત મરણ.

**૧૦ બાલ પંડિત મરણ**—દેશવિરતિવંત જીવોનું મરણ તે બાલપંડિત મરણ કહેવાય.

**૧૧ છદ્મસ્થ મરણ**—અકેવલિનું મરણ.

**૧૨ વિહાયસ મરણ**—વિહાયસ એટલે આકાશ. અર્થાત્ ગળે ફાંસો ખાઇને જે અંતરિક્ષમાં (અધર રહીને) મરણ થાય તે. કારણે આ મરણની આજ્ઞા છે?

**૧૩ ગૃદ્ધ્રસ્પૃષ્ટ મરણ**—ગૃધ્ર એટલે ગીધ, કાગડા વિગેરે પક્ષીઓ તેના ચંચુઘાતથી જે મરણ થાય તે. હાથી ઉંટ વિગેરે પશુઓના મૃતકલેવરોમાં પ્રવેશ કરી પક્ષીઓના ચંચુઘાતની અતિપીડા સહન કરી મરણ પામવું તે ગૃધ્રસ્પૃષ્ટ મરણ. કારણના વશથી મહાસત્ત્વવાળા મુનીશ્વરો માટે કહેલું છે.

**૧૪ ભક્ત પ્રત્યાખ્યાન મરણ**—ત્રણ પ્રકારનો અથવા ચારે પ્રકારનો આહાર ત્યાગ કરી શુભ અધ્યવસાય પૂર્વક પોતાનું મરણ થવા દેવું તે.

**૧૫ ઇંગિત મરણ**—અમુક નિયમિત ક્ષેત્રવિભાગમાં રહી બહાર એક ડગલું પણ ન ભરે અને ચારે પ્રકારનો આહાર ત્યાગ કરે તેથી જે મરણ થાય તે ઇંગિત મરણ.

**૧૬ પાદપોપગમ મરણ**—પાદપ એટલે વૃક્ષ તેની પેઠે નિશ્ચેષ્ટ પડી રહેવાથી જે મરણ થાય તે. જેવી સ્થિતિએ સૂતો હોય તેવીજ સ્થિતિએ રહે, હાથ પગ વિગેરે કાયા હલાવે નહિં. આ મરણ પ્રથમસંઘયણી સત્ત્વવંતને હોય.

**૧૭ કેવલિ મરણ**—કેવળજ્ઞાનીનું નિર્વાણ તે કેવલિમરણ.

હે પ્રભુ! એ ૧૭ પ્રકારનાં મરણ આપે દૂર કરી મોક્ષસ્થાન અંગીકાર કર્યું છે કે જ્યાં મરણનો સદ્ભાવ નથી, અને અક્ષયસ્થિતિ છે. ॥ ૨ ॥

**જિન અનુજાયી ચેતના, પ્રભુપદને ઓળખાય;**
**પ્રભુપદમાં જસ લીનતા, તસ નિજશુદ્ધિ વખણાય ॥ ૩ ॥**

રાગ અને દ્વેષને જીતે તે જિન કહેવાય. એવા જિનેશ્વર ભગવાનના ગુણને અનુજાયી એટલે અનુસરનારી આ ચેતના થાય તો પ્રભુપદ એટલે પ્રભુપણું ઓળખાય એટલે જાણી શકાય અથવા અનુભવી શકાય. પ્રભુએ જે જે ગુણ અંગીકાર કર્યા, જે માર્ગે ચાલ્યા તે માર્ગે આ ચેતના ચાલે એટલે આ જીવ ચાલે તો અવશ્ય પ્રભુપદ પામે. શ્રી પ્રભુના પદમાં એટલે ચરણમાં અથવા પદમાં એટલે પ્રભુપણામાં જેની લીનતા થઈ છે, અથાત્ જેનું ચિત્ત સર્વાંશે એકાગ્ર બની ગયું છે તે જીવની નિજશુદ્ધિ એટલે આત્મશુદ્ધિ પ્રશંસનીય થાય છે. ॥ ૩ ॥

**જિમ જિમ આતમશુદ્ધતા, તિમ પરભાવ પલટાય;**
**સ્વભાવ સુખ જેમ ચાખતાં, જડ સુખ ચિત્ત પલટાય ॥ ૪ ॥**

જેમ જેમ આ આત્મા કષાયો પાતળા પડવાથી શુદ્ધ થતો જાય છે, તેમ તેમ પુદ્ગલ ઉપરના મમત્વભાવ રૂપ પરભાવ બદલાઇને આત્મભાવ પ્રાપ્ત કરતો જાય છે, અને આત્મભાવ પ્રાપ્ત કરવાથી જેમ જેમ આત્માના સુખનું-પરમ આનંદનું આસ્વાદન કરતો જાય છે, તેમ જડ વસ્તુઓના સંગમાં જે સુખબુદ્ધિ વર્તિ રહી છે તે બદલાઇને જડનો સંગ તે દુઃખરૂપ છે, એમ ભાસ થતો જાય છે. હે પ્રભુ! મારો આત્મા પણ આત્મભાવ પ્રાપ્ત કરે અને જડના સંગમાં સુખબુદ્ધિ દૂર કરે એવી પ્રાર્થના છે. ॥ ૪ ॥

**અનુપમ અંતર આતમા, ધ્યાવે પૂર્ણાનંદ;**
**સહજ સમાધિ ધ્યાનમાં, પ્રગટે પરમાનંદ ॥ ૫ ॥**

આત્મા ત્રણ પ્રકારના છે. જ્યાંસુધી જીવને સત્યાસત્યના વિવેકરૂપ સમ્યક્ત્વ પ્રગટ થયું નથી ત્યાં સુધી જીવ બહિરાત્મા કહેવાય. સમ્યક્ત્વ પ્રાપ્ત કરી યમ, નિયમ અંગીકાર કરી જ્યાં સુધી સિદ્ધપદ પ્રાપ્ત કર્યું નથી પણ તે સિદ્ધપદાભિમુખી માર્ગમાં એકાગ્રપણે ચાલી રહ્યો છે ત્યાં સુધી અંતરાત્મા કહેવાય, અને સિદ્ધપદ પ્રાપ્ત કરી સર્વ કર્મનો ક્ષય કરે ત્યારે પરમાત્મા કહેવાય. એ પ્રમાણે પરમાત્મપદની પ્રાપ્તિ માટે જેની ઉપમા નથી એવો અંતરાત્મા પૂર્ણાનંદને એટલે પરમાત્મપદને ધ્યાવે અર્થાત્ સિદ્ધપરમાત્માનું ધ્યાન કરે તો આત્માના સ્વાભાવિક સમાધિના ધ્યાનમાં એટલે ધ્યાન કરવાથી પરમાનંદ એટલે ઉત્કૃષ્ટ આનંદ પ્રગટ થાય અથવા પરમાનંદ એવું પરમાત્મપદ પ્રાપ્ત થાય ॥ ૫ ॥

## १८ श्री अरनाथ भगवाननुं चैत्यवंदन.

**અરનાથ પ્રભુ અઢારમા, પ્રણમું વારંવાર;**
**અઢાર પાપ પખાલીને, અઢાર દોષ નિવાર ॥ ૧ ॥**
**નિર્મલ ગુણ મણિમય થયા, આપો આપ સ્વભાવ;**
**કાલ અનંતો મુજ ગયો, નવિ આવ્યો તુજ ભાવ ॥ ૨ ॥**
**પ્રભુ આણા શિરપર ધરી, પૂજો વિવિધ પ્રકાર;**
**દ્રવ્યસ્તવ ધુરે કરો, તો ભાવસ્તવ સાર ॥ ૩ ॥**
**કારણથી કારજ હુવે, એમ ભાખે ભગવાન;**
**સ્યાદ્વાદ પ્રભુ દાખવે, વર્તે છે ગુણવાન ॥ ૪ ॥**

બહિરાતમ જે વારશો, કરશો આતમકાજ;
પુદ્ગલાનંદ નિવારશો, લેશો નિજગુણરાજ ॥ ૫ ॥
જ્ઞાનદશા નિજ જાગતાં, ભાખે એમ અનૂપ;
અવર દશા સહુ વારતાં, થાશો આતમભૂપ ॥ ૬ ॥



સંક્ષિપ્તાર્થઃ—

અઢારમા ભગવાન શ્રી અરનાથ પ્રભુને હું વારંવાર પ્રણામ કરૂં છું, કે જે પ્રભુએ અઢારે પ્રકારનાં પાપસ્થાનો ધોઇ નાખીને એટલે અઢાર પાપસ્થાનો દૂર કરીને અઢાર દોષનું નિવારણ કર્યું છે. ૫ અવ્રત, ૪ કષાય, રાગ, દ્વેષ, કલેશ, અભ્યાખ્યાન, પૈશુન્ય, રતિઅરતિ, પરપરિવાદ, માયામૃષાવાદ, અને મિથ્યાત્વશલ્ય એ ૧૮ પાપસ્થાન છે, તથા ૫ અન્તરાય, ૬ નોકષાય, ૧ કામ, ૧ અજ્ઞાન, ૧ મિથ્યાત્વ, ૧ નિદ્રા, ૧ અવ્રત, ૧ રાગ અને ૧ દ્વેષ એ ૧૮ દોષ છે ॥ ૧ ॥

હે શ્રી અરનાથ પ્રભુ ! તમો નિર્મળ ગુણ રૂપી રત્નવાળા એટલે જ્ઞાન દર્શન અને ચારિત્ર એ ત્રણ આત્મગુણ રૂપી રત્નવાળા થયા છો, માટે મને પણ મારા આત્માનો મૂળ સ્વભાવ આપો. હે પ્રભુ ! મારો અનંતો કાળ વ્યતીત થઇ ગયો પણ મને આપના ગુણ ગાવાનો ભાવ ન આવ્યો અથવા તુજભાવ એટલે તારૂં સ્વરૂપ મારામાં ન આવ્યું. ॥ ૨ ॥

હે ભવ્ય જીવો ? શ્રી અરનાથ ભગવાનની સેવાનો ક્રમ એ છે કે પ્રથમ ભગવંતની આજ્ઞા મસ્તકે ધારણ કરીને અનેક પ્રકારની પૂજા ભક્તિ કરો, પ્રથમ જો દ્રવ્યસ્તવ એટલે દ્રવ્યપૂજા કરો તો પછી ભાવ સ્તવ એટલે ઉત્તમ એવી ભાવપૂજા પ્રાપ્ત થાય. ॥ ૩ ॥

પ્રથમ દ્રવ્યસ્તવ કરવાનું કારણ પ્રભુએ એ પ્રમાણે કહ્યું છે કે કારણથી કાર્યની ઉત્પત્તિ થાય છે, માટે ભાવસ્તવ એ કાર્યની ઉત્પત્તિ, તે દ્રવ્યસ્તવ રૂપ કારણથી થાય છે. માટે દ્રવ્યસ્તવને કારણ કાર્યના સંબંધ પ્રમાણે આદરવો. એમાં જે સ્યાદ્વાદ માર્ગ પ્રભુએ કહ્યો છે, તે સ્યાદ્વાદ માર્ગ પ્રમાણે તો કોઇ ગુણવાન જીવોજ પ્રવર્તે છે, નહિતર નિર્ગુણ જીવો તો પ્રભુપૂજા સંબંધિ સ્યાદ્વાદ માર્ગને યથાર્થ નહિ સમજતા હોવાથી મૂળથી પ્રભુપૂજાનોજ નાશ કરે છે. ॥ ૪ ॥

જો બહિરાત્મપણું દૂર કરશો તોજ આત્માનું કાર્ય થશે. અનાદિ કાળથી જે પુદ્ગલાનંદીપણું વળગેલું છે તે દૂર થશે તો આત્મગુણનું રાજ્ય પામશો, એટલે આત્માના ગુણ પ્રગટ થશે ॥ ૫ ॥

જેની ઉપમા ન આપી શકાય એવા શ્રી ભગવાન ( અથવા આ ગ્રંથના કર્તા અનુપચંદ્ર ) કહે છે કે આત્માની જ્ઞાનદશા જાગૃત થતાં અને બીજી સર્વ પૌદ્ગલિક દશાઓનો નાશ કરતાં આત્મગુણના ભૂપ એટલે રાજા થવાશે. અર્થાત્ આત્મગુણો પ્રાપ્ત થશે ॥ ૬ ॥



વિસ્તારાર્થ:—

**અરનાથ પ્રભુ અઢારમા, પ્રણમું વારંવાર;**
**અઢાર પાપ પખાલીને, અઢાર દોષ નિવાર ॥ ૧ ॥**

અઢારમા શ્રી અરનાથ પ્રભુને હું વારંવાર નમસ્કાર કરૂં છું કે જે પ્રભુએ અઢાર પ્રકારનાં પાપ ધોઇ નાખીને ૧૮ દોષ દૂર કર્યા છે, અથવા હે પ્રભુ! મારાં અઢાર પ્રકારનાં પાપ ધોઇ નાખીને ૧૮ દોષને દૂર કર. એ ૧૮ પાપસ્થાન તથા ૧૮ દોષ આ પ્રમાણે:—

૧ **પ્રાણાતિપાત**—જીવની હિંસા કરવી તે.

૨ **મૃષાવાદ**—સ્વપરને અહિતકારી અસત્ય ભાષણ કરવું.

૩ **અદત્તાદાન**—માલિકને પૂછયા વિના તેની વસ્તુ ગ્રહણ કરવી.

૪ **મૈથુન**—દેવી, તિર્યંચણી અને મનુષ્ય સ્ત્રી સાથે વિષયક્રીડા કરવી.

૫ **પરિગ્રહ**—ધનધાન્યાદિકનો સંગ્રહ કરવો.

૬ **ક્રોધ**—ઇર્ષ્યા, ગુસ્સો, ખેદ ઇત્યાદિ કરવો.

૭ **માન**—પોતાની મહત્તા દર્શાવવી અથવા માનવી.

૮ **માયા**—મનમાં કંઇ, બોલવું કંઇ, અને કરવું કંઇ એમ મન, વચન, કાયાના વિસંવાદી યોગમાં પ્રવર્તવું એટલે છળ પ્રપંચ કરવો.

૯ **લોભ**—વસ્તુ અધિક મેળવવાની ઇચ્છા કરવી.

૧૦ **રાગ**—આત્મા શિવાય બીજા પદાર્થ ઉપર પ્રીતિરાગ રાખવો.

૧૧ **દ્વેષ**—બીજા ઉપર ઇર્ષ્યા મત્સર રાખવો, બીજો કષ્ટમાં પડે એવા ઉપાય વિચારવા.

૧૨ **કલહ**—બીજાની સાથે કલેશ ( કંકાસકજીઓ ) કરવો.

૧૩ **અભ્યાખ્યાન**—અછતા દોષનું આરોપણ કરવું ( કલંક આપવું. )

૧૪ **પૈશૂન્ય**—ઇર્ષ્યાબુદ્ધિવડે પરનું છીદ્ર પ્રકાશવું. (ચાડી કરવી. )

૧૫ **રતિઅરતિ**—સુખ આવ્યે હર્ષ માનવો, અને દુઃખ આવ્યે શોક કરવો.

૧૬ પરપરિવાદ ઈર્ષ્યા[1]બુદ્ધિવડે પરના દોષ પ્રકાશવા ( નિંદા કરવી. )

**૧૭ માયામૃષાવાદ**—છળપ્રપંચથી એવું જૂઠું બોલવું કે શબ્દાર્થે સત્ય હોય પણ ભાવાર્થે અસત્યબુદ્ધિયુક્ત હોય.

**૧૮ મિથ્યાત્વશલ્ય**—સત્યમાર્ગને સત્ય ન જાણે, અને અસત્ય માર્ગને સત્ય જાણે, એવી વિપરીત મતિ તે મિથ્યાત્વ કહેવાય, તે શલ્ય સરખું છે એટલે કાંટો, ફાચર આદિ શરીરમાં લાગેલું હોય તે શલ્ય જેમ શરીરને કષ્ટ કરનારૂં થાય છે, તેમ આ મિથ્યાત્વ પણ આત્માને કષ્ટકર્તા છે માટે શલ્ય છે. એ પ્રમાણે ૧૮ પાપસ્થાનો કહીને હવે ૧૮ દૂષણ કહું છું:—

**૧ દાનાન્તરાય**—દાન દેવાની બુદ્ધિ અને સામગ્રી છતાં પણ દાન ન દઇ શકાય એવા પ્રકારનું વિઘ્ન આવી નડે તે દાનાન્તરાય.

**૨ લાભાન્તરાય**—જે વસ્તુ જોઇએ તે વસ્તુ છે, આપનાર આપવા તૈયાર હોય તો પણ એવું વિઘ્ન આવે કે જેથી તે વસ્તુ મળી ન શકે.

**૩ ભોગાન્તરાય**—એકવાર ભોગવવા યોગ્ય આહાર વિગેરે પદાર્થો છતી સામગ્રીએ પણ ભોગવી ન શકાય એવા વિઘ્નનું નામ ભોગાન્તરાય.

**૪ ઉપભોગાન્તરાય**—વારંવાર ભોગવવા યોગ્ય સ્ત્રી, વસ્ત્ર આદિ પદાર્થો છતી સામગ્રીએ પણ ભોગવી ન શકાય તે ઉપભોગાન્તરાય.

**૫ વીર્યાન્તરાય**—શરીર રૂષ્ટપુષ્ટ હોય છતાં પણ વીર્ય ન ફેરવી શકાય તે. એ પાંચે અન્તરાય રૂપ દૂષણો ભગવાનનાં નષ્ટ થવાથી ભગવાન એ પાંચ ક્ષાયિકભાવની લબ્ધિવાળા કહેવાય.

**૬ હાસ્ય**—કૌતુકાદિના કારણથી સ્મિત અથવા અટ્ટહાસ્ય થવું તે પ્રભુને ન હોય, પ્રતિ સમય ત્રણ જગતના ભાવ ચિત્રવિચિત્ર નાટક સરખા અવલોકી રહેનાર ભગવંતને આશ્ચર્યકારી શું હોય કે જેથી હાસ્ય આવે ? અથવા ભગવાનને હાસ્યમોહનીયનો ક્ષય થવાથી હાસ્ય ન આવે.

**૭ રતિ**—સુખ આવ્યે હર્ષ કરવો.

**૮ અરતિ**—દુ:ખ આવ્યે શોક કરવો.

**૯ શોક**—અનિષ્ટપ્રાપ્તિ થતાં અથવા ઇષ્ટનો વિયોગ થતાં દિલગીર થવું.

**૧૦ ભય**—સાતમા ભગવાનના ચૈત્યવંદનના અર્થમાં કહ્યા પ્રમાણે સાત

---

૧ ઇર્ષ્યાબુદ્ધિ શિવાય વસ્તુસ્થિતિના જ્ઞાનમાટે પરના દોષ પ્રકાશવા તે નિંદા નહીં એ કારણથી શાસ્ત્રોમાં કુદેવ, કુગુરૂ અને કુધર્મનું સ્વરૂપ દર્શાવ્યું છે તે પરધર્મની નિંદા કહેવાય નહિ.

પ્રકારના ભયના કારણથી ત્રાસ થવો અથવા બ્હીવું. ભગવાન અનન્તજ્ઞાની હોવાથી, અને મોહનીયનો ક્ષય થવાથી સર્વથા નિર્ભય હોય છે.

**૧૧ કુત્સા**—અનિષ્ટ કે અપવિત્ર પદાર્થ દેખીને અથવા સાંભળીને થુત્કાર કરવો, અથવા તિરસ્કાર કરવો તે કુત્સા. ભગવાન ઉપર કોઇ વિષ્ટા કે પરૂનો વરસાદ વરસાવે તોપણ અંશ માત્ર તિરસ્કાર વૃત્તિ ધારણ ન કરે.

**૧૨ કામ**—સ્પર્શેન્દ્રિયાદિ સંબંધિ વિષય વાસનાઓ.

**૧૩ અજ્ઞાન**—જ્ઞાનાવરણીયના ઉદયથી પ્રાપ્ત થયેલું વસ્તુ સ્વરૂપ ન જાણવા રૂપ ભગવંતને ન હોય.

**૧૪ મિથ્યાત્વ**—દર્શનમોહનીયના ઉદયથી વિપરીત પ્રતિભાસરૂપ મિથ્યાત્વ તે ભગવંતને ન હોય.

**૧૫ નિદ્રા**—દર્શનાવરણીય કર્મનો ક્ષય થવાથી પાંચ નિદ્રામાંની એક પણ નિદ્રા તે ભગવાનને ન હોય. અર્થાત્ ભગવાનને જ્યારથી કેવળ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે ત્યારથી નિદ્રાનો ઉદય નાશ પામે છે. સદા જાગૃત હોય છે.

**૧૬ અવ્રત**—પ્રાણાતિપાત વિગેરે પાંચ પ્રકારનાં અવ્રત છે તે ભગવંત યથાખ્યાત ચારિત્રી હોવાથી હોય નહિ, તેમ સિદ્ધ અવસ્થામાં પણ અવ્રત ન હોય. કારણ કે વ્રત અવ્રતના વિભાગ સંસારી જીવને અંગે છે. સિદ્ધ ભગવાન તો ન વિરતિવંત કે ન અવિરતિવંત એવા કહેવાય છે.

**૧૭ રાગ**—ભક્તજન ઉપર ભક્તિભાવથી રાગ ધારણ કરવો તે વીતરાગ ભગવાનને દૂષણરૂપજ છે. કારણ કે રાગ તો સંસારી ચેષ્ટા છે.

**૧૮ દ્વેષ**—અપૂજક કે નિંદક ઉપર દ્વેષ ધારણ કરી તેનો વિપરીત પ્રતિકાર કરવો એટલે શ્રાપ આપવો એ પણ વીતરાગ ભગવાનને દૂષણરૂપ છે.

એ પ્રમાણે ૧૮ દૂષણ રહિત હોય તેજ વીતરાગ ભગવાન કહેવાય. હે શ્રી અરનાથ પ્રભુ ! તમો એ ૧૮ પાપસ્થાન અને ૧૮ દૂષણ રહિત થયા છો તો મારાં પાપ અને દોષ સર્વ દૂર કરો એવી યાચના છે. ॥ ૧ ॥

**નિર્મલ ગુણ મણિમય થયા, આપો આપ સ્વભાવ;**
**કાલ અનંતો મુજ ગયો; નવિ આવ્યો તુજ ભાવ ॥ ૨ ॥**

હે પ્રભુ ! તમો નિર્મલ ગુણરૂપી રત્નવાળા થયા છો, સ્ફટિકાદિ રત્નો જેમ અતિ નિર્મળ હોય છે તેવા આપના ગુણ પણ અતિ નિર્મલ છે, માટે હે પ્રભુ ! આપ સ્વભાવ એટલે મારો આત્માનો મૂળ સ્વભાવ અનંત જ્ઞાનાદિ ગુણમય છે તે તમે આપો, અનંત કાળ વ્યતીત થઈ ગયો પણ હે પ્રભુ ! મને ત્હારો ભાવ—ત્હારા પર પ્રેમ ન આવ્યો, જો પ્રેમ આવ્યો હોત તો મારે બીજો

અનંતકાળ સંસારમાં પરિભ્રમણ કરવું ન પડત, હવે ત્હારાપર મારો પ્રેમ જાગૃત થયો છે તો મારો આત્મસ્વભાવ મને આપ, એટલે પ્રેમની સાર્થકતા થશે. ॥ ૨ ॥

**પ્રભુ આણા શિરપર ધરિ, પૂજો વિવિધ પ્રકાર;**
**દ્રવ્યસ્તવ ધુરે કરો, તો ભાવસ્તવ સાર ॥ ૩ ॥**

પ્રભુની જે આજ્ઞા છે તે શિરપર ધારણ કરીને એટલે તે આજ્ઞાનું પાલન કરીને પૂજા વિવિધ પ્રકારે કરો. આજ્ઞા વિનાની પૂજા નિરર્થક છે. જૈન સિદ્ધાન્તમાં જે જે કરણીઓ દર્શાવી છે તે સર્વ કરણીઓ જો પ્રભુની આજ્ઞા વિના થાય તો તેમાં કંઈ સાર નથી. જે વૈદ્યની દવા કરવી છે તે વૈદ્યની અનુપાનાદિ આજ્ઞાઓ અવશ્ય સાચવે તોજ દવા ઉપકારી થાય છે, વૈદ્ય જે આજ્ઞા કરે તે આજ્ઞા પાળે નહિ, અનાદર કરે અને અનુપાન સાચવે નહિ તો વૈદ્યની દવાનો સાર શો ? એ પ્રમાણે પ્રભુદ્વારા આપણે આપણા આત્માનો ઉદ્ધાર કરવા ઇચ્છીએ તો પ્રભુની આજ્ઞા પાલન કરવી એ પ્રથમ કર્ત્તવ્ય છે, તે આજ્ઞા પાળવા પૂર્વક પ્રભુની પૂજા આઠ, સત્તર, એકવીસ, એકસો આઠ ઇત્યાદિ અનેક પ્રકારે કરો તો સાર્થક છે. જેની પૂજા ભક્તિ કરવી તેની આજ્ઞા ન માનવી એ ભક્તિ કેવા પ્રકારની ? માટે પ્રભુની આજ્ઞાનું પાલન અવશ્ય કરવું. હવે પ્રભુની આજ્ઞા શું છે તે કહે છે કે:—

ધુરે એટલે પ્રથમ દ્રવ્યસ્તવ કરો તો પછી સાર એટલે ઉત્તમ એવો ભાવસ્તવ પ્રાપ્ત થાય. અહિં સ્તવના દ્રવ્યસ્તવ અને ભાવસ્તવ એમ બે ભેદ કહ્યા એટલે દ્રવ્યપૂજા અને ભાવપૂજા એમ બે પ્રકારની પૂજા થઈ. ત્યાં દ્રવ્ય એટલે ભાવનું કારણ, અર્થાત્ ભાવ જાગૃત કરે, ભાવમાં વૃદ્ધિ કરે, અને ભાવને ટકાવી રાખે એવા પ્રકારની પદાર્થોની સામગ્રીઓ તે દ્રવ્ય કહેવાય, તેવા પદાર્થોની સામગ્રી પૂર્વક પૂજા કરવી તે દ્રવ્યપૂજા કહેવાય. પ્રભુની દ્રવ્યપૂજા એટલે જળ, ચંદન, ધુપ, દીપ, અક્ષત, નૈવેદ્ય ઈત્યાદિ શોભનિક દ્રવ્યોવડે યથાયોગ્ય પૂજાભક્તિ કરવી તે. દ્રવ્યપૂજાથી ભાવપૂજા એટલે પ્રભુપ્રત્યે અંતરંગ ભક્તિ તેની વૃદ્ધિ થાય છે. અને તે વૃદ્ધિ થવાથી પોતાના આત્માના ગુણોની પણ પરંપરાએ પ્રાપ્તિ થાય છે. માટે ભગવાનની આજ્ઞા એજ છે કે પ્રથમ દ્રવ્યપૂજા કરો તો પછી ભાવપૂજા પ્રાપ્ત થાય. દ્રવ્યપૂજા કારણ છે અને ભાવપૂજા કાર્ય છે. કારણ વિના કાર્ય ન હોય પણ કારણ મળ્યેજ કાર્યની ઉત્પત્તિ થાય છે. તે દર્શાવે છે—॥ ૩ ॥

**કારણથી કારજ હુએ, એમ ભાખે ભગવાન;**
**સ્યાદ્વાદ પ્રભુ દાખવે, વર્તે છે ગુણવાન ॥ ૪ ॥**

શ્રી અરનાથ પ્રભુ એમ કહે છે કે કારણથી કાર્યની ઉત્પત્તિ થાય છે.

તેથી ભાવસ્તવરૂપ કાર્ય માટે દ્રવ્યસ્તવરૂપ કારણ જોઇએ. ગૃહસ્થ દ્રવ્યસ્તવ અને ભાવસ્તવ એમ બે સ્તવના અધિકારી છે, અને મુનિ કેવળ ભાવસ્તવના અધિકારી છે.

શંકા—ભાવસ્તવ એ નિર્વદ્ય ( પાપ રહિત ) વ્યાપાર છે, અને દ્રવ્યસ્તવ સાવદ્ય ( સદોષ ) વ્યાપાર છે. તો નિર્દોષ કાર્યોત્પત્તિ માટે સદોષ કારણ કેમ હોય ?

ઉત્તર—હે જિજ્ઞાસુ ! સર્વજ્ઞમાર્ગ સ્યાદ્વાદ એટલે અનેકાન્ત છે, પણ એકાન્ત નથી. નિર્દોષ કાર્યોત્પત્તિનાં કારણ નિર્દોષ હોય તેમ સદોષ પણ હોય. જો તું એમ કહે કે શરીર સ્વચ્છ કરવા માટે કાદવની જરૂર ન હોય પણ નિર્મળ પાણીની જરૂર છે તો તે ઠીક છે, પરન્તુ શરીરની સ્વચ્છતા માટે કાળી માટી આદિ મલિન દ્રવ્યો પણ કારણિક છે. સુખનું કારણ સુખ નથી પણ દુ:ખ હોય છે. ધાતુ નિર્મળ કરવા માટે પણ રાખ જેવી મલિન વસ્તુઓ ઉપયોગી થાય છે. માટે નિર્દોષ કાર્યનાં કારણ નિર્દોષજ હોય એવો એકાન્ત નિયમ નથી. જો કે એ દ્રવ્યસ્તવ બાહ્ય દષ્ટિએ સદોષ છે, પરન્તુ વાસ્તવિક રીતે વિચારતાં તો દ્રવ્યસ્તવ પણ વિધિ અને આજ્ઞાયુક્ત હોય તો નિર્દોષજ છે. શુભ અધ્યવસાયયુક્ત દ્રવ્યસ્તવ નિર્દોષ ગણાય, માટે નિર્દોષ ભાવસ્તવ રૂપ કાર્યનું કારણ દ્રવ્યસ્તવ પણ નિર્દોષ છે. એ પ્રમાણે આ સંબંધમાં જે સ્યાદ્વાદ માર્ગ પ્રભુએ કહ્યો છે તે માર્ગ પ્રમાણે ગુણવંત જીવોજ વર્તી શકે છે, અને અવગુણી જીવો તો બાહ્ય દષ્ટિએ દ્રવ્યસ્તવને હિંસામય સદોષ માની છોડી દે છે, જેથી પરિણામે ભાવસ્તવ પણ પામતા નથી, એવા જીવો છતે વસ્ત્રે, મલિન થશે એવા ભયથી વસ્ત્ર નહિ પહેરનાર, વ્યાધિ થશે એવા ભયથી ભૂખ્યા રહી મરણ પામનાર સરખા ગ્રથિલ જાણવા. વિચાર કરવાનો છે કે દુનિયામાં એવી કઇ કરણી છે કે જે એકાન્ત અહિંસાત્મકજ હોય ? તેથી ગૃહાદિકના આરંભમાં જેમ પાપ માને છે અને ધન કુટુંબ વિગેરેના વ્યવસાયમાં જેમ પાપ માને છે, તેમ દેવ, ગુરૂ અને ધર્મ અર્થે થતા વ્યવસાયોમાં પણ પાપ છે એમ માને તો જીવનનો કેવળ વ્યામોહજ છે. જો એ પ્રમાણે દ્રવ્યસ્તવમાં સર્વમાં દોષજ છે તો નિર્દોષ એવા ભાવસ્તવ વિના દ્રવ્યસ્તવે ક્યાંથી આવશે ? માટે દ્રવ્યપૂજા ભાવપૂજાનું કારણ છે, એમ માનવું શ્રેયસ્કર છે. ॥ ૪ ॥

બહિરાતમ જો વારશો કરશો આતમ કાજ;
પુદ્‌ગલાનંદ નિવારશો, લેશો નિજગુણ રાજ. ॥ ૫ ॥

હે ભવ્ય ! બહિરાત્મભાવ એટલે જ્યાં સુધી વસ્તુ અવસ્તુનું સ્વરૂપ જાણ્યું નથી, અને પુદ્ગલિક ભાવ ઉપર મોહ મમત્વ રહ્યો છે ત્યાં સુધી અર્થાત્ મોહનીય કર્મની ચેષ્ટાઓ કરે છે ત્યાં સુધી આ આત્મા બહિરાત્મા કહેવાય, તે બહિ-

રાત્મભાવને હે ભવ્યો ! તમો દૂર કરશો તોજ આત્માનું કાર્ય એટલે આત્માના મૂળ ગુણો પ્રગટ કરવાનું કાર્ય તમે કરશો અર્થાત્ ત્યારેજ તમારા આત્મગુણો પ્રગટ થશે, અને પુદ્દલાનંદ એ પણ બહિરાત્મભાવ છે તે પૌદ્ગલિક ભાવથી થતા આનંદને તમે દૂર કરશો તો આત્માના સ્વાભાવિક ગુણોનું રાજ્ય તમે પામશો. સમોહી જીવ બે પ્રકારના છે, પુદ્ગલાનંદી અને ભવાભિનંદી એટલે જ્યાં સુધી ભવ ઉપર ( સંસાર પ્રત્યે ) વૈરાગ્યભાવ થયો નથી પરન્તુ સંસાર-જ પ્રિય છે, સંસારવૃદ્ધિ થાય એવાં કાર્યોમાં નિમગ્ન થાય તે ભવાભિનંદી મિથ્યા દ્રષ્ટિ જીવો જાણવા, તથા સંસાર અસાર જાણે છે, પણ પુદ્ગલમોહ તજી શકાતો નથી. સમ્યગદ્રષ્ટિઓ પુદ્ગલાનંદી કહેવાય માટે બહિરાત્મભાવ અને પુદ્ગલાનંદીપણું દૂર કરો તેજ શ્રેયસ્કર છે. ॥ ૫ ॥

**જ્ઞાન દશા નિજ જાગતાં, ભાખે એમ અનૂપ;**
**અવર દશા સહુ વારતાં, થાશો આતમ ભૂપ. ॥ ૬ ॥**

જીવની જ્ઞાન દશા જાગે ત્યારે અવર દશા એટલે આત્માથી ભિન્ન જે પુદ્દલ દશા અનાદિ કાળથી આત્માને લાગી રહી છે તે દૂર થતાં આતમભૂપ એટલે સર્વ જીવોના રાજા થશો, અર્થાત્ સર્વ જીવોના રાજા તે સિદ્ધ પરમાત્મા છે તેની પદવી પ્રાપ્ત થશે. એમ અનૂપ એટલે જગતમાં જેની ઉપમા નથી એવા શ્રી ભગવંત કહે છે. અથવા ગ્રંથકર્તા ચનુપચંદ્ર કહે છે. ॥ ૬ ॥

## ૧૯ શ્રી મલ્લિનાથ સ્વામીનું ચૈત્યવંદન.

પ્રણમું શ્રી મલ્લિનાથને, ઓગણીસમા જિનરાજ;
ઓગણીસ દોષ નિવારીને, કાયા સ્થિર કરી રાજ ॥ ૧ ॥
આર્ત્તરૌદ્ર બે ધ્યાનને, તમે નિવાર્યા નાથ;
ધર્મધ્યાને કરી પામીયા, શુકલ ધ્યાનનો સાથ ॥ ૨ ॥
પૃથકત્વ વિતર્ક વિચારથી, ભેદજ્ઞાનને ધ્યાઈ;
એકત્વ વિતર્ક અવિચારથી, અભેદ ધ્યાન નિપાઇ ॥ ૩ ॥
કેવલજ્ઞાન પામી કરી, લહ્યું સયોગી ઠાણુ;
સૂક્ષ્મક્રિયા અનિવૃત્તિ તે, અન્તે છે શુભઝાણુ ॥ ૪ ॥
સૂક્ષ્મ યોગને નિરોધીને, ઉચ્છિન્નક્રિયા નિવૃત્તિ;
પંચ લઘુ સ્વર સમયમાં, અનુપમ પદ પ્રતિપત્તિ ॥ ૫ ॥

સંક્ષિપ્તાર્થ:—

ઓગણીસમા જિનેશ્વર શ્રી મલ્લિનાથ પ્રભુને હું પ્રણામ કરૂં છે, કે જેણે કાયોત્સર્ગના ૧૯ દોષ (ઘોટક, લતા, સ્તંભ, માલ, ઉધવિં, નિગડ, સબરી, ખલીન, વધુ, લંબુત્તર, સ્તન, સંયતિ, ભ્રમિતાંગુલિ, વાયસ, કપિત્થ, શિર:કંપ, મૂક, વારૂણી, પ્રેષ્ય એ ૧૯ દોષ) ત્યાગ કરીને કાયોત્સર્ગ વખતે કાયાને અતિ સ્થિર કરી છે. ॥૧॥

હે શ્રી મલ્લિનાથ ભગવાન ! તમોએ આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન એ બે દુર્ધ્યાન દૂર કર્યાં છે, અને ધર્મધ્યાનનો આદર કરી ચોથા શુકલધ્યાનમાં વર્ત્યા છો, હવે તે શુકલધ્યાન ચાર પ્રકારનું છે તે આગળની ગાથાઓથી દર્શાવાય છે. ॥૨॥

'પૃથકત્વવિતર્કસવિચાર' એ નામનો શુકલધ્યાનનો પ્રથમ ભેદ છે, તેમાં તમે ભેદ જ્ઞાનનું (દ્રવ્ય ગુણ પર્યાયવડે જૂદા જૂદા પ્રકારનું) ધ્યાન કર્યું છે, અને એકત્વવિતર્કઅવિચાર નામે શુકલધ્યાનના બીજા ભેદથી દ્રવ્યાદિનું અભેદ જ્ઞાનથી ધ્યાન કર્યું છે, અર્થાત્ એ ધ્યાન દ્રવ્યાદિ કોઈપણ એક ચિંત્વનવાળું હોય છે, ॥ ૩ ॥

શુકલધ્યાનના એ બીજા ભેદનું ધ્યાન કરવાથી આપે કેવળજ્ઞાન પ્રાપ્ત કરી સયોગિ કેવલિ નામે તેરમું ગુણસ્થાન પામ્યા છો, પુન: એ ગુણસ્થાનના અંતે સૂક્ષ્મયોગના નિરોધ વખતે સૂક્ષ્મક્રિયા અપ્રતિપાતિ નામે શુકલધ્યાનના ત્રીજા ભેદરૂપ શુભ ધ્યાન પામ્યા છો ॥ ૪ ॥

હે પ્રભુ ! તમોએ સૂક્ષ્મ કાયયોગ રોકીને ઉચ્છિન્ન ક્રિયા અપ્રતિપાતિ નામનું ચોથું શુકલધ્યાન પામ્યા કે તુર્તજ પાંચ લઘુ સ્વર એટલે હ્રસ્વ સ્વર જેટલા કાળમાં આપે પરમપદ—મોક્ષપદ અંગીકાર કર્યું. ॥ ૫ ॥

---

વિસ્તારાર્થ:—

**પ્રણમું શ્રી મલ્લિનાથને, ઓગણીસમા જિનરાજ;**
**ઓગણીસ દોષ નિવારીને, કાયા સ્થિર કરી રાજ ॥ ૧ ॥**

ઓગણીસમા જિનેશ્વર મલ્લિનાથ ભગવાનને હું નમસ્કાર કરૂં છું, કે જે ભગવાને કાયોત્સર્ગ કરતી વખતે ઓગણીસ દોષ જે કાયોત્સર્ગ સંબંધિ કહેલા છે તે દૂર કરીને કાયાનો ચપલ સ્વભાવ રોકી કાયાને અતિ સ્થિર કરી તે કાયોત્સર્ગના ૧૯ દોષ આ પ્રમાણે:—

**૧ ઘોટક દોષ**—કાયોત્સર્ગ કરતી વખતે ઘોડાની પેઠે એક પગ વાંકો વાળીને ઉભા રહેવું.

**૨ લતા દોષ**—પવનથી લતા એટલે વેલડી જેમ કંપાયમાન થાય છે તેમ કાયાને કંપાવવી એટલે હલાવવી.

**૩ સ્તંભ દોષ**—સ્તંભ અથવા ભીત વિગેરેનું ઓઠીંગણુ લઈ ઉભા રહેવું.

**૪ માલ દોષ**—મસ્તક ઉપર આવેલા કાષ્ટ વિગેરેને માથું લગાવી ઉભા રહેવું.

**૫ ઉધ્ધર્વી દોષ**—પગની બન્ને પાની એકઠી કરીને, અને બન્ને પગની આગલી ફણા મોકળી રાખીને કાયોત્સર્ગ કરવો તે **બાહ્ય શકટ દોષ** અને આગલી ફણા એકઠી કરી પાછલી પાની મોકળી રાખવી તે ગાડાની ઉધ માફક્નો આકાર થવાથી **ઉધ્ધર્વી** દોષ કહેવાય.

**૬ નિગડ દોષ**—નિગડ એટલે બેડી અર્થાત્ બેડી પહેરેલો કેદી જેમ પોતાના બન્ને પગ સાથે જકડાવી રાખે અથવા પગ પહોળા કરી રાખે તેમ પગ લગોલગ ભેગા કરીને અથવા બહુ મોકળા કરીને કાયોત્સર્ગ કરવો તે.

**૭ સબરી દોષ**—સબરી એટલે ભીલડી જેમ વસ્ત્ર રહિત હોઇ પોતાના બે હાથે ગુહ્ય પ્રદેશ ઢાંકી રાખે તેમ બન્ને હાથ ગુહ્ય સ્થાનકે રાખીને કાઉસ્સગ્ગ કરવો.

**૮ ખલીન દોષ**—સ્વાર જેમ ઘોડાની ખલિન–લગામ હાથમાં ઝાલી ઉભો રહે છે તેમ ઓઘો અથવા ચરવળાને આગળ ઝાલી ઉભો રહે પણ વિધિ પ્રમાણે ન ઝાલે તે.

**૯ વધુ દોષ**—કુલિન વહૂ જેમ નીચું માથું કરીને રહે છે, તેમ માથું નીચું નમાવી કાયોત્સર્ગ કરવો તે- આ દોષ શ્રાવિકાને ન હોય.

**૧૦ લંબુત્તર**—ચોલપટ્ટ નાભિથી ઉંચો બાંધવાથી નીચે ગુઢણો સુધી જંઘા ઉઘાડી રહે તેવી અમર્યાદાએ કાયોત્સર્ગ કરવો એ મુનિને અંગે કહ્યું અને શ્રાવકને અંગે તો પહેરવાનું ધોતીયું જમીને ઘસાય એવડું લાંબુ રાખે તે લંબોત્તર દોષ વિધિ પ્રમાણે ધોતીયું જાનુથી થોડું નીચે આવે એવડા પનાનું પહેરવું જોઇએ.

**૧૧ સ્તન દોષ**—મચ્છરાદિકના ભયે અધોવસ્ત્રવડે ઉર્ધ્વઅંગ એટલે સ્તનાદિ છાતીના ભાગો ઢાંકવા તે. આ દોષ સાધ્વી અને શ્રાવિકાને ન હોય.

**૧૨ સંયતિ દોષ**—શીતાદિકના ભયે સાધ્વીની પેઠે બન્ને ખભા ઢાંકી રાખે એટલે બધું શરીર ઢાંકી રાખે તે.

**૧૩ ભમિતાંગુલિ દોષ**—નવકારાદિકની સંખ્યા ગણવાને આંગળીનાં વેઢાં ગણે તે.

**૧૪ વાયસ દોષ**—કાગડાની પેઠે આંખના ડોળા ફેરવે તે.

**૧૫ કપિત્થ**—કવિઠ (કોઠા) ની પેઠે પહેરેલાં વસ્ત્રને જૂ અથવા પર સેવો થવાના કારણથી સંકોચી રાખે તે.

**૧૬ શિરઃકંપ દોષ**—ભૂત પ્રવેશની માફક માથું ધુણાવે તે.

**૧૭ મૂક દોષ**—મૂંગાની પેઠે અવ્યક્ત ઉઉં ગણગણાટ કરે તે.

**૧૮ વારૂણી દોષ**—નવકાર અથવા આલાપક ગણતાં મદિરા પીનારની પેઠે મોઢું ભડભડાવે (બડબડાટ કરે) તે.

**૧૯ પુષ્પદોષ**—વાનરની પેઠે આમતેમ મુખ ફેરવી જોવું, અથવા હોઠ ફેરવવા તે.

હે રાજ ! એટલે હે જગતના ધર્મરાજા શ્રી જિનેશ્વર ભગવાન ! એ ૧૯ દોષ[1] દૂર કરીને તમોએ કાયાને અત્યંત સ્થિર કરી છે. ॥ ૧ ॥

આર્ત્ત રૌદ્ર બે ધ્યાનને, તમે નિવાર્યાં નાથ;
ધર્મધ્યાને કરી પામીયા, શુક્લ[1] ધ્યાનનો સાથ ॥ ૨ ॥

**હે** શ્રી મલ્લિનાથ ભગવાન ! તમે આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન એ બે અશુભ ધ્યાન આત્માને અનંત સંસાર રઝળાવનાર તેને તમે દૂર કર્યા એ બે અશુભ ધ્યાનનું સ્વરૂપ આ પ્રમાણે:—

**આર્ત્ત** એટલે ચિંતા રૂપ જે **ધ્યાન** તે આર્ત્તધ્યાન ચાર પ્રકારનું છે. પ્રતિકૂળ પદાર્થોના સંયોગથી-પ્રાપ્તિથી જે ચિંતા થાય તે **અનીષ્ટસંયોગઆર્ત્તધ્યાન.** અનુકૂળ અને આલ્હાદકારી પદાર્થોનો વિયોગ થવાથી જે ચિંતા થાય તે **ઈષ્ટવિયોગાર્ત્તધ્યાન.** શરીરે વ્યાધિ થતાં આ વ્યાધિ ક્યારે મટે ? ઇત્યાદિ ચિંતા તે **રોગચિકિત્સા આર્ત્તધ્યાન,** અને ભવિષ્યના સુખની ચિંતા કરવી તે **અગ્રશોચ આર્ત્તધ્યાન.** એ આર્ત્તધ્યાનનાં **ક્રંદન** (આક્રંદ કરવો), **શોચન-શોક** કરવો, અધિક શોકમાં કે શોકાશ્રુ અથવા હર્ષાશ્રુ આવવાં તે **અશ્રુમોચન,** અને રૂદન કરવું, હાયપીટ કરવી તે **પરિદેવન** એ ચાર લક્ષણ

---

૧ અહિં સ્તંભદોષની સાથે કોઇક **કુડય દોષ** એટલે ભીંતને ઓઠીંગણ દેવું તે, અને **ભ્રમિતાંગુલિને** સ્થાને **ભ્રમિત (ભમુહા)** અને **અંગુલિ** એમ બે દોષ જુદા માને છે. ત્યાં **ભ્રમિત** એટલે આંખની પાંપણો ભમાવવી (ભ્રકુટિ ચઢાવવી), અને **અંગુલિ** એટલે સંખ્યા ગણવાને આંગળી ફેરવવી એ પ્રમાણે બે દોષ જૂદા ગણતાં **૨૧** દોષ પણ શ્રી પ્રવચનસારોદ્ધારમાં સૂચવ્યા છે.

૧ ક્ષપકશ્રેણિમાં પૂર્વધરને શુકલધ્યાન કહ્યું છે અને બાકીનાને ધર્મધ્યાન પ્રવચન સારોદ્ધારમાં કહ્યું છે.

છે. તથા એ આર્ત્તધ્યાન પ્રથમથી ૬ ગુણસ્થાન સુધીના જીવોને હોય છે. પરંતુ વિશેષ એજ કે છઠ્ઠે ગુણસ્થાને આર્ત્તધ્યાનનો ચોથોભેદ ( અગ્રશોચ ) ન હોય.

રૌદ્ર એટલે મહા ભયાનક **ધ્યાન** તે રૌદ્રધ્યાન. એ ચાર પ્રકારનું છે. પ્રાણીઓને હણવા, પીડા કરવી, ક્રૂરતા ધારણ કરવી તે **હિંસાનુબંધિ.** જૂઠું બોલવું, જૂઠી સાક્ષીઓ પૂરવી, જૂઠા લેખ કરવા ઇત્યાદિ **મૃષાનુબંધિ,** બીજાનું લૂંટવાની અને પડાવી લેવાની બુદ્ધિ તે **સ્તેયાનુબંધિ,** અને અનેક પાપથી ભેગા કરેલા પરિગ્રહને રાજભયાદિકથી રક્ષણ કરવાની મહાચિંતા તે **રક્ષણાનુબંધિ.** એ ચાર ભેદે રૌદ્રધ્યાન છે. એ રૌદ્રધ્યાનનાં ચાર લક્ષણો છે. હિંસાદિ ચાર ભેદમાંના કોઇપણ એક ભેદનું વારંવાર સેવન કરવું તે **એકાસેવન,** અનેક ભેદનું વારંવાર સેવન કરવું તે **અનેકાસેવન,** હિંસાદિ અધર્મમાં ધર્મબુદ્ધિ વિચારવી તે **ધર્મબુદ્ધિ,** અને મરણાન્તે પણ હિંસાદિથી વિરામ ન પામવું તે **અનિવૃત્તિ.** આ રૌદ્રધ્યાન સંજ્ઞિ જીવોને પ્રથમથી પાંચમા ગુણસ્થાન સુધી હોય છે.

એ બન્ને ધ્યાન અશુભ, સંસારને વધારનાર, આત્મગુણને આવરનાર, અને દુર્ગતિ આપનાર છે. માટે એ નિવારવા યોગ્ય છે. શુભ ધ્યાન વિના આત્માનો ઉદ્ધાર થાય નહિ. **ધ્યાન** એટલે અન્તર્મુહૂર્ત્ત સુધી મન વચન કાયાની એકાગ્રતા રહેવી તે.

ધર્મધ્યાન તથા શુક્લધ્યાન એ બે શુભધ્યાન છે, તેમાં પ્રથમ ધર્મધ્યાનનું સ્વરૂપ આ પ્રમાણે:—

**ધર્મ** આત્માને દુર્ગતિમાંથી ધારણ કરી, ઉદ્ધરી સદ્ગતિમાં (પરંપરાએ મોક્ષ ગતિમાં પણ ) લઇ જનાર એવી મન વચન કાયાની સ્થિરતા યુક્ત શુદ્ધ અધ્યવસાય તે ધર્મધ્યાન કહેવાય. તેના ચાર ભેદ આ પ્રમાણે છે—પ્રભુની જે જે આજ્ઞાઓ છે તે આજ્ઞાઓ સંબંધિ ચિંતવન કરવુ તે **આજ્ઞાવિચય,** જીવો રાગદ્વેષ કરવાથી અને કર્મ બાંધવાથી કેવાં દુ:ખ પાંમે છે તે વિચારવું તે **અપાયવિચય,** શુભાશુભ કર્મોના શુભાશુભ વિપાકનો વિચાર કરવો તે **વિપાકવિચય,** અને લોકાલોકનું સ્વરૂપ સંસ્થાન આદિ ચિંતવવું તે **સંસ્થાનવિચય.** એમ ચાર પ્રકારનાં ધર્મધ્યાન છે.

અથવા બીજી રીતે ધર્મધ્યાનના ચાર ભેદ આ પ્રમાણે—પોતાના હૃદયમાં નવપદ આદિ ધ્યેયનું સ્થાપન કરી ધ્યાન કરવું તે **પિંડસ્થ,** ધ્યેય વસ્તુ સ્વસ્થાને રહેલી હોય ત્યાં ધ્યેય વસ્તુ પ્રત્યે ચિત્ત (ગમે તે સ્થાને બેઠા છતાં ) એકાગ્ર કરવું તે **પદસ્થ,** ધ્યેયનું સ્થાપનાનિક્ષેપાદ્વારા ચિંતવનું કરવું તે **રૂપસ્થ,** અને અદેહી પરમાત્મા(સિદ્ધ)નું ધ્યાન કરવું તે **રૂપાતીત** ધર્મધ્યાન છે.

ધર્મધ્યાનનાં ૪ લક્ષણ **આજ્ઞારુચિ, નિસર્ગરુચિ** ( સ્વાભાવિક રીતે કર્મના ક્ષયોપશમ કે ઉપશમથી તત્ત્વશ્રદ્ધા થવી તે ), **સૂત્રરુચિ,** અને **અર્થરુચિ,** એ ચાર લક્ષણ છે.

વાચના, પૃચ્છના, પરિવર્તના—અને અનુપ્રેક્ષા એ ચાર આલંબન છે, મૈત્રી, પ્રમોદ, કરુણા અને મધ્યસ્થ એ ચાર ભાવનાઓ છે, અથવા એકત્વ, અનિત્યત્વ, અશરણત્વ, અને સંસારભાવના એ પણ ચાર ભાવનાઓ છે.

ધર્મધ્યાનના સ્વામિ અપ્રમત્ત મુનિ (મુખ્યત્વે) છે, જો કે છઠ્ઠે ગુણસ્થાને પ્રમત્ત મુનિને સાલંબન ધર્મધ્યાન ગૌણપણે કહ્યું છે, અને પાંચમે ગુણસ્થાને દેશવિરતિને મધ્યમ ધર્મધ્યાન શ્રી ગુણસ્થાક્રમારોહમાં કહ્યું છે તોપણ ઉત્કૃષ્ટ અને નિરાલંબન ધ્યાનની અપેક્ષાએ ધર્મધ્યાનના સ્વામિ અપ્રમત્ત મુનિજ છે. ત્યારબાદ આઠમા ગુણસ્થાનથી આગળ શુકલધ્યાન હોય છે. શ્રી મલ્લિનાથ પ્રભુ જ્યારે ક્ષપક શ્રેણિએ ચઢયા ત્યારે આઠમે ગુણઠાણેથી જેવા જેવા પ્રકારનું શુકલ-ધ્યાન પામ્યા તેવા પ્રકારના શુકલધ્યાનનું નામ તથા સ્વરૂપ આગળની ગાથાઓમાં કહેવાય છે. ત્યાં શુકલધ્યાનના ચાર ભેદ છે તેમાંથી આઠમે ગુણઠાણે શ્રી મલ્લિનાથ ભગવાન શુકલધ્યાનનો પહેલો ભેદ પામ્યા તે કહે છે. ॥ ૨ ॥

પૃથક્ત્વ વિતર્ક વિચારથી, ભેદ જ્ઞાનને ધ્યાઇ;
એકત્વ વિતર્ક અવિચારથી, અભેદ ધ્યાન નિપાઇ ॥ ૩ ॥

શ્રી મલ્લિનાથ ભગવાને પહેલા 'પૃથક્ત્વવિતર્કસવિચાર' નામના શુકલધ્યાન વડે ભેદ જ્ઞાનનું ધ્યાન કર્યું, એટલે એ પહેલા ભેદમાં દ્રવ્યાદિકનું ભિન્ન ભિન્ન ધ્યાન થાય છે, અને બીજા 'એકત્વવિતર્કઅવિચાર' નામના શુકલ ધ્યાનમાં અભેદ ધ્યાન કર્યું એટલે એ બીજા ભેદમાં દ્રવ્ય અથવા ગુણ આદિ કોઈપણ એકજ અર્થવાળું ધ્યાન હોવાથી અભિન્ન ધ્યાન કર્યું કહેવાય. હવે એ પહેલા ભેદમાં ભિન્ન ધ્યાન અને બીજા ભેદમાં અભિન્ન કેવી રીતે હોય છે તેનું સ્વરૂપ આ પ્રમાણે:—

૧ **પૃથક્ત્વવિતર્કસવિચાર—**એ પહેલા શુકલ ધ્યાનમાં **પૃથક્ત્વ** એટલે ( દ્રવ્ય—ગુણ—અને પર્યાયની ) ભિન્નતા, **વિતર્ક** એટલે શ્રુતજ્ઞાન, અને **વિચાર** એટલે ( અર્થ વ્યંજન અને યોગ એ ત્રણનું ) સંચારણ—સંક્રાન્તિ એ શબ્દાર્થ છે. ત્યાં પ્રથમ પૃથક્ત્વ શબ્દથી દ્રવ્ય ગુણ પર્યાયની ભિન્નતા એટલે વિવક્ષિત દ્રવ્યના ધ્યાનમાં વર્તતો હોય ત્યાંથી બીજા દ્રવ્યમાં જાય જેમ ધર્માસ્તિકાયનું ધ્યાન ચાલતું હોય તે પલટાઇને અધર્માસ્તિકાયનું થાય, તેવીજ રીતે ધ્યાનગત દ્રવ્યના વિવક્ષિત ગુણનું ધ્યાન પલટાઇને બીજા ગુણનું થાય, તેમજ વિવક્ષિત પર્યાયનું ધ્યાન પલટાઇને બીજા પર્યાયનું થાય એ રીતે દ્રવ્ય ગુણ અને પર્યાયની ભિન્નતા ધ્યાનમાં વર્તે તે **પૃથક્ત્વ** કહેવાય. તથા એ દ્રવ્યાદિકનો

વિચાર શ્રુતજ્ઞાનને અનુસારેજ ચિંતવાય તેથી **વિતર્ક** (વિતર્ક એટલે શ્રુત) કહેવાય, અને અર્થ, વ્યંજન, યોગ એ ત્રણની સંક્રાન્તિ રૂપ **વિચાર** એટલે એક અર્થથી બીજા અર્થપર એક વ્યંજન પંક્તિથી બીજી વ્યંજન પંક્તિ પર અને એક યોગથી બીજા યોગ ઉપર જવાનું થાય તે વિચાર કહેવાય અને એવા વિચાર સહિત તે **સવિચાર** કહેવાય. એ પ્રમાણે આ ધ્યાન પવનના ઝકોલથી કંપાતા દીવા જેવું ચલાયમાન શુક્લધ્યાન છે, તે આઠમા ગુણસ્થાનથી ૧૦ મા ગુણસ્થાન સુધી શ્રી મલ્લિનાથ પ્રભુએ ચિંતવ્યું છે, (ઉપશમકને ૮ માથી ૧૧ મા સુધી હોય પણ શ્રી મલ્લિનાથ ભગવાન તો ક્ષપક શ્રેણિવાળા છે માટે એમને ૮ માથી ૧૦ મા સુધી જ હતું ત્યારબાદ એ કંપતા દીવા સરખું ચલ શુક્લધ્યાન તજી બારમે ક્ષીણમોહ ગુણસ્થાને 'એકત્વવિતર્કઅવિચાર' શુક્લધ્યાન પામ્યા તેનું સ્વરૂપ આ પ્રમાણે—

૨ **એકત્વ વિતર્ક અવિચાર**—આ ધ્યાન એ ત્રણમાંથી કોઈ પણ એકનાજ ચિંતવનમાં સ્થિર રહે છે, પણ પહેલા ભેદની માફક દ્રવ્યથી ગુણમાં કે ગુણમાંથી પર્યાયના ચિંતવનમાં જાય નહિ માટે **એકત્વ** તથા આ ધ્યાન પણ શ્રુતજ્ઞાનને અનુસારેજ હોય છે, માટે **વિતર્ક**, અને અર્થ, વ્યંજન કે યોગ એ ત્રણમાં જે અર્થ વા વ્યંજન વા યોગમાં વર્તતા હોય તેજ અર્થ, વ્યંજન ને યોગમાં કાયમ રહે છે, પણ પહેલા ભેદની માફક અર્થાન્તર વ્યંજનાન્તર કે યોગાન્તર થાય નહિ માટે **અવિચાર**, એ પ્રમાણે આ ધ્યાનનું નામ 'એકત્વવિતર્કઅવિચાર' છે. આ ધ્યાન નિર્વાયુ સ્થાનમાં રહેલા દીપકની જ્યોતિ સરખું સ્થિર છે, આ ધ્યાનને અન્તે ચાર ઘનઘાતિ કર્મોનો નાશ થવાથી આત્મા કેવળજ્ઞાન પામે છે. એ પ્રમાણે આ ધ્યાનની અભેદતા કહી છે. ॥ ૩ ॥

**કેવલ જ્ઞાન પામી કરી, લહ્યું સયોગી ઠાણ;**
**સૂક્ષ્મક્રિયા અનિવૃત્તિ તે, અન્તે છે શુભ ઝાણ ॥ ૪ ॥**

હે શ્રી મલ્લિનાથ ભગવાન! બીજા શુક્લધ્યાન વડે આપ કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને સયોગિ કેવલી નામે તેરમું ગુણસ્થાન પામ્યા છો. ત્યાર બાદ એ ગુણસ્થાનને અન્તે એટલે અલ્પકાળ[1] રહે તે વખતે તમોએ પ્રથમ બાદર મન, વચન,

[1] બીજું શુક્લધ્યાન ૧૨ મે અને ત્રીજું શુક્લધ્યાન ૧૩ માને અન્તે કહ્યું ત્યારે તેરમા ગુણસ્થાનના પ્રારંભથી સૂક્ષ્મકાયયોગનિરોધક્રિયા ન પ્રવર્તે ત્યાં સુધી એટલે ઉત્કૃષ્ટ દેશોનપૂર્વક્રોડ વર્ષ સુધી કેવલિ ભગવાનને કયું ધ્યાન હોય? એ શંકાના સમાધાનમાં સમજવાનું એ છે કે "પહેલા બે શુક્લધ્યાનથી નિવૃત્ત થયેલાને અને ત્રીજું ધ્યાન નહિ પામેલાને (એ પ્રમાણે ધ્યાનાન્તરિકા એટલે બીજા અને ત્રીજા ધ્યાનના અંતરમાં વર્તતા જીવને કેવળજ્ઞાન પ્રગટ થાય તે જ્યાં સુધી યોગનિરોધ ક્રિયા ન આરંભે ત્યાં સુધી કેવલી ભગવાન ધ્યાનરહિત (ધ્યાનાન્તરિકામાં) હોય છે." એમ શ્રી આવશ્યકસૂત્રની ધ્યાનશતકની ૬૪ મી ગાથાની ટીકામાં કહ્યું છે.

કાયાના યોગ રોક્યા. તે રોક્યા બાદ સૂક્ષ્મ યોગ રોકતાં જે વખતે સૂક્ષ્મ કાયયોગ નિરોધ કરવાનો કેટલોક કાળ વ્યતીત થતાં અને સૂક્ષ્મ કાયયોગ નિરોધનો કેટલોક ભાગ બાકી રહ્યો તે વખતે તમો સૂક્ષ્મક્રિયા અનિવૃત્તિ ( સૂક્ષ્મ ક્રિયા અપ્રતિપાતિ ) નામનું ત્રીજું શુકલધ્યાન પામ્યા છો. સૂક્ષ્મ કાયયોગ રોકાઈ ગયા સાથે એ ધ્યાન પણ સમાપ્ત કર્યું. એ સૂક્ષ્મ ક્રિયા અપ્રતિપાતિનું સ્વરૂપ આ પ્રમાણે:—

૩ **સૂક્ષ્મક્રિયા અનિવૃત્તિ**—સૂક્ષ્મ શ્વાસોચ્છવાસ વિગેરે સૂક્ષ્મ કાયયોગની અનિવૃત્તિ એટલે પ્રવૃત્તિનો અભાવ કરવાનું સામર્થ્ય જે ધ્યાનમાં છે, પરન્તુ પ્રવૃત્તિ વિરામ પામી નથી એવું જે ધ્યાન તે સૂક્ષ્મક્રિયા અનિવૃત્તિ શુકલધ્યાન કહેવાય. અથવા પ્રવર્ધમાન પરિણામથી અનિવૃત્તિ એટલે પાછા વળવાપણું જેમાં નથી એવી પરિણામવૃદ્ધિની પરંપરાવાળું અને સૂક્ષ્મ કાયયોગવાળું જે ધ્યાન તે સૂક્ષ્મ ક્રિયા અનિવૃત્તિ અથવા સૂક્ષ્મ ક્રિયા અપ્રતિપાતિ એવું નામ છે. આ ધ્યાન પરમ શુકલલેશ્યાએ હોય છે. કારણ કે યોગનિરોધ વખતે પરમ શુકલલેશ્યા હોય છે. આ ધ્યાન સમાપ્ત થતાં આત્મા, સૂક્ષ્મ કાયયોગ પણ રોકાઇ જવાથી અયોગી થાય છે, અને એ અયોગી અવસ્થામાં તુર્ત ચોથું શુકલધ્યાન ‘ સમુચ્છિન્નક્રિયા અનિવૃત્તિ ’ નામનું શરૂ થાય છે તે આગળની ગાથામાં કહે છે. ॥ ૪ ॥

સૂક્ષ્મ યોગ નિરોધિને, ઉચ્છિન્નક્રિયા નિવૃત્તિ;
પંચ લઘુ સ્વર સમયમાં, અનુપમ પદપ્રતિપત્તિ. ॥ ૫ ॥

હે શ્રી મલ્લિનાથ ભગવાન ! તમોએ ૧૩ મા ગુણસ્થાનને અન્તે ત્રીજા શુકલ ધ્યાનવડે સૂક્ષ્મ કાયયોગનું રોધન કરી તુર્તજ ૧૪ મે ગુણસ્થાને અયોગી થઇ ઉચ્છિન્ન ક્રિયા અનિવૃત્તિ નામનું ચોથું શુકલધ્યાન પ્રાપ્ત કર્યું તેનું સ્વરૂપ આ પ્રમાણે:—

૪ **ઉચ્છિન્ન ક્રિયા અનિવૃત્તિ**—ક્રિયા એટલે મન વચન કાયાના યોગ જેમાં ઉચ્છિન્ન એટલે વિચ્છેદ–વિનાશ પામેલા છે, તે ઉચ્છિન્ન ક્રિયા કહેવાય. પુન: એ ઉચ્છિન્નક્રિયા રૂપ અવસ્થાની અનિવૃત્તિ એટલે પુન:પ્રવૃત્તિનો અભાવ છે. અર્થાત્ એ મન, વચન, કાયાના યોગરૂપ ક્રિયા એવી વિચ્છેદ પામી છે કે જે પુન: પ્રવર્તવાની નથી માટે એ ચોથા શુકલધ્યાનું નામ ‘ઉચ્છિન્ન ક્રિયા અનિવૃત્તિ’ છે, અહિંથી શીઘ્ર મોક્ષપ્રાપ્તિ થવાની છે માટે ચૌદમા અયોગી ગુણસ્થાને જે અક્રિયતા પ્રાપ્ત થઇ છે તે સિદ્ધપણામાં પણ અનંત કાળ સુધી કાયમ રહેવાની છે, પણ ક્રિયાનો પુન: પ્રાદુર્ભાવ થવાનો નથી. આ શુકલધ્યાન અતિ ઉત્કૃષ્ટ કોટિનું હોવાથી પરમ શુકલધ્યાન કહેવાય.

એ ચોથું ધ્યાન અયોગી ગુણસ્થાનના કાળ પ્રમાણે હોય છે. અયોગિ ગુણસ્થાનનો કાળ પાંચ લઘુ સ્વર એટલે અ–ઇ–ઉ–ઋ લૃ એ પાંચ હ્રસ્વસ્વર જેટલો (અન્તર્મુહૂર્ત પ્રમાણનો છે) માટે એટલા અલ્પકાળમાંજ એ પરમશુક્લ ધ્યાન વડે હે પ્રભુ! તમોએ પરમપદ એટલે મોક્ષપદ (પ્રત્તિપત્તિ એટલે) અંગીકાર કર્યું.

શુક્લધ્યાનનાં ૪ લક્ષણ છે—ઉપસર્ગથી નિર્ભયતા તે **અવ્યથા**, બુદ્ધિને અગમ્ય એવા સૂક્ષ્મ અર્થમાં પણ મુંઝવણ ન થાય તે **અસંમોહ**, સદસત્‌ની વ્હેંચણરૂપ **વિવેક**, અને દેહાદિ ઉપાધિનો ત્યાગ તે **વ્યુત્સર્ગ**, એ ચાર લક્ષણ છે. ક્ષમા–આર્જવ–માર્દવ–અને નિર્લોભતા એ ચાર આલંબન છે. તથા અનાદિ અનન્ત ભવસંસારમાં અનંતજીવો અનંતવાર પરિભ્રમણ કરે છે એ ભાવના રૂપ **અનંતવર્તિત્વ ભાવના**, પદાર્થોના વિવિધ પ્રકારના પરિણામ વિચારવા રૂપ **વિપરિણામ ભાવના**, તથા સંસારના અશુભપણાની ભાવના ભાવવા રૂપ **અશુભત્વભાવના**, સંસારમાં કષ્ટનું વિચારવું તે **અપાય ભાવના** એ ચાર ભાવનાઓ છે.

શુક્લ ધ્યાનનો પહેલો પૃથ૦ વિ૦ સવિચાર નામનો ભેદ ગૌણપણે અપ્રમત્ત મુનિને અને મુખ્યત્વે ઉપશમકને ૮ માથી ૧૧ મા ગુણસ્થાન સુધી તથા ક્ષપકને ૮ માથી ૧૦ મા ગુણસ્થાન સુધી હોય છે. બીજો ભેદ બારમે ગુણસ્થાને, ત્રીજો ભેદ ૧૩મા ગુણસ્થાનને અન્તે સૂક્ષ્મ કાયયોગ નિરોધનો કેટલોક ભાગ વીત્યાબાદ અન્તસુધી, અને ચોથો ભેદ ચૌદમે ગુણસ્થાને હોય છે. એ પ્રમાણે શુક્લધ્યાનના સ્વામિ કહ્યા.

હે શ્રી મલ્લિનાથ ભગવંત! તમો એ ચારે શુક્લ ધ્યાનને પ્રાપ્ત કરી મોક્ષપદ પ્રાપ્ત કર્યું તેમ આ સેવકને પણ શુક્લધ્યાન પ્રાપ્ત થાય એવી પ્રાર્થના છે. ॥૫॥



## ૨૦ શ્રી મુનિસુવ્રત ભગવાનનું ચૈત્યવંદન.



મુનિસુવ્રત જિન વીસમા, હું પ્રણમું છું સદાય;
વીસવસાની દયા પ્રતિ, વર્તાવો મહારાય ॥ ૧ ॥
અસમાધિનાં સ્થાન તે, વીસ કહ્યાં વિસ્તાર;
સમવાયાંગે ભાખીયાં, કરૂણા કોષ અપાર ॥ ૨ ॥
ઉપકારી પ્રભુ બહુ કરી, વિચર્યા ભૃગુકચ્છ માંહિ;
પ્રાયશ્ચિત્ત બહુ ભાખીને, તાર્યા બહુ જીવ ત્યાંહિ ॥ ૩ ॥

શાસનદેવે ધારીયાં, ભાખે વ્યવહાર ભાષ્ય;
ભદ્રબાહુ આવી લીયે, પ્રાયશ્ચિત્ત તુજ પાસ ॥ ૪ ॥
આરાધી પ્રભુ આપને, પૂછયાં પ્રાયશ્ચિત્ત જેહ;
સામુદ્રિકમાં સંગ્રહી, હુઆ કૃપા રસમેહ ॥ ૫ ॥
પ્રભુનો મહિમા જાણીને, પૂજન કરો અનૂપ;
અંતરમાં પ્રભુ સ્થાપતાં, હોવે જિનવરરૂપ ॥ ૬ ॥

---

**સંક્ષિપ્તાર્થ:—**

વીસમા **શ્રી** મુનિસુવ્રત જિનેશ્વરને હું હંમેશાં પ્રણામ કરૂં છું. હે પ્રભુ ! તમે મારા દિલમાં ૨૦ વસાની ( આગળ કહેવાશે તેવા ૨૦ વસાની ) દયા પ્રવર્તાવો ॥ ૧ ॥

હે પ્રભુ અસમાધિનાં ૨૦ સ્થાન જે દવદવચારી વિગેરે ( આગળ વિસ્તરાર્થમાં કહેવાશે ) તેનો વિસ્તાર તમે મુખકમળથી કહ્યો છે, પુન: તે ૨૦ સ્થાનો સમવાયાંગ સૂત્રમાં ( ગણધર દ્વારા ) કહીને તમે અતિશય કૃપા કરી છે. ॥૨॥

હે પરમોપકારી પ્રભુ ! આપ વિશેષે કરી ભૃગુકચ્છ ( ભરૂચ ) નગરમાં ઘણીવાર વિચર્યા છો, અને ત્યાં આપે પ્રાયશ્ચિત્તો કહીને અનેક ભવ્ય જીવોને તાર્યા છે. ॥ ૩ ॥

આપે કહેલાં અનેક પ્રાર્યાશ્ચિત્તો આપના શાસનદેવે સર્વ યાદ રાખ્યાં છે, એમ **શ્રી** વ્યવહાર ભાષ્ય સિદ્ધાંતમાં કહેલું છે. ચતુર્દશપૂર્વધર શ્રી ભદ્રબાહુ સ્વામિ પણ પ્રાયશ્ચિત્ત લેવાને આપની પાસે આવ્યા હતા ॥ ૪ ॥

તથા આપનું આરાધન કરીને જે જે પ્રાયશ્ચિત્તો આપને પૂછયાં અને આપે ( શાસન દેવે ) જે જે પ્રમાણે કહ્યાં તે સર્વ પ્રાયશ્ચિત્તોનું સ્વરૂપ શ્રી ભદ્રબાહુસ્વામિએ પોતે કરેલા 'સામુદ્રિકશાસ્ત્ર' નામના ગ્રંથમાં સંગૃહીત કરીને શ્રી ભદ્રબાહુસ્વામિ અને આપ પણ કૃપારસના (દયારૂપી જળને વરસાવવામાં) મેઘ સરખા થયા છો. ॥ ૫ ॥

એ પ્રમાણે શ્રી મુનિસુવ્રત સ્વામિ પ્રભુનો પ્રાર્યાશ્ચિત્ત સંબંધિ વિશેષ મહિમા જાણીને ન ઉપમા આપી શકાય એવું અપૂર્વ પૂજન-પૂજા-ભકિત કરો. પ્રભુને પોતાના અંતરમાં (હૃદય કમળમાં) સ્થાપતાં એટલે સ્થાપીને ધ્યાન કરતા ધ્યાતા જીવ પોતે પણ જિનેશ્વર સ્વરૂપ થાય છે. ॥ ૬ ॥

---

વિસ્તારાર્થ:—

**મુનિસુવ્રત જિન વીસમા, હું પ્રણમું છું સદાય;**
**વીસ વસાની દયા પ્રતિ, વર્તાવો મહારાય. ॥ ૧ ॥**

વીસમા જિનેશ્વર શ્રી મુનિસુવ્રતસ્વામિને હું હંમેશાં નમસ્કાર કરૂં છું. હે ભગવાન! હે મહારાજ! મને ૨૦ વસાની દયામાં પ્રવર્તાવો. શ્રાવકની દયા ઉત્કૃષ્ટથી સવા વસા જેટલી છે, અને મુનિ મહારાજની દયા સંપૂર્ણ ૨૦ વસા જેટલી છે. તે વીસ વસા અને સવા વસો આ પ્રમાણે:—

જેમ કોઇ સંપૂર્ણભાવને ૧૦૦ દોકડા ૧૬ આની ઇત્યાદિ બોલવાનો વ્યવહાર છે તેમ સિદ્ધાંતમાં સંપૂર્ણ દયાને ૨૦ વસા જેટલી કહી છે, તે ઉપરથી શ્રાવકની દયાનું પ્રમાણ ૧ા વસા જેટલું આવે છે તે આ રીતે:—

મુનિ મહારાજ ત્રસ અને સ્થાવર એ બન્ને પ્રકારના જીવોની દયા સાચવી શકે છે, અને શ્રાવક ત્રસ જીવનીજ દયા સાચવી શકે છે, કારણ કે ગૃહસ્થ-વ્યવહારના નિભાવ માટે સ્થાવર જીવોની દયા જાળવવી ગૃહસ્થથી બની શકે નહિ. શ્રાવક જો કે ભાવથી બન્ને જીવોની દયા સાચવવાના પરિણામવાળો હોય પરન્તુ ના ઇલાજે સ્થાવર જીવો જે વનસ્પતિ, પૃથ્વી, જળ, અગ્નિ વિગેરેનો આરંભ કરે તે પણ ઉપયોગ પૂરતોજ આરંભ કરે પણ નિધ્વંસ નિ:શૂક પરિણામે નહિ. એ રીતે ૨૦ વસામાંથી સ્થાવરની દયાના ૧૦ વસા જતાં બાકી ૧૦ વસા જેટલી દયા ત્રસ જીવો સંબંધિ રહી.

એ ૧૦ વસા જેટલી ત્રસ જીવોની દયા પણ મુનિ મહારાજની પેઠે શ્રાવકથી પાળી શકાય નહિ, કારણ કે ત્રસ જીવની હિંસા સંકલ્પથી અને આરંભથી એમ બે રીતે થાય છે, હું આ જીવને હણું એવી વ્યક્ત બુદ્ધિપૂર્વક ત્રસ જીવને હણવો તે **સંકલ્પ ત્રસ હિંસા**, અને ઘર બાંધવું, રસોઇ કરવી ઇત્યાદિ કાર્ય કરતાં જે પ્રસંગથી ત્રસ જીવોની હિંસા થાય છે, પણ હણવાના ઈરાદાપૂર્વક થતી નથી એવી પ્રાસંગિક હિંસા તે **આરંભ ત્રસ હિંસા.** એ બે પ્રકારની હિંસામાં શ્રાવક સંકલ્પ હિંસાનો ત્યાગ કરી શકે પણ આરંભહિંસાનો ત્યાગ કરી શકે નહિ માટે ત્રસની દયાના ૧૦ વસામાં આરંભ હિંસાના અર્ધા એટલે પાંચ વસા જતાં બાકી ૫ વસા ત્રસ જીવોની સંકલ્પ હિંસાના ત્યાગ સંબંધિ રહ્યા.

પુન: સંકલ્પ હિંસા પણ બે પ્રકારની છે, પોતાનો અપરાધિ હોય તેની હિંસા અને નિરપરાધિની હિંસા. ત્યાં શ્રાવક નિરપરાધી જીવને સંકલ્પપૂર્વક ન હણે તો ચાલી શકે છે, પણ સાપરાધી ત્રસ જીવને તો સંકલ્પપૂર્વક હણ્યા વિના કેટલાક વ્યવહારનો નિભાવ થતો નથી, તેથી તેવા સાપરાધી ત્રસ જીવની હિંસા તે અપરાધિ ઉપર દયા રાખવાપૂર્વક ના ઇલાજે કરી શકે છે. શ્રાવક

રાજા હોય તો રાજ્યપદવીને અંગે રાજ્યનીતિનું રક્ષણ કરવાને મનમાં અતિશય દયા પરિણામ વર્તવા છતાં પણ નીતિયુદ્ધ કરી રાજ્યનીતિનું રક્ષણ કરી શકે છે. ઈત્યાદિ રીતે અપરાધિ ત્રસની હિંસામાં દયાભાવ સહિત વર્તે. એ રીતે અપરાધિ ત્રસની હિંસાના અર્ધા એટલે (પાંચમાંથી) અઢી વસા જતાં બાકી રા વસા નિરપરાધિ ત્રસ જીવની દયાના રહ્યા.

પુનઃ નિરપરાધિ ત્રસ જીવની દયા પણ શ્રાવકથી સર્વથા પાળી શકાતી નથી, કારણ કે નિરપરાધિ ત્રસની હિંસા સાપેક્ષથી અને નિરપેક્ષથી એમ બે પ્રકારની છે, તેમાં નિરપરાધિને હણવાની વ્યક્ત બુદ્ધિપૂર્વક વિના કારણે બેદરકારીથી હણે તે **નિરપેક્ષ હિંસા**, અને હણવાની બુદ્ધિ વિના પોતાના સ્વાર્થના ઉદ્દેશથી પ્રાસંગિક રીતે હણે તે **સાપેક્ષ હિંસા**. ઉદાહરણ તરીકે હાથી, ઘોડા ઉંટ, બળદ વિગેરે જીવોએ કંઇપણ અપરાધ નથી કર્યો છતાં જંગલમાંથી પકડી લાવી વાહન તરીકે ઉપર ચઢે, ન ચાલે તો અંકુશ ચાબુક વિગેરેથી પ્રહાર એવી જે નિરપરાધિની હિંસા તેનો ત્યાગ શ્રાવકથી બની શકતો નથી માટે પ્રથમના રા વસામાંથી સાપેક્ષ નિરપરાધિ હિંસાના અર્ધા વસા એટલે સવા વસો જતાં બાકી સવા વસા જેટલી દયા નિરપેક્ષ નિરપરાધિ ત્રસ જીવોને સંકલ્પથી નહિ હણવા સંબંધિ રહી. એજ શ્રાવકની ઉત્કૃષ્ટ દયા છે. અને મુનિરાજની તો સંપૂર્ણ દયા ૨૦ વસા પ્રમાણની છે. તેવી દયા હે શ્રી મુનિસુવ્રત સ્વામિ ભગવાન ? મને પણ આપો.

**અસમાધિનાં સ્થાન તે, વીસ કહ્યાં વિસ્તાર;**
**સમવાયાંગે ભાખીયાં, કરૂણા કીધ અપાર. ॥ ૨ ॥**

હે શ્રી મુનિસુવ્રત સ્વામિ પ્રભુ ! તમોએ અસમાધિનાં ૨૦ સ્થાન વિસ્તારપૂર્વક શ્રી સમવાયાંગ સૂત્રમાં કહીને અત્યંત કૃપા કરી છે.

**સમાધિ**—એટલે ચિત્તની સ્થિરતા—સ્વસ્થતા અર્થાત્ ચિત્તનું મોક્ષમાર્ગમાં અવસ્થાન તેનાથી વિપરીત જે ચિત્તનું અસ્વાસ્થ્ય, મોક્ષમાર્ગથી પ્રતિકૂળપણું તે **અસમાધિ** તેનાં ૨૦ સ્થાન આ રીતેઃ—

૧ **દવદવચારી**—સંયમ માર્ગની અપેક્ષારહિતપણે ઇર્યાસમિતિની શુદ્ધતા વિના ( દવ દવ એટલે દ્રુતં દ્રુતં એટલે ) જલ્દી જલ્દી ચાલવું. એથી ઠોકર વાગતાં અથવા પડી જતાં પોતાના આત્માને અસમાધિવાળો ( દુઃખી ) કરે અને બીજા પણ ત્રસ જીવોની હિંસા ( ઉપયોગ રહિત શીઘ્ર ચાલવાથી ) થાય માટે એ મુનિ મહારાજને જલ્દી જલ્દી ચાલવું તે પહેલું અસમાધિ સ્થાન છે.

૨ **અપ્રમાર્જિતચારી**—વસ્તુ લેતી મૂકતી વખતે પ્રમાર્જના ન કરવાથી

પોતે કર્મબંધ કરી અસમાધિવાળો થાય, અને વસ્તુમાં આશ્રિત થયેલા ત્રસાદિ જીવોની હિંસાથી પરજીવોને પણ અસમાધિ થાય.

૩ **દુષ્પ્રમાર્જિત ચારી**—પ્રમાર્જના કરે પરન્તુ જેમ તેમ બેદરકારીથી કરે.

૪ **અનિરિક્તશય્યાસનિક**—શય્યા, આસન આદિ ચારિત્રનાં ઉપકરણો જોઇએ તે કરતાં વધારે રાખે જેથી સાચવવા વિગેરેમાં પોતે અસમાધિવાળો થાય અને બહુ ઉપાધિ હોવાથી યથાર્થ પ્રમાર્જના ન થવાથી અન્ય ત્રસાદિ જીવોને પણ અસમાધિ થાય. અથવા શય્યા વિગેરે પ્રમાણ કરતાં મોટી રાખે જેથી બીજા પણ કાર્પટિકાદિ (તાપસ વિશેષ) આવીને રહે તેઓની સાથે અધિકરણના કલેશના સંભવથી બન્નેને અસમાધિનું કારણ થાય.

૫ **રાત્નિક પારિભાષિક**—પોતાનાથી વડીલ પૂજ્ય પુરૂષોની સામું બોલનાર અથવા પરાભવ કરનાર હોય તે પોતાને અને વડીલને પણ અસમાધિ ઉપજાવે.

૬ **સ્થવિરોપઘાતિક**—આચાર્ય વિગેરે ગુરૂજનોને આચાર અથવા જ્ઞાનાદિ વડે ઉપઘાત કરનાર હોય.

૭ **ભૂતોપઘાતિક**—વિના પ્રયોજને એકેન્દ્રિયાદિ જીવોને હણે.

૮ **સંજ્વલન**—પ્રતિસમય રોષ કરનાર હોય.

૯ **સકૃત્ ક્રોધી**—અતિક્રોધવાળો હોય.

૧૦ **પૃષ્ઠિમાંસાશિક**—પીઠનું માંસ ખાનાર હોય એટલે પાછળથી નિંદા કરનાર હોય તે.

૧૧ **અભિક્ષ્ણાવહારી**—વારંવાર અવધારનારો એટલે નિશ્ચિત કહેનારો હોય અર્થાત્ પોતાને શંકા પડતો અર્થ પણ આ રીતેજ છે એમ નિશ્ચય કહેવાવાળો હોય, અથવા અવહાર એટલે અપહાર અર્થ કરીએ તો વારંવાર પરગુણનો અપહાર કરનાર (લોપક) હોય અર્થાત્ દાસ અને ચોર ન હોય છતાં તું દાસ છે, તું ચોર છે એમ કહેનાર હોય.

૧૨ **અધિકરણોત્પાદક**—અધિકરણ એટલે કલેશ અથવા યન્ત્રાદિકનો ઉત્પન્ન કરનાર હોય, નવાં બનાવે. અથવા નવો કલેશ કરે.

૧૩ **અધિકરણોદીરક**—અધિકરણ એટલે કલેશ શમી ગયો હોય તો પુનઃ ઉત્પન્ન કરે, અથવા અધિકરણ એટલે શસ્ત્ર જૂનાં જીર્ણ થયાં હોય તે સતેજ બનાવે.

૧૪ **સરજસ્ક પાણિપાદ**—સચિત્ત રજ સહિત હાથવડે અપાતી ભિક્ષા ગ્રહણ કરે, અશુદ્ધ ભૂમિમાંથી સુદ્ધ ભૂમિમાં આવી પગ ન પ્રમાર્જે તથા તેવા પ્રકારના કારણ વિના સચિત્ત પૃથ્વી આદિ ઉપર આસન કરે.

૧૫ **અકાલસ્વાધ્યાય**—સૂત્ર સિદ્ધાન્તનો જે કાળ ભણવા માટે કહ્યો છે તે કાળ સિવાય બીજા કાળમાં ભણે ગણે, જેથી વ્યન્તરાદિકના ઉપસર્ગનો સંભવ રહે છે.

૧૬ **કલહકર**—કલેશ ઉત્પન્ન થાય તેમ કરનાર.

૧૭ **શબ્દકર**—રાત્રે મોટા શબ્દે આલાપાદિ ભણે, અથવા ગૃહસ્થની ભાષા બોલે.

૧૮ **ઝંઝાકર**—જે રીતે સમુદાયમાં ભેદ પડે તે તે કાર્ય કરનારો, અથવા સમુદાયને દુઃખ ઉપજે એવું બોલનાર.

૧૯ **સૂરપ્રમાણભોજી**—સવારથી સાંજ સુધી વારંવાર આહારપાણી કરનાર હોય.

૨૦ **એષણાઅસમિત**—ગોચરી શુદ્ધ ન લાવે, પ્રેરણા કરનાર સાથે કલેશ કરે.

એ અસમાધિનાં ૨૦ સ્થાન મુનિમહારાજ આશ્રયિ કહ્યાં છે. તે ઉત્તમ મુનિરાજે દૂર કરવા યોગ્ય છે. હે શ્રી મુનિસુવ્રત સ્વામિ ભગવાન ! આપે શ્રમણ અવસ્થામાં એ અસમાધિ સ્થાનો દૂર કરી યથાર્થ શ્રમણપણું અંગીકાર કર્યું હતું, તમોએ તમારા આત્માને અસ્વસ્થ કરનાર કે પરના આત્માને પીડા કરનાર એવું એક પણ અસમાધિ સ્થાન સેવ્યું નથી. તમારૂં શ્રમણપણું આ જગતમાં અતિ મહિમાવાળું છે. આપ શ્રમણપણામાં આ પૃથ્વી ઉપર દેશોદેશ વિહાર કરી અનેક ભવ્ય જીવોને ઉપકાર કર્યો છે, આપનો વિહાર ભરૂચ બંદરમાં (આ ગ્રંથકર્તાના નગરમાં ) ઘણીવાર થયો છે, અને ત્યાં જે ઉપકાર તમોએ કર્યો છે તે આગળની ગાથાઓમાં દર્શાવું છું—॥ ૨ ॥

**ઉપકારી પ્રભુ બહુ કરી, વિચર્યા ભૃગુકચ્છ માંહિ;**
**પ્રાયશ્ચિત્ત બહુ ભાખીને, તાર્યા બહુ જીવ ત્યાંહિ ॥ ૩ ॥**

હે ભવ્ય જીવોને ઉપકાર કરનારા પ્રભુ ! આપ બહુ કરી એટલે ઘણું કરીને અર્થાત્ ઘણીવાર ભગુકચ્છ નગરમાં એટલે નર્મદા નદીને કિનારે આવેલા ભરૂચ નગરમાં વિહાર કરી પધાર્યા છો, અને ત્યાં અનેક જીવોને પ્રાર્યાશ્ચિત્ત ઘણીવાર આપીને ઘણા જીવોને તાર્યા છે, જેથી વિવિધ પ્રકારની આલોચનાઓનાં પ્રાય-શ્ચિત્તોના પ્રકાર આપના મુખકમળ દ્વારા શાસનદેવે યાદ કરી લીધેલાં છે તે વાત આગળની ગાથામાં કહેવાય છે. ॥ ૩ ॥

**શાસન દેવે ધારીયાં, ભાખે વ્યવહાર ભાષ્ય,**
**ભદ્રબાહુ આવી લીયે, પ્રાયશ્ચિત્ત તુજપાસ ॥ ૪ ॥**

હે પ્રભુ ! આપે જે વિવિધ પ્રકારનાં પ્રાર્યાશ્ચત્તો જીવોને કહ્યાં તે સહુ આપના શાસન અધિષ્ઠાયક વરૂણદેવે યાદ કરી લીધાં છે, એમ શ્રી વ્યવહાર ભાષ્ય-

માં કહ્યું છે. જેથી શ્રી ભદ્રબાહુસ્વામિ ચતુર્દશ પૂર્વધારી કે જે શ્રી મહાવીર સ્વામિના શાસનમાં મહાન ધુરંધર પ્રભાવક આચાર્ય થયા તેમણે પણ ભરૂચમાં આવી તમારી ( શ્રી મુનિસુવ્રત ભગવાનની તીર્થરૂપ પ્રતિમાની ) આરાધના કરી જેથી વરૂણદેવ સાક્ષાત્ થયા તેની આગળ શ્રી ભદ્રબાહુ સ્વામિએ પોતાને જે પ્રાયશ્ચિત્ત લેવાનું હતું તેની વિધિ પૂછી, ત્યારે વરૂણદેવે પણ તે આલોચનાનું જે પ્રમાણે પ્રાયશ્ચિત્ત શ્રી મુનિસુવ્રત ભગવાન પાસે પ્રથમ સાંભળેલું હતું તે પ્રમાણે કહ્યું તેજ વાત આગળની ગાથામાં કહે છે—॥ ૪ ॥

**આરાધી પ્રભુ આપને, પૂછયાં પ્રાયશ્ચિત્ત જેહ;**
**સામુદ્રિકમાં સંગ્રહી, હુઆ કૃપારસ મેહ ॥ ૫ ॥**

હે પ્રભુ ! શ્રી ભદ્રબાહુ સ્વામિએ તમારૂં આરાધન કરી જે જે પ્રાયશ્ચિત્તની વિધિઓ પૂછી તે તે સર્વ તમોએ ( તમારા અધિષ્ટાયક વરૂણદેવે ) કહી, અને તે પ્રાયશ્ચિત્ત વિધિઓ શ્રી ભદ્રબાહુસ્વામિએ પોતાના કરેલા સામુદ્રિક શાસ્ત્રમાં ( શ્રી ભદ્રબાહુ સ્વામિએ સામુદ્રિકશાસ્ત્ર નામના ગ્રંથ રચ્યો છે, તેમાં ) સંગ્રહીત કરી છે. જેથી શ્રી ભદ્રબાહુ સ્વામી પણ કૃપા એટલે દયા રૂપી જળને વરસાવવામાં મેઘ સરખા થયા છે ॥ ૫ ॥

**પ્રભુને મહિમા જાણીને, પૂજન કરો અનૂપ;**
**અંતરમાં પ્રભુ સ્થાપતાં, હોવે જિનવર રૂપ ॥ ૬ ॥**

શ્રી મુનિસુવ્રત સ્વામિનો મહિમા ભરૂચ નગરમાં પધારી અશ્વને પ્રતિબોધ કરવાના દૃષ્ટાંતવડે પ્રસિદ્ધ છે, તેમજ ભરૂચ નગરમાં અનેકવાર સમોસરી વિવિધ પ્રકારનાં પ્રાયશ્ચિત્તોની વિધિઓ દર્શાવી તેથી પ્રસિદ્ધ છે. એ પ્રસિદ્ધિઓથી શ્રી પ્રભુને મહિમા જાણીને ઉપમા ન આપી શકાય એવી અપૂર્વ પૂજા ભક્તિ કરો, પ્રભુને હૃદયમાં સ્થાપતાં એટલે પ્રભુનું હૃદયમાં અતિશય દૃઢતાથી ધ્યાન કરતાં ધ્યાન કરનાર જીવો પણ જિનવરરૂપ એટલે જિનેશ્વર સરખા થાય છે, જેમ ઇલેકા ભ્રમરીના ચટકાથી ભ્રમરી સરખી થાય છે, તેમ ધ્યાતા પણ શ્રીમુનિસુવ્રત પ્રભુ સરખો થાય છે. ॥ ૬ ॥



## ૨૧ શ્રીનમિનાથ ભગવાનનું ચૈત્યવંદન.

નમન કરૂં નમિનાથને, દયા કરો દયાળ;
એક વીસ સબલ વારીને, આપો સુગુણ વિશાલ. ॥ ૧ ॥
મોહ સપ્ત દૂર થતાં, ઉદય થાય એકવીસ;
ક્ષાયિક ભાવના પામતાં, ઉદય છેદ એકવીસ. ॥ ૨ ॥
તે કેવલ દર્શન દિયે, સરિખા કરે સુખવંત;
પ્રભુ ગુણ સમરણ જે દિયે, કહી ન શકે ગુણવંત. ॥ ૩ ॥
અવ્રત દશા નિવારીને, દીયો વિરતિ વિસ્તાર;
પરની ઇચ્છા વારીને, દેજો તત્ત્વ વિચાર. ॥ ૪ ॥
આત્મદશા અનુપમ કહી, તેમાં રમવા ભાવ;
આશા વારો જડતણી, આપો વંછિત ભાવ. ॥ ૫ ॥

સંક્ષિપ્તાર્થઃ—

એકવીસમા શ્રી નમિનાથ ભગવાનને નમસ્કાર કરૂં છું. હે દયાળુ ભગવાન આપ મારા પર દયા કરો, અને ૨૧ પ્રકારના સબલ દોષો દૂર કરીને વિશાળ જ્ઞાનાદિ સદ્ગુણો આપો. ॥ ૧ ॥

ત્રણ દર્શનમોહનીય અને ચાર અનંતાનુબંધિ એ સાત મોહનીય પ્રકૃતિ દૂર થતાં એટલે ઉદયમાંથી જતાં ૨૧ મોહનીયનો ઉદય રહે છે એ ૨૧ મોહનીયના ઉદયે ઉપશમ સમ્યક્ત્વ અને ક્ષાયિક સમ્યક્ત્વ પણ થાય છે, ત્યારબાદ ક્ષાયિક ભાવના ( પરિણામ ) થાય તો એ ૨૧ નો ઉદય છેદ થાય છે, એટલે સર્વથા ઉદયમાંથી ક્ષય પામી શકે છે. ॥ ૨ ॥

તે ૨૧ નો જો ઉદય છેદ થાય તો એ ઉદય છેદથી આત્માને કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે, કે જે કેવળજ્ઞાન પામતાં સર્વ જીવો સરખી રીતે સુખી થાય છે; પ્રભુનું સ્મરણ જે અલભ્ય લાભ આપે છે, તે લાભનું વર્ણન મહા ગુણવંત પુરૂષો પણ કરી શકતા નથી ॥ ૩ ॥

હે પ્રભુ! અનાદિ કાળથી મારી અવ્રત દશા છે તે દૂર કરીને મને વ્રતનો વિસ્તાર આપો, અને પરવસ્તુ જે શરીર, ધન આદિ ઉપર ઘણા કાળથી ઇચ્છા બની રહી છે તે દૂર કરીને તત્ત્વજ્ઞાનનો વિચાર આપો. ॥૪॥

શાસ્ત્રમાં આત્માની દશા ઉપમા ન આપી શકાય એવા અપૂર્વ આનંદવાળી કહી છે, તેવી અનુપમ આત્મદશામાંજ રમણ કરવાનો મારો ભાવ છે, તે હે પ્રભુ! મારી જે જડ ઉપરની આશા છે તે દૂર કરો અને મારો ઇચ્છિત ભાવ જે અનુપમ આત્મદશામાં રમવાનો છે તે આપો. ॥ ૫ ॥

વિસ્તરાર્થઃ—

**નમન કરૂં નમિનાથને, દયા કરો દયાલ;**
**એકવીસ સબલ વારીને, આપો સુગુણ વિશાલ ॥ ૧ ॥**

એકવીસમા જિનેશ્વર શ્રી નમિનાથ ભગવાનને નમસ્કાર કરૂં છું, હે દયાળુ ભગવાન! એકવીસ સબલ એટલે દોષ નિવારીને જ્ઞાનાદિ સદ્‌ગુણો આપો. ૨૧ સબલનું સ્વરૂપ આ પ્રમાણેઃ—

૧ **હસ્તકર્મ**—હસ્તમૈથુન કરવું તે ચારિત્રને અતિ દૂષણરૂપ છે,

૨ **મૈથુન**—અતિક્રમ, વ્યતિક્રમ અને અતિચાર એ ત્રણ પ્રકારવડે મૈથુન સેવવું (અનાચાર પ્રકારે સેવેલું મૈથુન ચારિત્રનો સર્વથા ભંગ કરે છે માટે એ ત્રણ પ્રકાર કહ્યા.) અતિક્રમ મૈથુન એટલે વિષય સેવનનો વિચાર કરવો, વ્યતિક્રમ મૈથુન તે વિષય સેવનનો વિચાર કરી પગલું ભરવું, અને અતિચાર મૈથુન તે મૈથુનની સામગ્રીઓ મેળવવી, કેવળ કાયિક વિષયક્રીડા નથી ત્યાં સુધી અતિચાર, અને કાયિક વિષયક્રીડા કરનારને તો અનાચાર મૈથુન કહેવાય જેથી એ અનાચાર મૈથુનવડે સાધુના મૂળ મહાવ્રતનોજ ભંગ થાય તે અહિં સબલ તરીકે ગણવાનું નથી અહિંતો ચારિત્રનો ભંગ નહિ પણ ચારિત્રની મલિનતા કરનાર કાર્યને સબલ કહેવામાં આવે છે.

૩ **રાત્રિભોજન**—રાત્રિભોજનને માટે મુનિ આશ્રયિ ચતુર્ભંગી આ પ્રમાણે છે—૧ દિવસે ગ્રહણ કરેલું દિવસે ખાવું, ૨ દિવસે ગ્રહણ કરેલું રાત્રે ખાવું, ૩ રાત્રે ગ્રહણ કરેલું દિવસે ખાવું, ૪ રાત્રે ગ્રહણ કરેલું રાત્રે ખાવું. એ ચાર ભાંગામાંથી પહેલો ભાંગો શુદ્ધ છે; બાકીના ૩ ભાંગામાં તેમજ અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર એ ત્રણ ભેદથી વર્તે તો ચારિત્રમલિન થાય છે. (અને અનાચાર ભેદે સેવેલો ચોથો ભાંગો ચારિત્રનો ભંગ કરે.)

૪ **આધાકર્મ**—મુનિને માટે તૈયાર કરેલું ભોજન મુનિ ગ્રહણ કરે.

૫ **સાગારિક**—જેના સ્થાનમાં રહ્યા છે તેનો આહારાદિપિંડ ગ્રહણ કરે

૬ **ઔદ્દેશિક**—મુનિ સમુદાય માટે કરેલું, ખરીદ કરેલું, સામે લાવેલું અથવા ચોરી લીધેલું, લુંટેલું કે ઉધારે લાવેલું ભોજન મુનિ ગ્રહણ કરે તે. અહિં

શંકા થાય કે આધાકર્મ અને ઉદ્દેશિક એ બન્ને તુલ્ય અર્થવાળા દેખાય છે તે સંબંધમાં જાણવું કે આધાકર્મ તે અમુક સાધુ માટે, અને ઔદ્દેશિક તે સામાન્યપણે સાધુ વિગેરે સર્વ ભિક્ષુકવર્ગ માટે અથવા અમુક ભિક્ષુકવર્ગ માટે તૈયાર કરેલું, અથવા વિભાગવાળું કરેલું, અથવા પોતાની રસોઇ ભેગું સાથે નાખેલું ઇત્યાદિ ભેદથી ઔદ્દેશિક અનેક પ્રકારનું છે. એ ઉદ્દેશિકમાં ઓઘકૃત, વિભાગકૃત, ઉદ્દેશ, સમુદ્દેશ, દેશ, સમાદેશ વિગેરે ભેદો સિદ્ધાન્તથી જાણવાયોગ્ય છે. એ પ્રમાણે આધાકર્મ અને ઉદ્દેશકર્મમાં તફાવત છે.

૭ **અસકૃત્ પ્રત્યાખ્યાતાશનભૂક્**—જે પિંડનો ત્યાગ કર્યો હોય તે પિંડ વારંવાર વાપરવો.

૮ **અંતઃગણસંક્રાન્તિ**—૬ માસની અંદર એક ગણથી બીજા ગણમાં પ્રવેશ કરે.

૯ **ત્રીનુદકલેપ**—એક માસમાં ૩ વખત નદી વિગેરે ઉતરવાથી ત્રીનુદકલેપ કહેવાય તે દૂષણ છે, અહીં ઉદકલેપ એટલે નદી વિગેરેમાં નાભિ સુધી ઉંડા જળમાં ઉતરવું, તે મુનિમાટે એક માસમાં ત્રણવાર ઉદકલેપ કરવાનો નિષેધ કરેલો છે.

૧૦ **ત્રિમાયાસ્થાની**—એક માસમાં ત્રણવાર માયાસ્થાન સેવવાં.

૧૧ **રાજપિંડ ભોજી**—રાજ્યપિંડ એટલે રાજા, અમાત્ય આદિ રાજ્યના સઘળા અંગ હોય તે રાજાને ત્યાંથી આહાર લેવો.

૧૨ **પ્રાણાતિપાત**—આકુટ્ટીએ જીવહિંસા કરવી.

૧૩ **મૃષાવાદ**—આકુટ્ટીએ ( જાણીજોઈને ઉત્સાહથી ) જૂઠું બોલે.

૧૪ **અદત્તાદાન**—આકુટ્ટીએ (જાણી જોઇને ઉત્સાહથી) ચોરી કરે,

૧૫ **સ્થાનનૈષેધિક**—અનન્તર્હિત પૃથ્વીને વિષે ( પૃથ્વી ઉપર કંઇપણ પાથર્યા વિના ) શય્યા, આસન, કાર્યોત્સર્ગ અથવા સ્વાધ્યાય કરે (આકુટ્ટીવડેજ.)

૧૬ **સચિત્તસ્થાનનૈષેધિક**—સચિત્ત પૃથ્વી ઉપર, શિલા ઉપર, અથવા કાષ્ટ ઉપર એ સર્વ સચિત્ત હોય તોપણ તે ઉપર શય્યા, આસન કાયોત્સર્ગ અથવા સ્વાધ્યાયાદિ આકુટ્ટીવડે ( જાણી જોઇને ઉત્સાહથી ) કરે. અહિં સચિત્ત કાષ્ટ એટલે જેમાં ઘુણ જીવો ઉપજ્યા હોય એવું સૂકું કાષ્ટ પણ જાણવું.

૧૭ **સબીજાદિ સ્થાન નૈષેધિક**—જીવપ્રતિષ્ઠિત સબીજવાળા, લીલોતરીવાળા, કીડીઆરીવાળા, સેવાલવાળા, કરોળીઆવાળા, જાળવાળા, અને બીજા પણ એવા પ્રકારના સ્થાને શય્યા અથવા નૈષેધિકી એટલે આસન, તથા કાયોત્સર્ગ અને સ્વાધ્યાય કરે (આકુટ્ટીવડે).

૧૮ **કંદાદિભોજન**—આકુટ્ટીવડે મૂળ, કંદ, ત્વચા, પ્રવાલ, પુષ્પ, ફળ અને લીલોતરી કે જે અભક્ષ્ય છે અથવા જે રીતે નિષેધ કરેલાં છે તે રીતે નિષેધની ઉપેક્ષા કરતો છતો ભોજન કરે.

૧૯ **દસદગલેપી**—એક વર્ષમાં દશવાર નાભિ પ્રમાણુ ઉંડા જળવાળી નદીઓ ઉતરે.

૨૦ **દશમાયાસ્થાની**—એક વર્ષમાં ૧૦ વાર માયા સ્થાનો સેવે.

૨૧ **રસવિકટાશનાદિ**—વિકટ એટલે વારંવાર શીત (સચિત્ત) જળ તે વડે વ્યાપ્ત થયેલા ગૃહસ્થના હાથથી અશન, પાન આદિ ગ્રહણુ કરીને ભોજન કરે.

એ ૨૧ સબલ એટલે કર્બૂર અર્થાત્ ચારિત્રરૂપી શ્વેતવસ્ત્રને કાબરા વર્ણવાળું કરે તે સબલ કહેવાય. હે શ્રી નમિનાથ ભગવાન! તમોએ શ્રમણુપણામાં એ ૨૧ સબલ દૂર કર્યા છે. ॥ ૧ ॥

**મોહ સપ્ત દૂરે થતાં, સત્તાએ એકવીસ;**
**ક્ષાયિક ભાવના પામતાં, ઉદય છેદ એકવીસ, ॥ ૨ ॥**

મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિઓ છે, તેમાંથી ચાર અનંતાનુબંધિ તથા ૩ દર્શન મોહનીય એ ૭ પ્રકૃતિ દૂર થતાં એટલે વિનાશ પામતાં કેવળ ૨૧ પ્રકૃતિઓની સત્તા બાકી રહે છે. એ સાત પ્રકૃતિઓ ચોથે, પાંચમે, છઠે અને સાતમે ગુણુસ્થાને ક્ષય કરી ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે, એ રીતે સાતના ક્ષયે ક્ષાયિક સમ્યક્ત્વ પામી જો પરભવનું આયુષ્ય ન બાંધ્યું હોય તો અવશ્ય તેજ ભવમાં ક્ષાયિક ભાવના એટલે ક્ષાયિક પરિણામ અર્થાત્ ક્ષયપશ્રેણિના અધ્યવસાય પામવાથી સત્તાગત ૨૧ પ્રકૃતિઓનો પણુ છેદ એટલે વિનાશ કરે છે, જેથી જીવ સર્વ મોહનીયનો ક્ષય થવાથી વીતરાગપણું પ્રાપ્ત કરે છે, મોહનીયની સત્તામાં રહેતી ૨૧ પ્રકૃતિઓનાં નામ:—

| | | |
|---|---|---|
| ૧ અપ્રત્યાખ્યાની ક્રોધ. | ૮ પ્રત્યાખ્યાની માયા. | ૧૫ અરતિ. |
| ૨ પ્રત્યાખ્યાની ક્રોધ. | ૯ સંજ્વલન માયા. | ૧૬ શોક. |
| ૩ સંજ્વલન ક્રોધ. | ૧૦ અપ્રત્યા૦ લોભ. | ૧૭ ભય. |
| ૪ અપ્રત્યાખ્યાની માન. | ૧૧ પ્રત્યાખ્યા૦ લોભ. | ૧૮ કુત્સા. |
| ૫ પ્રત્યાખ્યાની માન. | ૧૨ સંજ્વલન લોભ. | ૧૯ સ્ત્રી વેદ. |
| ૬ સંજ્વલન માન. | ૧૩ હાસ્ય. | ૨૦ પુરૂષ વેદ. |
| ૭ અપ્રત્યાખ્યાની માયા. | ૧૪ રતિ. | ૨૧ નપુંસક વેદ. |

એ ૨૧ પ્રકૃતિઓનો સત્તાવિચ્છેદ ક્ષપકશ્રેણિમાં ૧૦ મે ગુણુ સ્થાને સમાપ્ત થાય છે, જેથી જીવ ૧૨ મે ગુણુસ્થાને ક્ષીણુમોહી કહેવાય છે, ત્યારબાદ ક્ષીણુ-

મોહને અન્તે જ્ઞાનાવરણીયાદિ ૩ ઘાતિકર્મનો નાશ થવાથી આત્મા કેવળજ્ઞાન પામી સયોગિ કેવલિ નામનું ૧૩ મું ગુણસ્થાન પામે છે તે વાત આગળની ગાથામાં કહેવાય છે. ॥ ૨ ॥

**તે કેવલ દર્શન દીયે, સરિખા કરે સુખવંત;**
**પ્રભુ ગુણ સમરણ જે દીયે, કહી ન શકે ગુણવંત. ॥ ૩ ॥**

તે ક્ષાયિક ભાવનાઓ (ક્ષપકશ્રેણિના અધ્યવસાયો) અથવા તે એટલે ૨૧ મોહનીયના ઉદયનો ક્ષય, કેવળજ્ઞાન અને કેવળદર્શન આપે છે. જ્યાંસુધી મોહનીયનો ક્ષય ન થાય ત્યાંસુધી આત્માનું સંપૂર્ણ જ્ઞાન પ્રગટ ન થાય એવો નિયમ છે, માટે ૨૧ ના ઉદય છેદથી અથવા ક્ષાયિક ભાવનાઓથી પ્રાપ્ત કરેલું કેવળજ્ઞાન અને કેવળદર્શન સર્વ જીવોને (સર્વ કેવલિ ભગવાનને) સરખા સુખવાળા કરે છે. એક કેવળી ભગવાનથી બીજા કેવળી ભગવાન ઓછા સુખી કે અધિક સુખી હોતા નથી.

શંકા—કેવળી ભગવાનમાં પણ એક સુખી અને એક દુ:ખી દેખાય છે તો સર્વને સરખા સુખવાળા કેમ કહેવાય?

ઉત્તર:—વેદનીય કર્મના હિનાધિક ઉદયથી ઓછું વત્તું સુખ દેખાય તે પૌદ્ગલિક સુખ છે, પરન્તુ આત્મિક સુખ પ્રાપ્ત થાય છે તે સર્વને સરખું કહેવાય.

અથવા બીજો અર્થ એમ પણ થાય કે એ કેવળજ્ઞાન અને દર્શન એ બે ગુણ જ્ઞાન અને દર્શન ગુણવડે સર્વ જીવો (સર્વ કેવલિ) સરખા હોય છે, અને સુખવાળા (આત્મિક સુખવાળા) હોય છે. એ પ્રમાણે ૨૧ ના ઉદય છેદથી કેવળજ્ઞાનદર્શનની પ્રાપ્તિ થવી, અને તેથી સુખવાળા થવું તે પ્રભુના ગુણ સ્મરણથીજ થાય છે માટે કહે છે કે પ્રભુના ગુણનું સ્મરણ જે લાભ આપે છે, તે લાભનું વર્ણન કોઈ ગુણવંત એટલે અનંતજ્ઞાનાદિ ગુણવાળા સર્વજ્ઞ પણ પોતાના જ્ઞાનમાં જાણી શકે પરન્તુ મુખદ્વારા કહી શકે નહિ, એટલો અનંતલાભ શ્રી પ્રભુના ગુણસ્મરણથી થાય છે. ॥ ૩ ॥

**અવ્રત દશા નિવારીને, દીયો વિરતિ વિસ્તાર;**
**પરની ઇચ્છા વારીને, દેજો તત્ત્વ વિચાર ॥ ૪ ॥**

હે પ્રભુ! અનાદિ કાળની મારી અવ્રત દશા છે, અનંતાનુબંધિ અને અપ્રત્યાખ્યાની કષાયોના ઉદયવડે મને કોઇ પણ વખતે સમ્યગ્ વિરતિ એટલે વ્રત નિયમના પરિણામ પ્રાપ્ત થયા નથી, જો સમ્યગ્ વ્રત પરિણામ થયા હોય તો મારે અનાદિ કાળથી સંસારમાં પરિભ્રમણ કરવાનું હોય જ નહિ, વ્રત પરિણામ થયા વિના આ જીવનો કોઇ પણ દિવસે તરવાનો વખત નથી. અનેક પૂર્વનું

જ્ઞાન ભણ્યા છતાં પણ વ્રત નિયમ ઉપર રૂચિ ન હોય તો મોક્ષ માર્ગ હજી ઘણો દૂર છે એમ જાણું છું. માટે હે પ્રભુ ! મારી અવતદશા દૂર કરીને વિવિધ પ્રકારના વ્રત નિગમનો વિસ્તાર મને આપો કે જેથી મારો મોક્ષમાર્ગ નિકટ થાય. તથા જે પૌદ્ગલિક પદાર્થો તે બધા મારા આત્માથી ભિન્ન છે તેના પર જે મારી રાત દિવસ ઇચ્છા પ્રવર્તિ રહી છે તે દૂર કરીને તત્ત્વનો વિચાર એટલે આ સત્ છે આ અસત્ છે, આ હિતકારી છે આ અહિતકારી છે, આ ત્યાજ્ય છે, આ આદરવા યોગ્ય છે, આ જાણવા યોગ્ય છે ઇત્યાદિ વિવેક મને આપો ॥ ૪ ॥

**આત્મદશા અનુપમ કહી, તેમાં રમવા ભાવ;**
**આશા વારો જડ તણી, આપો વંછિત ભાવ ॥ ૫ ॥**

આત્માની દશા એટલે અવસ્થા અનુપમ એટલે ઉપમા ન આપી શકાય એવી અપૂર્વ કહી છે. અનંત જ્ઞાન રમણુતા, અનંત આનંદ, અનંત સુખ ઇત્યાદિ આત્માની અપૂર્વ અલૌકિક દશાઓ છે તેમાં રમવાનો એટલે એ દશાઓ પ્રાપ્ત કરવાનો હે પ્રભુ ! મારો ભાવ થયો છે, તો મારી જડ ઉપરની આશા તૃષ્ણાઓ દૂર કરી મને મારા વાંછિત ભાવ જે આત્માની દશામાં રમવા રૂપ છે તે આપો.૫



## ૨૨ શ્રી નેમનાથ ભગવાનનું ચૈત્યવંદન.

બાવીસમા પ્રભુ નેમને, વિધિએ વંદુ નિત્ય;
વિધ ચઉ નિક્ષેપે કહી, નામાદિકથી પવિત્ત ॥ ૧ ॥
ભાવ નિક્ષેપે સેવતાં, પરિષહ જય બાવીશ,
રાજિમતી એ સેવતાં, થઇ શિવપુરની ઇશ ॥ ૨ ॥
સત્તા હણી બાવીસની, કર્યા અર્થ સહુ જ્ઞેય;
લોકાગ્રે જઇને વસ્યા, હુઆ ત્રિભુવનધ્યેય ॥ ૩ ॥
સહજ સ્વભાવે જિન રમે, પુનર્જન્મ ક્ષય કીધ;
શિવ સુખ કારણ પૂજીયે, લહિયે આતમરિદ્ધ ॥ ૪ ॥
અંતર આતમ દેખીયે, બહિરાતમતા જાય;
અનુપમ પૂજા પ્રભુ તણી, કરતાં પૂજનિક થાય ॥ ૫ ॥



સંક્ષિપ્તાર્થઃ—

બાવીસમા શ્રી નેમનાથ પ્રભુને વિધિ પૂર્વક હંમેશાં વંદના કરૂં છું. વિધિ નામાદિકથી પવિત્ર એવા ચાર નિક્ષેપાવાળી કહી છે ॥ ૧ ॥

ભાવનિક્ષેપા વાળી વિધિવડે પ્રભુની સેવા કરતાં બાવીસ પરિષહનો જય થાય છે, રાજીમતિ નારી એ વિધિ ભાવનિક્ષેપાથી સેવીને શીવપુરની માલિક થઇ ॥ ૨ ॥

પ્રભુએ બાવીશ મોહનીયની સત્તાનો વિનાશ કરીને સર્વ અર્થને જ્ઞેયપણે કર્યા ( સર્વજ્ઞ થયા ) અને લોકના અગ્રભાગે ( સિદ્ધશિલામાં ) જઇને રહ્યા જેથી ત્રણે ભુવનના જીવોને ધ્યાન કરવા યોગ્ય થયા.

ત્યાં સિદ્ધપણામાં પ્રભુ સહજ સ્વભાવમાં રમણ કરે છે, ફરીથી જન્મ ધારણ કરવાનો ક્ષય કીધો છે, એવા પ્રભુને જો મોક્ષને અર્થે પૂજીયે તો આત્માની સર્વ ઋદ્ધિ પામીયે ॥ ૪ ॥

જો અંતરાત્મા દેખીએ તો બહિરાત્મભાવ ટળી જાય, પ્રભુની અપૂર્વ પૂજા ભક્તિ કરતાં પૂજા કરનાર પણ પોતે પૂજનીક થાય છે. ॥ ૫ ॥

---

વિસ્તારાર્થઃ—

બાવીસમા પ્રભુ નેમને, વિધિએ વંદુ નિત્ય;
વિધ ચઉ નિક્ષેપે કહી, નામાદિકથી પવિત્ત ॥ ૧ ॥

બાવીસમા શ્રી નેમિનાથ પ્રભુને વિધિપૂર્વક હંમેશાં વંદના કરૂં છું. નામ વિધિ, સ્થાપના વિધિ, દ્રવ્યવિધિ, અને ભાવવિધિ એ ચાર નિક્ષેપા વિધિના છે, તેનું સ્વરૂપ આ પ્રમાણેઃ—

**૧ નામવિધિઃ**—“ વિધિ ” એવા બે અક્ષરવાળું નામ, તે કોઇ જીવનું અથવા અજીવનું વિધિ એવું નામ હોય. જેમ કે દેવ એ અજીવ છે તેનું પણ વિધિ નામ છે, અને અન્યદર્શનમાં બ્રહ્માનું નામ પણ વિધિ છે તે જીવનામ કહેવાય.

**૨. સ્થાપના વિધિઃ**—“ વિધિ ” એવા બે અક્ષરોની લીપી તે સ્થાપના વિધિ છે. અથવા કોઇ કાષ્ઠ, પાષાણ કે પ્રતિમાને વિષે “ આ વિધિ છે ” એવું આરોપણ માન્યું હોય તો તે સ્થાપના વિધિ કહેવાય.

**૩ દ્રવ્યવિધિઃ**—દ્રવ્યવિધિ, આગમ દ્રવ્યવિધિ અને નોઆગમ દ્રવ્યવિધિ એમ બે પ્રકારની છે, શ્રુતજ્ઞાનની અપેક્ષાવાળો (વિધિ) તે આગમ અને શ્રુતજ્ઞાનના અવિદ્યમાનપણાવાળી (વિધિ) તે નોઆગમ કહેવાય. ત્યાં વિધિ શબ્દનો જ્ઞાતા

છે, પરન્તુ વિધિમાં ઉપયોગવાળો નથી એવો આત્મા તે આગમ દ્રવ્યવિધિ (અહિં દ્રવ્ય એટલે અનુપયોગીપણું જાણવું ) છે. અને નોઆગમદ્રવ્યવિધિ ત્રણ પ્રકારે છે. ૧ જ્ઞશરીર દ્રવ્યવિધિ, ૨ ભવ્યશરીર દ્રવ્યવિધિ, ૩ તદ્વ્યતિરિક્ત દ્રવ્યવિધિ. વિધિશબ્દનો જ્ઞાતા મરણ પામ્યો હોય તેનું શરીર તે જ્ઞશરીર દ્રવ્યવિધિ, વિધિ શબ્દનો જ્ઞાતા હજી થયો નથી પણ થશે તે જન્મથી પ્રારંભીને જ્યાં સુધી વિધિ શબ્દનો જ્ઞાતા ન થાય ત્યાં સુધી તે ભવ્યવિધિ અને ઉપયોગ રહિતપણે થતાં પ્રતિક્રમણ પોસહાદિ અનુષ્ઠાનો તે વ્યતિરિક્ત ( જ્ઞશરીર અને ભવ્ય શરીરથી ભિન્ન ) દ્રવ્યવિધિ કહેવાય. અથવા દંતધાવન, સ્નાન, વિલેપન, ભોજન, વ્યાપાર આદિની વિધિઓ તદ્ વ્યતિરિક્ત દ્રવ્યવિધિ કહેવાય, અહિં પહેલા ભેદમાં (જ્ઞશરીરમાં ) કેવળ અચેતન શરીર, બીજા ભેદમાં સચેતન શરીર, અને ત્રીજા ભેદમાં લૌકિક વ્યવહાર તે દ્રવ્યવિધિ જાણવી.

૪ **ભાવવિધિ**—ભાવવિધિ આગમથી અને નોઆગમથી એમ બે પ્રકારની છે. વિધિ શબ્દના જ્ઞાનના ક્ષયોપશમવાળો આત્મા જ્યારે વિધિના અર્થમાં ઉપયોગવાળો હોય ત્યારે તે આત્મા આગમથી ભાવવિધિ કહેવાય, અને પૌષધ, પ્રતિક્રમણ, દેવપૂજા આદિ લોકોત્તર વ્યવહાર તે નોઆગમ ભાવવિધિ કહેવાય, અથવા ઉપયોગયુક્ત પૌષધ પ્રતિક્રમણાદિ ક્રિયાઓ તે પણ નોઆગમથી ભાવવિધિ કહેવાય. અહિં આગમ એટલે કેવળ ઉપયોગજ છે એમ નથી પરન્તુ ચારિત્રક્રિયા પણ મિશ્ર છે તેથી અહિં નોઆગમ શબ્દમાં નોશબ્દનો મિશ્રભાવી અર્થ છે. એટલે આગમમિશ્ર લોકોત્તર ક્રિયાઓ તે નોઆગમભાવ વિધિ કહેવાય. ભાવથી એટલે પરમાર્થથી (મોક્ષ માર્ગને અનુકૂળ) જે વિધિ તે ભાવવિધિ કહેવાય.

એ પ્રમાણે ચાર નિક્ષેપા વિધિના કહ્યા તેમાંથી ભાવનિક્ષેપાવાળી જે વિધિ તે વિધિસહિત વંદના શ્રીનેમીનાથ ભગવંતને કરૂં છું. મુખ્યત્વે નોઆગમ ભાવવિધિયુક્ત વંદના કરૂં છું. એ વંદનામાં મારો આત્મા વંદનાની વિધિનો જ્ઞાતા હોય અને ઉપયોગસહિત વંદનક્રિયા કરતો હોય તો નોઆગમથી ભાવ વિધિવાળી વંદના થઇ શકે, તે સંબંધમાં હું પ્રાર્થના કરૂં છું કે હે ભગવાન! મારો આત્મા વિધિજ્ઞાનના અલ્પ ક્ષયોપશમવાળો છે, તો તેવા અલ્પ ક્ષયોપશમ જ્ઞાનવાળી નોઆગમ વિધિવંદના પણ મારી સ્વીકારો, અને મારા આત્માને આ સંસારસમુદ્રથી તારો. હવે એ ભાવનિક્ષેપવાળી વિધિપૂર્વક શ્રી નેમિનાથ ભગવાનની સેવા કરતાં શું ફળ થાય તે કહેવાય છે. ॥ ૧ ॥

**ભાવ નિક્ષેપે સેવતાં, પરિષહ જય બાવીસ;**
**રાજીમતિએ સેવતાં, થઇ શિવપુરની ઇશ. ॥ ૨ ॥**

શ્રી નેમિનાથ ભગવાનની પૂર્વોક્ત પ્રકારે ભાવનિક્ષેપે સેવા કરતાં બાવીસ

પરિષહનો જય થાય. પરિષહ એટલે સંયમ માર્ગમાં ચાલતાં જે જે વિપત્તિઓને સમ્યક્ પ્રકારે સહન કરવી. તેવા ૨૨ પરિષહ છે તેનું સ્વરૂપ આ પ્રમાણે:—

**૧ ક્ષુધા પરિષહ**—ક્ષુધા લાગે તો પણ સદોષ આહાર ન કરે અને તપની વૃદ્ધિ થતી માને તે ક્ષુધા પરિષહ જીત્યો કહેવાય.

**૨ પિપાસા પરિષહ**—તૃષા લાગે તો પણ સદોષ જળ ગ્રહણ ન કરે

**૩ શીત પરિષહ**—અત્યંત શીયાળાની ટાઢ લાગે તો પણ સદોષ વસ્ત્રની ઇચ્છા ન કરે, તેમજ અગ્નિ સેવવાની ઇચ્છા ન કરે.

**૪ ઉષ્ણ પરિષહ**—ઉનાળાની અત્યંત ગરમી લાગે તોપણ વાયુ ન ઇચ્છે પંખો ન કરે, કે બીજા પણ સદોષ પ્રતિકાર ન કરે.

**૫ દંશ પરિષહ**—ઉપાશ્રય વિગેરેમાં રહેતા મુનિને ડાંસ, મચ્છર આદિ દેહોપદ્રવી જંતુઓ ડંખ કરે તોપણ તેનું અશુભ ન ચિંતવે, હાથ ન મારે, પરન્તુ જયણાપૂર્વક દૂર કરે, અને ધ્યાનાવસ્થામાં હોય તો દૂર પણ ન કરે.

**૬ અચેલ પરિષહ**—વસ્ત્ર ન હોય અથવા અતિ જીર્ણ હોય તોપણ મને કોઇ વસ્ત્ર આપતું નથી એવી દીનતા ન કરે તેમજ સદોષ વસ્ત્ર ગ્રહણ ન કરે. તથા અતિ ભભકદાર અને બહુ મૂલ્યવાળું વસ્ત્ર ન સેવે.

**૭ અરતિ પરિષહ**--કષ્ટ આવ્યા છતાં દીલગીર કે દીન ન થાય.

**૮ સ્ત્રી પરિષહ**--સ્ત્રીઓ અનુકૂળ ઉપસર્ગ કરે એટલે વિષયની લાલચ બતાવે તોપણ સ્ત્રીને આધીન ન થાય.

**૯ ચર્યા પરિષહ**--મુનિને એક ગામથી બીજે ગામ વિહાર કરવો પડે તે વિહાર કરવામાં ખેદ ન કરે.

**૧૦ નૈષેધિકી પરિષહ**--કાયોત્સર્ગ કે સ્વાધ્યાય સ્મશાનાદિ જેવા ભયંકર સ્થાનમાં કરતાં જો ભૂતાદિકના ઉપસર્ગ થાય તો સમ્યક્ રીતે સહન કરે.

**૧૧ શય્યા પરિષહ**--શય્યા અથવા સંથારાનું સ્થાન, અથવા શય્યા સંથારાનાં સાધન પ્રતિકૂળ હોય તોપણ સહન કરે.

**૧૨ આક્રોશ પરિષહ**—કોઈ દુર્વચન કહે તોપણ ક્ષમા ધારણ કરે.

**૧૩ વધ પરિષહ**—કોઇ પોતાનો ઘાત કરે તોપણ તેનું અશુભ ન ચિંતવતાં એ મારો હિતકારી છે, મોક્ષમાર્ગમાં અધ્યવસાયની કસોટી કરવામાં નિમિત્તભૂત છે, ઇત્યાદિ આનંદવૃત્તિ ધારણ કરે.

**૧૪ યાચના** પરિષહ—હું બીજાની આગળ હાથ કેમ ધરૂં? હું ખાનદાન કુટુંબનો છું. હું રાજનો કર્તાહર્તા હતો અને હવે બીજાની પાસે કેમ મગાય?

કદાચ માગ્યા છતાં અપમાન આદિ તુચ્છકાર કરશે ઇત્યાદિ દીનવૃત્ત અને અભિમાનવૃત્તિ ન રાખતાં મુનિનો ભિક્ષાધર્મ જાણી અદીનમનવડે યાચના કરે તે યાચના પરિષહ છે.

**૧૫ અલાભ પરિષહ**—યાચના કરવા છતાં લાભાન્તરાય કર્મના ઉદયે તે વસ્તુ પ્રાપ્ત ન થાય તો ખેદ ન કરે, પરન્તુ અન્તરાય કર્મના ઉદયથી વસ્તુ નથી મળતી એમ જાણી કર્મવિપાક ચિંતવે.

**૧૬ રોગપરિષહ**—શરીરે અનેક પકારના રોગ થાય, અને પોતે દવા વિગેરે જાણતા હોય તોપણ વ્યાધિ સમ્યક્ પ્રકારે સહન કરે. જિનકલ્પીને વ્યાધિ થાય તો પ્રતિકાર ન થઇ શકે, અને સ્થવિર કલ્પીને વ્યાધિ થાય, અને તે વ્યાધિ સંયમમાર્ગમાં વિઘાતક થતો હોય તો કેવળ સંયમ નિર્વાહ માટે યોગ્ય ઔષધ કરે.

**૧૭ તૃણસ્પર્શ પરિષહ**—ડાભ આદિ ઘાસના સંથારા પર શયન કરતાં ઘાસની અણીઓ વાગે તો સહન કરે.

**૧૮ મલપરિષહ**—મુનિને દ્રવ્યસ્નાનનો (જળથી ન્હાવાનો) નિષેધ હોવાથી શરીરે મેલ ચઢે, વસ્ત્રમાં મેલ ચઢે, જૂઓ થાય તોપણ આ મુનિધર્મમાં સર્વથા સ્નાનનો નિષેધ ઠીક નથી ઇત્યાદિ અશુભ ચિંતા ન કરે. સ્નાન એ શૃંગારનું અને ઇન્દ્રિયના વિકારોને વિકૃત કરનારૂં છે માટે મુનિને સ્નાન હોય નહિ.

**૧૯ સત્કાર પરિષહ**—પોતાનો આદર સત્કાર ઘણો થતો જોઇ મનમાં ગર્વ ન આણવો, પરન્તુ જ્ઞાન દર્શન અને ચારિત્રનું માહાત્મ્ય વિચારવું.

**૨૦ પ્રજ્ઞા પરિષહ**—પોતાને જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી બહુશ્રુતપણું પ્રાપ્ત થાય તોપણ ગર્વ ન કરવો.

**૨૧ અજ્ઞાન પરિષહ**—જ્ઞાનાવરણીય કર્મના ગાઢ ઉદયથી જ્ઞાન પ્રાપ્ત ન થાય તો જ્ઞાનાભ્યાસ પ્રત્યે ખેદ ન કરવો.

**૨૨ સમ્યક્ત્વ પરિષહ**—અનેક દર્શનોના વિચિત્ર મતમતાંતરો સાંભળી આ સત્ય હશે કે આ સત્ય ઇત્યાદિ વ્યામોહ ન પામવો, અથવા અનેક ઉપસર્ગ પ્રાપ્ત થતાં પણ સર્વજ્ઞોક્ત ધર્મની દ્રઢતાથી ચળાયમાન ન થવું.

એ ૨૨ પરિષહનો જય શ્રી નેમિનાથ ભગવાનની ભાવનિક્ષેપે પૂજા ભક્તિ કરવાથી થાય છે. ઉગ્રસેન રાજાની પુત્રી રાજીમતિ કે જેનો વિવાહ શ્રી નેમિનાથ સાથે થવાનો હતો તે રાજીમતિએ શ્રી નેમિનાથની વિધિ પૂર્વક પૂજા ભક્તિ મોક્ષને અર્થે કરી તો બાવીસ પરિષહ જય કરી, ઉત્તમ શ્રમણ પણું પાલન કરી પોતાના ઉપર મોહ પામેલા ( નેમિનાથના ભાઇ ) રથનેમિને પણ પ્રતિબોધ કરી શિવપુરની એટલે મોક્ષ સ્થાનની ઇશ એટલે માલિક થઇ અર્થાત્ મોક્ષ પદ પામી. ॥ ૨ ॥

સત્તા હણી બાવીસની, કર્યા અર્થ સહુ જ્ઞેય;
લોકાગ્રે જઇને વસ્યા, હુઆ ત્રિભુવન ધ્યેય ॥ ૩ ॥

શ્રી નેમિનાથ ભગવાન જ્યારે ક્ષાયિક સમ્યક્ત્વ સન્મુખ થયા તે વખતે ( પૂર્વ ભવમાં કે આ ભવમાં ) પ્રથમ ૨૮ મોહનીયની સત્તાવાળા હતા, જીવ ક્ષયોપશમ કે ઉપશમ સમ્યક્ત્વમાં ૨૮ ની સત્તાવાળોજ હોય, ત્યાર બાદ ક્ષયોપશમ સમ્યક્ત્વમાંથી ( ઉપશમથી ક્ષાયિક સમ્યક્ત્વમાં જાય નહિ માટે ) ક્ષાયિક સમ્યક્ત્વ સન્મુખ થાય ત્યારે પ્રથમ ચાર અનંતાનુબંધિ કષાયનો ક્ષય કરી ૨૪ ની સત્તાવાળો થઇ મિથ્યાત્વ મોહનીયનો ક્ષય કરે તે વખતે ૨૩ ની સત્તાવાળો થાય, અને મિશ્ર સમ્યક્ત્વનો ક્ષય કરે ત્યારે ૨૨ ની સત્તાવાળો થાય છે.

એ પ્રમાણે જીવને ૨૨ મોહનીયની સત્તા ક્ષયોપશમ સમ્યક્ત્વમાં મિશ્ર મોહનીયનો ક્ષય થયા બાદ હોય, એ ૨૨ ની સત્તા વખત જીવ ક્ષયોપશમ સમ્યક્ત્વવાળો હોય, ચોથે પાંચમે છઠે કે સાતમે ગુણસ્થાને હોય, શ્રી નેમિનાથ ભગવાન એ ૨૨ માંથી સમ્યક્ત્વ મોહનીયનો ક્ષય કરી ક્ષાયિક સમ્યક્ત્વ પામ્યા અને ત્યારબાદ ક્ષપકશ્રેણિ પર આરૂઢ થઇ આઠમે ગુણસ્થાને જઇ નવમા ગુણસ્થાનમાં ૨૦ ચારિત્ર મોહનીય ક્ષય પમાડી ૧૦ મે ગુણસ્થાને સુક્ષ્મ લોભ ખપાવતાં પૂર્વોક્ત ૨૨ પ્રકૃતિઓનો સંપૂર્ણ ક્ષય થયો જેથી બારમે ગુણસ્થાને ભગવાન ક્ષીણમોહી વીતરાગ થયા, કે તુર્ત અન્તર્મુહૂર્ત માત્રમાં ૩ ઘાતિ કર્મનો ( જ્ઞાનાવ૦ દર્શનાવ૦ અન્તરાયનો ) ક્ષય કરી કેવળજ્ઞાન પામી ૧૩ મે ગુણસ્થાને સયોગિકેવલી વીતરાગ થયા. જેથી સર્વ લોકાલોકના ચરાચર અર્થો એટલે ભાવોને જ્ઞેયરૂપ કર્યા અર્થાત્ સર્વ ભાવોને જાણનારા થયા, ત્યારબાદ કંઇક વર્ષ સુધી ( ૫૪ દિવસ ન્યૂન ૭૦૦ વર્ષ સુધી ) કેવલિપણે વિહાર કરી અનેક ભવ્યજીવોને ઉપકાર કરી આયુષ્યને અન્તર્મુહૂર્ત્ત બાકી રહેતાં પંચ લઘુસ્વર પ્રમાણ ચૌદમું અયોગિ કેવલિ ગુણસ્થાન પામી ૧૪ મા ગુણસ્થાનનો ( પંચ લઘુસ્વર પ્રમાણ ) કાળ પૂર્ણ થતાં તુર્તજ સમશ્રેણિએ લોકના અગ્રભાગે એટલે ચૌદ રજ્જુ શિખરે જઇ વસ્યા અર્થાત્ શ્રી સિદ્ધ પરમાત્મા થયા, જેથી શ્રી નેમિનાથ ભગવાન ત્રણે ભુવનના જનોને ( સ્વર્ગ મૃત્યુ પાતાળના જીવોને ) ધ્યાન કરવા યોગ્ય થયા ॥ ૩ ॥

સહજ સ્વભાવે જિન રમે, પુન જન્મ ક્ષય કીધ;
શિવ સુખ કારણ પૂજીયે, લહિયે આતમ રિદ્ધ ॥ ૪ ॥

શ્રી નેમિનાથ ભગવાન મોક્ષે ગયા ત્યાં સિદ્ધ પરમાત્મા થયા, અને પોતાનો સહજ સ્વભાવ જે અનંત જ્ઞાન દર્શનમાં રમણતા કરવી તે રમણતામાં રમી રહ્યા છે, તથા પુનર્જન્મનો એટલે સંસારમાં પુનઃ ફરીથી અવ-

તાર ધારણ કરવાનો ક્ષય કર્યો છે. અન્ય જનોએ માનેલા શ્રીકૃષ્ણાદિ ભગવાન જેમ વૈકુંઠમાં જાય પુનઃ મનુષ્ય લોકમાં અવતાર લે, એમ અનેકવાર કર્યા કરે છે, તેમ શ્રી નેમનાથ ભગવાનને હવે પુનઃ જન્મ મરણ પામવાનું રહ્યું નથી, એવા ભગવંતને મોક્ષ સુખને માટે પૂજીએ, પરન્તુ આ લોક પરલોકના પૌદ્ગલિક સુખને માટે ન પૂજીએ, જેઓ આ લોક પરલોકના પૌદ્ગાલક સુખ માટે ભગવાનની પૂજા ભક્તિ કરે છે તેઓ પોદ્ગલિક સુખ અવશ્ય પામે છે, પરન્તુ મોક્ષરૂપ મહાફળને પામતા નથી, મોક્ષને અર્થે કરેલી પૂજા ભક્તિથી આ લોક પરલોકનું સુખ તો ધાન્યના તૃણવત્ માગ્યા વિના સ્વાભાવિક રીતેજ પ્રાપ્ત થાય છે, માટે એવા પરમાત્માની પૂજા ભક્તિ જો મોક્ષને અર્થે કરીયે, બીજા સુખની આશા ન રાખીએ તો આત્માની અનંતજ્ઞાનદર્શનાદિ મહા ઋદ્ધિ પ્રાપ્ત કરીયે. ॥ ૪ ॥

**અંતર આતમ દેખીયે, બહિરાતમતા જાય;**
**અનુપમ પૂજા પ્રભુ તણી, કરતાં પૂજનિક થાય ॥ ૫ ॥**

અંતરાત્મપણું એટલે આત્માના ગુણ ઓળખી તે ગુણ મેળવવા માટે યમ, નિયમ આદિનું યથાર્થ પાલન જેને હોય તેને અંતરાત્મપણું કહેવાય, તે દેખવાથી એટલે અંતરાત્મપણું અંગીકાર કરવાથી બહિરાત્મપણું પુદ્ગલ ઉપર મોહ મમત્વ વાળો અને સંસારથી ઉદાસ નહિં થયેલો આત્માનો સ્વભાવ દૂર થાય, એ દૂર કરવામાં પણ પ્રભુની પૂજા ( ગુણ ગ્રહણ રૂપ પૂજા ) ભક્તિ કારણ રૂપ છે, તેવી પ્રભુની અંતરંગ પૂજા ભક્તિ કરતાં પૂજા કરનાર જીવ પોતે પણ શ્રી નેમિનાથ ભગવાની માફક ત્રણ લોકને પૂજનીક થાય, અર્થાત્ આત્મ ગુણો પ્રગટ કરી, પોતે પણ સિદ્ધ પરમાત્મ પદ પામે ॥ ૫ ॥

## ૨૩ શ્રી પાર્શ્વનાથપ્રભુનું ચૈત્યવંદન.

ત્રેવીસમા પ્રભુ પાસજી, ત્રિભુવનમાં જસ નામ;
ત્રેવીસ વિષય નિવારીને, થયા નિર્વિષય ધામ ॥ ૧ ॥
ક્ષયોપશમ ભાવ કરી, સત્તા ત્રેવાસ ચૂર;
તેવીસ પયડિ ક્ષય કરી, પામ્યા સુખ ભરપૂર ॥ ૨ ॥
અંતરમાં પ્રભુ ઓળખી, માગું આતમ તત્ત્વ;
જો પ્રભુ પરમકૃપા કરે, આપે શ્રદ્ધા તત્ત્વ ॥ ૩ ॥
નિજ સુખનો રાગી કરે, કરે વિભાવ વિરામ;
અંતર નિર્મલતા કરે, થતું સ્વભાવનું ઠામ ॥ ૪ ॥
પુદ્ગલાનંદ નિવારજો, માગું અનુપમ એજ;
દાતારી ભગવાન છો, આપો આતમ તેજ ॥ ૫ ॥

સંક્ષિપ્તાર્થઃ—

શ્રી પાર્શ્વ પ્રભુ ત્રેવીસમા તીર્થંકર છે કે જેનું નામ ત્રણે ભુવનમાં પ્રખ્યાત છે, પ્રભુએ ૨૩ ઇન્દ્રિયના વિષયો દૂર કરીને પોતે નિર્વિષયપણાનું ( વિષય વિકાર રહિતપણાનું ) સ્થાન થયા છે. ॥ ૫ ॥

ક્ષયોપશમ સમ્યગ્દ્રષ્ટિ જીવ અનંતાનુબંધિની ઉદ્વલના કરે ત્યારે ચોવીસ મોહનીયની સત્તા દહે અને ત્યારબાદ ક્ષયોપશમ ભાવે ( દર્શન મોહનીય વર્તતાં એટલે ક્ષયોપશમ સમ્યક્ત્વમાં અને ક્ષયોપશમ ચારિત્રમાં ) મિથ્યાત્વનો ક્ષય કરવાથી દૂર એટલે પ્રથમ ૨૩ ની સત્તા રહે તે ૨૩ નો ક્ષય કરીને **શ્રી**પાર્શ્વનાથ ભગવાન સંપૂર્ણ સુખ ( નિર્મોહી થવાથી ) પામ્યા. ॥ ૨ ॥

હ્રદયમાં પ્રભુને ઓળખીને એટલે પ્રભુનું સ્વરૂપ વિચારીને પ્રભુ પાસે આત્મ તત્ત્વ માગું છું, પ્રભુ જો પરમકૃપા કરે તો પ્રથમ શ્રદ્ધાતત્ત્વ એટલે સમ્યગ્દર્શન આપે એવી પ્રાર્થના છે ॥ ૩ ॥

મને આત્મસુખ પ્રત્યે રાગવાળો કરે, વિભાવદશા દૂર કરે, અને મારા અંતરની નિર્મળતા કરે તો હું આત્મસ્વભાવનું સ્થાન એટલે આત્મિક ગુણોનું પાત્ર બનું ॥ ૪ ॥

મારી અનુપમ એટલે ( ઉપમા ન આપી શકાય એવી ) માગણી એજ છે કે મારૂં પુદ્ગલાનંદિપણું દૂર કરો, હે પાર્શ્વપ્રભુ ! આપ દાતાર છો, માટે મને મારા આત્માનું તેજ ( અનંતજ્ઞાનાદિ ગુણો ) આપો. ॥ ૫ ॥

---

વિસ્તારાર્થઃ—

**ત્રેવીસમા પ્રભુ પાસજી, ત્રિભુવનમાં જસ નામ;**
**ત્રેવીસ વિષય નિવારીને, થયા નિર્વિષય ધામ ॥ ૧ ॥**

ત્રેવીસમા જિનેશ્વર શ્રી પાર્શ્વનાથ ભગવાન કે જેમનું નામ ત્રણે ભુવનમાં પ્રસિદ્ધ છે, તે ભગવાન ઇન્દ્રિયોના ૨૩ વિષય દૂર કરીને નિર્વિષય એટલે વિષય વિકારના અભાવનું સ્થાન છે. શ્રી પાર્શ્વનાથ ભગવાનના અનેક શિષ્ય પ્રશિષ્ય પરિવાર ભુવનપતિ અને વૈમાનિકમાં ઉત્પન્ન થયા છે. નાગકુમાર નિકાયના ઇન્દ્ર ધરણેન્દ્ર એ શ્રી પાર્શ્વનાથનેજ પરમ ભક્ત છે, માટે અધોલોકમાં શ્રી પાર્શ્વનાથનું નામ પ્રસિદ્ધ છે, મનુષ્ય લોકમાં જૈનેતર સમુદાય પણ જૈનધર્મને પાર્શ્વનાથના ધર્મવાળા એ નામથી ઓળખે છે, જૈનેતર વર્ગમાં સૌથી પ્રથમ શ્રી પાર્શ્વનાથનું નામ, ત્યાર બાદ આદીશ્વરનું નામ, અને ત્યારબાદ શ્રી મહાવીર સ્વામીનું નામ અનુક્રમે અલ્પ પ્રસિદ્ધ છે, અને વૈમાનિક દેવોમાં તો બીજા સર્વ

તીર્થંકર ભગવાનની માફક પ્રસિદ્ધિ છેજ માટે શ્રી પાર્શ્વનાથ ભગવાનનું નામ ત્રણે ભુવનમાં પ્રસિદ્ધ છે. એ શ્રી પાર્શ્વનાથ ભગવંતે અનંત સંસારમાં પરિભ્રમણ કરાવનાર, સંસારની જડ રૂપ જે ૨૩ વિષયો દૂર કરીને ભગવંતપણું પામ્યા તે પાંચ ઈન્દ્રિયોના ૨૩ વિષયો આ પ્રમાણે છે—

## સ્પર્શેન્દ્રિયના ૮ વિષય.

૧ **શીત સ્પર્શ**—પદાર્થ શીતલ હોય તે ઉષ્ણકાળ વિગેરેમાં અનુકૂળ લાગે જેથી મનમાં સુખ માને અને શિયાળા વિગેરેમાં પ્રતિકૂળ લાગવાથી દુઃખ માને તો શીતસ્પર્શ વિષયિક કર્મબંધન થાય.

૨ **ઉષ્ણ સ્પર્શ**—શિયાળામાં ઉષ્ણ સ્પર્શ અગ્નિ વિગેરેનો અનુકૂળ લાગવાથી નારાજ થાય તો ઉષ્ણ સ્પર્શ વિષયિક કર્મબંધ કરે.

૩ **સ્નિગ્ધ સ્પર્શ**—સ્નિગ્ધ એટલે ચિક્કણ–ચિકાશવાળો સ્પર્શ તે ઘી વિગેરેનો હોય છે, તેની અનુકૂળતા અને પ્રતિકૂળતાથી રાગદ્વેષ કરવો તે સ્નિગ્ધ વિષયિક કર્મબંધ કરે.

૪ **રુક્ષ સ્પર્શ**—રાખ આદિ પદાર્થોના રૂક્ષ એટલે લૂખા–ચિકાશ વિનાના સ્પર્શની અનુકૂળતા પ્રતિકૂળતાએ રાગદ્વેષ કરવો નહિ.

૫ **ગુરુ સ્પર્શ**—પદાર્થ ભારે વજનદાર હોય તેનું વજન ગુરૂ સ્પર્શ છે, તેની અનુકૂળતા અને પ્રતિકૂળતાએ રાગદ્વેષ કરવો નહિ.

૬ **લઘુ સ્પર્શ**—પદાર્થ હલકો હોય તે હલકાપણું લઘુ સ્પર્શ છે, તેની અનુકૂળતા પ્રતિકૂળતાએ રાગદ્વેષ કરવો નહિ.

૭ **મૃદુ સ્પર્શ**—જે પદાર્થ અતિ સુંવાળો હોય, જેમ મખમલની રૂંવાટી, આકડાનું રૂ ઇત્યાદિ પદાર્થોનો સ્પર્શ મૃદુ–કોમળ છે. તેની અનુકૂળતા પ્રતિકૂળતાએ રાગદ્વેષ કરવો નહિ.

૮ **કર્કશ સ્પર્શ**—ગાયની જીભ સરખો ખરબચડો, કાકરીયાળો સ્પર્શ તેની અનુકુળતા પ્રતિકુળતાએ રાગદ્વેષ કરવો નહિ.

## રસનેન્દ્રિયના ૫ વિષય.

૯ **કટુ રસ**—લીંબડા સરખો કડવો રસ તેની અનુકૂળતા પ્રતિકૂળતાએ રાગદ્વેષ કરવો નહિ. ( દેશ ભાષાએ મરચા વિગેરેના તીખા રસને પણ કટુ કહે છે. )

૧૦ **તિક્ત રસ**—મરચા વિગેરેના તીખા રસની અનુકુળતા પ્રતિકુળતાએ રાગદ્વેષ કરવો નહિ ( દેશ ભાષાએ લીંબડા વિગેરેના કડવા રસને પણ તિક્ત કહે છે. )

**૧૧ આમ્લ રસ**—આંબલી, લીંબુ, કોકમ આદિ પદાર્થોનો રસ ખાટો છે તેની અનુકૂળતા પ્રતિકૂળતાએ રાગદ્વેષ કરવો નહિ.

**૧૨ કષાય રસ**—હરડે, નાની કેરી, વિગેરેનો રસ તૂરો હોય છે, તેની અનુકૂળતા પ્રતિકૂળતાએ રાગદ્વેષ કરવો નહિ.

**૧૩ મધુર રસ**—સાકર, ગોળ આદિ ગળ્યા અને મીઠા પદાર્થોનો રસ મધુર કહેવાય છે, તેની અનુકૂળતા પ્રતિકૂળતાએ રાગદ્વેષ કરવો નહિ મીઠું સિંધવ આદિ ખારા રસનો મધુર રસમાં અંતર્ગત ગણેલો છે, કારણકે મીઠું વિગેરે નાખવાથી સર્વ મોળા પદાર્થો પણ સ્વાદીષ્ટ બને છે.

**શંકા**—જેમ આ પદાર્થો કડવા તીખા લાગવાથી કડવો તીખો રસ કહેવાય છે તેમ સુકું લાકડું, પત્થર આદિમાં ઉપરમાંનો એક પણ રસ જણાતો નથી તો તે રસવાળા કે રસવિનાના? વળી એવા કેટલાક રસ વિનાના પદાર્થો મોળા લાગે છે, તો મોળો રસ પણ કેમ નહિં ?

**ઉત્તર**—દરેક બાદર પુદ્ગલ પદાર્થ એક રસવાળો નહિં પણ હીનાધિક પાંચ રસવાળો છે, તેમાં જે રસ અધિક પ્રમાણવાળો હોય તે રસવાળો તે પદાર્થ ગણાય છે, તેથી જે મોળા પદાર્થ છે તે પાંચે રસવાળા છે પરન્તુ પાંચે રસ જીભને અનુભવમાં આવે એટલા અધિક પ્રમાણવાળા નથી, અતિ અલ્પ પ્રમાણવાળા છે, જેથી મોળા અથવા નિરસ એવા વ્યવહારથી ઓળખાય છે. પરન્તુ રસ સર્વથા નથી એમ નહિં.

### ઘ્રાણેન્દ્રિયના ૨ વિષય.

**૧૪ સુગંધ**
**૧૫ દુર્ગંધ**

એ બન્ને ગંધ પ્રસિદ્ધ છે, તેની અનુકૂળતા પ્રતિકૂળતાએ રાગ દ્વેષ કરવો નહિં. તેમજ દરેક બાદર પુદ્ગલ સ્કંધ બન્ને ગંધમય છે, પરન્તુ કેટલાએક અલ્પ ગંધવાળા હોવાથી નાસિકાના અનુભવમાં આવી શકતા નથી, માટે તે પદાર્થો ગંધ રહિત છે એમ ન જાણવું. વળી નૈયાયિકો ગંધને પૃથ્વીનાજ ગુણ કહે છે, તે કેવળ કલ્પના છે કારણકે જલ વિગેરેમાં પણ ગંધ હોય છે.

### ચક્ષુ ઇન્દ્રિયના ૫ વિષય.

**૧૬ રક્ત (રાતો વર્ણ)**
**૧૭ પીત (પીળો વર્ણ)**
**૧૮ નીલ (લીલો વર્ણ)**
**૧૯ શ્વેત (સફેદ વર્ણ)**
**૨૦ શ્યામ (કાળો વર્ણ)**

એ પાંચે વર્ણ પ્રસિદ્ધ છે. દરેક બાદર પુદ્ગલોમાં પાંચે વર્ણ હોય છે, પરન્તુ જે વર્ણ અધિક પ્રગટ હોય તે વર્ણવાળો તે પદાર્થ કહેવાય. સારા નરસા વર્ણ ઉપર અનુકૂળતા પ્રતિકૂળતાએ રાગદ્વેષ ન રાખવો એ આત્માનો ધર્મ છે. આંખથી નહિ

દેખાતા પદાર્થોમાં પાંચે વર્ણ અતિ અલ્પ પ્રમાણનાજ હોય એવો નિયમ નથી, કારણકે અતિશય કાંતિવાળા પદાર્થો પણ અદૃશ્ય હોઇ શકે છે, ત્યાં દ્રશ્યત્વ એ એક જાતનો પુદ્દગલ પરિણામ છે, એમ જાણવું, વર્તમાન કાળના વિજ્ઞાનવેદીઓએ મૂળ રંગ ત્રણ (લાલ પીળો ને વાદળી) કહ્યા છે, તે તેમની કલ્પના છે, અન્યથા મૂળ રંગ પાંચજ છે પણ ઓછા વત્તા નથી. અનેક વર્ણો જૂદા જૂદી તરેહના દેખ્યામાં આવે છે તે એ પાંચ વર્ણમાં ન્યૂનાધિક વર્ણોના સંયોગને લઇને છે.

## શ્રોત્રેન્દ્રિયના ૩ વિષય.

૨૧ **સચિત્ત શબ્દ**—સચિત્ત પદાર્થોમાંથી ઉઠેલો ધ્વનિ તે સચિત્ત શબ્દ છે, પરન્તુ શબ્દ પોતે સચિત્ત છે એમ નહિં. મનુષ્ય, પશુ આદિ સજીવની ભાષાએ સચિત્ત શબ્દ છે.

૨૨ **અચિત્ત શબ્દ**—અચિત્ત પદાર્થ જે સૂકા કાષ્ટ ઇંટ વિગેરેમાંથી પરસ્પર અફળાવાથી થયેલો ધ્વનિ.

૨૩ **મિશ્ર શબ્દ**—સચિત્ત અને અચિત્તના સંયોગે થયેલ ભેરી આદિકના મૃદંગ આદિકના શબ્દો મિશ્ર કહેવાય. એ ત્રણે પ્રતિકારના શબ્દોની અનુકૂળતા પ્રતિકૂળ-તાએ રાગદ્વેષ કરવો નહિ. નૈયાયિકો શબ્દને આકાશનો ગુણ કહે છે, તે આકાશ તો અરૂપી છે, અરૂપી પદાર્થનો ગુણ રૂપી હોય એ અતિ વિરોધી તત્ત્વ છે, માટે જૈન સિદ્ધાંત પ્રમાણે શબ્દ એ પુદ્દગલ પદાર્થ છે, અથવા પુદ્દગલ પદાર્થનો ગુણ છે એમ કહેવું યુક્ત છે.

હે પ્રભુ! તમો એ ૨૩ વિષયો દૂર કરીનેજ પ્રભુપણું પામ્યા છો તો મારા પણ ૨૩ વિષયો દૂર થાય એવી પ્રાર્થના છે.

**ક્ષયોપશમ ભાવે કરી, સત્તા ત્રેવીસ ધૂર;**
**ત્રેવીસ પયડિ ક્ષય કરી, પામ્યા સુખ ભરપૂર ॥ ૩ ॥**

ક્ષયોપશમસમ્યક્ત્વ અને ઉપશમસમ્યક્ત્વરૂપક્ષયોપશમ અને ઉપશમભાવ પ્રાપ્ત થાય ત્યારે ૨૮ મોહનીયની સત્તા હોય તેમાંથી ચાર અનંતાનુ બંધિની ઉદ્વલના કરે ત્યારે ઉપશમિક ભાવમાં ( ઉપશમસમ્યક્ત્વ માં ) ૨૪ ની સત્તા અને ક્ષયોપશમભાવમાં પણ ( ક્ષયોપશમસમ્યગ્દૃષ્ટિ જીવ ઉપશમ શ્રેણિએ ચઢતાં ૪ અનંતાનુબંધિની ઉદ્વલના કરે તે વખતે ૨૪ ની સત્તા હોય એ પ્રમાણે ૨૪ ની સત્તા વખતે દર્શનમોહનીય સંબંધિ

કોઇને ઉપશમ ભાવ અને કોઇને ક્ષયોપશમ ભાવ એમ બન્ને ભાવ હોય, પરન્તુ ૨૪ થી ૨૩ ની સત્તાવાળો થાય તે તો દર્શન મોહનીયનો ક્ષયોપશમ ભાવ હોય તોજ થાય, કારણ કે ૨૩ ની સત્તા મિથ્યાત્વ મોહનીયનો ક્ષય થાય ત્યારે હોય, તે મિથ્યાત્વનો ક્ષય ક્ષાયિકસમ્યગદ્રષ્ટિ થતી વખતે હોય, અને ક્ષાયિક સમ્કૃત્વની પ્રાપ્તિ ક્ષયોપશમ સમ્યકૃત્વથીજ હોય પરન્તુ ઉપશમ સમ્યકત્વથી ન હોય, ઉપશમ સમ્યકૃત્વને ક્ષાયિક સમ્યકૃત્વ પામવું હોય તોપણ ઉપશમ સમ્યક્ત્વથી ક્ષયોપશમ સમ્યકૃત્વ પામે ત્યારપછીજ ક્ષાયિક સમ્યક્ત્વ પામી શકે એવો નિયમ હોવાથી ૨૪ થી ધુર એટલે પ્રથમ ૨૩ ની સત્તા થાય તે ક્ષયોપશમ સમ્યગ્દ્રષ્ટિનેજ થાય માટે " ક્ષયોપશમ ભાવે પ્રથમ ત્રેવીસની સત્તા કરી " એમ કહ્યું. ત્યાર બાદ એ ૨૩ ની સત્તાનો પયડી એટલે મોહનીયની પ્રકૃતિઓનો શ્રી પાર્શ્વ પ્રભુ મોહકર્મક્ષીણ થતાં કેવલિ થઇ નિર્વાણપદ પામી ભરપૂર એટલે સંપૂર્ણ સુખ પામ્યા છે. ॥ ૨ ॥

**અંતરમાં પ્રભુ ઓળખી, માગું આતમતત્ત્વ;**
**જો પ્રભુ પરમકૃપા કરે, આપે શ્રદ્ધા તત્ત્વ ॥ ૩ ॥**

શ્રી પાર્શ્વ પ્રભુને હૃદયમાં ઓળખીને એટલે હૃદયમાં પ્રભુનું સ્વરૂપ વિચારીને, અને પ્રભુનું ધ્યાન કરીને, હું પ્રભુ પાસે આ લોક પરલોકનું સુખ, ધન ધાન્ય પરિવારનું પૌદ્ગલિક માની લીધેલું સુખ માગતો નથી પરન્તુ મારા આત્માનું તત્ત્વ જે અનંતજ્ઞાનાદિ ગુણો તે માગું છું. શ્રી પાર્શ્વ પ્રભુ જો મારા ઉપર મોટી કૃપા કરે તો સર્વ આત્મગુણોને પ્રગટ કરવામાં મૂળ કારણરૂપ પ્રથમ શ્રદ્ધાતત્ત્વ એટલે સુદેવ, સુગુરૂ અને સુધર્મ ઉપર સમ્યક્ પ્રકારનો દ્રઢ રાગ મને આપે, અથવા તત્ત્વાર્થનું જાણપણું, તત્ત્વાર્થ ઉપર અંતરંગ પ્રેમ ઉપજાવે, તો પરંપરાએ આત્માના સર્વ ગુણો પ્રગટ થાય ॥ ૩ ॥

**નિજ સુખનો રાગી કરે, કરે વિભાવ વિરામ;**
**અંતર નિર્મલતા કરે, થાઉં સ્વભાવનું કામ ॥ ૪ ॥**

પુનઃ મારા આત્માના સર્વ ગુણ પ્રગટ કરવા માટે મને આત્મસુખના રાગી કરે, વળી આત્મસુખનો રાગ તે પૌદ્ગલિક સુખ ઉપરની સુખબુદ્ધિ ગયા વિના થાય નહિ માટે આત્માના સુખનો રાગી કરવાને વિભાવદશા એટલે પુદ્ગલાદિ પરભાવ ઉપર મોહ મમત્વનો વિરામ એટલે નાશ કરે તે સાથે મારા અંતરમાં અનાદિ કાળનો અશુદ્ધ અધ્યવસાય અને મોહ રૂપી મેલ ભરેલો છે તે દૂર કરી મારા હૃદયની નિર્મળતા કરે તો હું શ્રી પાર્શ્વપ્રભુનો સેવક સ્વભાવનું એટલે આત્મગુણોનું ઠામ એટલે પાત્ર બને. ॥ ૩ ॥

પુદ્‌ગલાનંદ નિવારજો, માગું અનુપમ એજ;
દાતારી ભગવાન છે, આપો આતમ તેજ ॥ ૫ ॥

જીવ જ્યાં સુધી સમ્યગ્‌દર્શન પામતો નથી ત્યાં સુધી સંસાર રૂચિવાળો હોવાથી ભવાભિનંદી કહેવાય છે, અને સમ્યગદર્શન પામ્યા છતાં ત્યાગ કરવા યોગ્ય પદાર્થોનો ત્યાગ અને આદરવા યોગ્ય પદાર્થોનો આદર કરતો નથી, અર્થાત્ આત્મગુણને પ્રગટ કરવા યોગ્ય વિરતિધર્મ અંગીકાર કરતો નથી, પુદ્‌ગલ સુખને કેવળ શ્રદ્ધાથી દુઃખરૂપ માને છે, પણ દુઃખ રૂપે માનવા છતાં પુદ્‌ગલમાં આનંદી બન્યો રહે છે એવો જીવ **પુદ્‌ગલાનંદી** કહેવાય. અને આત્માને કષ્ટ આપી મોક્ષમાર્ગે ગમન કરનારા મુનિ મહાત્માઓ **આત્માનંદી** કહેવાય. હે પ્રભુ! ઉપમા ન આપી શકાય એવી મારી અપૂર્વ માગણી એજ છે કે મારૂં પુદ્‌ગલાનંદીપણું દૂર કરો. પુદ્‌ગલાનંદીપણું દૂર થવાથી ભવાભિનંદીપણું તો દૂર થયેલું હોય છે, અને આત્માનંદીપણું સન્મુખ થાય છે માટે મારી અનુપમ એટલે અપૂર્વ (અથવા અનુપમ એટલે ગ્રંથકર્તા અનુપચંદ્રની) માગણી એજ છે કે મારૂં પુદ્‌ગલાનંદીપણું દૂર કરો. હે ભગવંત? આપ મહાદાતાર છો. મોટા દાનેશ્વરી છો. માટે મારા આત્માનું તેજ (અનંત જ્ઞાનાદિ રૂપ જ્યોત) આપો એટલે પ્રગટ કરો. ॥ ૫ ॥



## ૨૪ શ્રી મહાવીર ભગવાનનું ચૈત્યવંદન.

સમરૂં શ્રી મહાવીરને, થયા ચરમ ઉપગારી;
ચોવીસ અંગ ઉપાંગની, સમજાવી રીતિ સારી ॥ ૧ ॥
તે આગમ આધારથી, જાણું સર્વ ભાવ;
સ્વરૂપને પણ ઓળખું, કરૂં વિભાવ અભાવ. ॥ ૨ ॥
ભવભ્રમાદિક દૂર કરૂં, તુજ આગમથી નાથ;
ઇહ પરલોકનાં સુખ લહું, પામી આગમસાથ. ॥ ૩ ॥
ઉપકારી ઉપકારનો, બદલો નહિ કોઇ રીત;
ઠાણાંગે એમ ભાખીયું, ભક્તિ કરૂં બહુ પ્રીત. ॥ ૪ ॥
અનુપમ ભક્તિથી લહું, આત્મતત્ત્વનો પાર;
ભાગ્ય ઉદયથી પ્રભુ મળ્યા, સેવું એકતા સાર. ॥ ૫ ॥



**સંક્ષિપ્તાર્થઃ—**

શ્રી મહાવીર સ્વામીનું સ્મરણ કરૂં છું, કે જે પ્રભુ આ અવસર્પિણીમાં છેલ્લા તીર્થંકર પરમઉપકાર કરનારા થયા, કારણ કે અંગ ૧૨ અને ઉપાંગ ૧૨ મલી ૨૪ સિદ્ધાંતોની સર્વોત્કૃષ્ટ રીતે ભવ્ય જીવોને સમજાવી છે. ॥ ૧ ॥

હે પ્રભુ ! તે આગમના (સિદ્ધાંતના) આધારે હું સર્વ શ્રુતગોચર ભાવો જાણું, મારા આત્માનું અને પરનું એટલે પુદ્ગલાદિ પદાર્થોનું સ્વરૂપ ઓળખું, તો હે પ્રભુ ! મારી વિભાવદશાનો નાશ કરી શકું. ॥ ૨ ॥

હે ત્રણ જગતના નાથ ! તારા સિદ્ધાન્તના પ્રભાવે મારૂં ભવભવનું ભ્રમણ દૂર કરૂં, અને તારા સિદ્ધાંતના સાથ (સંગ) વડે આ લોક અને પરલોકનાં સુખ પામું.

હે પરમ ઉપકારી પ્રભુ ! તમારા ઉપકારનો બદલો કોઇ રીતે હોય નહિ. શ્રી ઠાણાંગ સૂત્રમાં માતા, પિતા, ધર્મગુરૂ વિગેરેનો બદલો તેઓને ધર્મ પમાડયા શિવાય કોઈ રીતે વળે નહિ. માટે હે ભગવંત ? હું આપની ભક્તિ બહુ પ્રીતિ પૂર્વક કરૂં છું. ॥ ૪ ॥

ઉપમા ન આપી શકાય એવી આપની અપૂર્વ ભક્તિ કરૂં તો મારા આત્માના તત્ત્વનો એટલે અનંતજ્ઞાનાદિ ગુણોનો પાર પામું, હે પ્રભુ ! મ્હારા મહાભાગ્યના ઉદયથીજ આપ સરખા તારણહાર મળ્યા છો. માટે હવે શ્રેષ્ઠ એવી ઐક્યતા સેવું. એટલે તમારા ધ્યાનમાં હું તલ્લીન—એકાગ્ર બનું. ॥ ૫ ॥

---

**વિસ્તારાર્થઃ—**

**સમરૂં શ્રી મહાવીરને, થયા ચરમ ઉપગારી,**
**ચોવીસ અંગ ઉપાંગની, સમજાવી રીતી સારી. ॥ ૧ ॥**

ક્ષત્રિયકુંડગ્રામ નગરના સિદ્ધાર્થ રાજા અને ત્રિશલાદેવીના નંદન શ્રી મહાવીરસ્વામી ભગવાનનું હું નિત્ય સ્મરણ કરૂં છું, એ શ્રી મહાવીર ભગવાન આ હુંડા અવસર્પિણી કાળમાં અનેક જીવોને સંસારના કષ્ટમાંથી ઉદ્ધાર કરવા રૂપ ઉપકાર કરનાર ચોવીસ તીર્થંકર ભગવાન થયા, તેમાં છેલ્લા ચોવીસમા તીર્થંકર ભગવાન છે, માટે ચરમ એટલે છેલ્લા (અન્ત્ય) ઉપકારી શ્રી મહાવીર ભગવાન છે પરન્તુ સર્વ તીર્થંકર ભગવાનની અપેક્ષાએ ચરમ ઉપકારી નથી, તેમ કોઈપણ તીર્થંકર ચરમ ઉપકારી થવાના પણ નથી, કારણ કે ભૂતકાળમાં અનંત ચોવીસીઓ વ્યતીત થઇ ગઇ અને ભવિષ્ય કાળમાં અનંત ચોવીસીઓ વ્યતીત થશે, ભવિષ્ય કાળનો અંત નથી, તેમ ચોવીસીનો પણ અંત નથી તો ચરમ ચોવીસી અથવા ચરમ ઉપકારી ભગવાન શી રીતે હોય ? માટે શ્રી મહાવીર ભગવાન ચાલુ ચોવીસીમાં ચરમ ઉપકારી છે.

શ્રી મહાવીર ભગવાને અંગ ૧૨ અને ઉપાંગ ૧૨ એમ બન્ને મલી ચોવીસ સિદ્ધાંતની સર્વોત્કૃષ્ટ રીતિ નીતિ સારી રીતે સમજાવી છે, જો કે ૧૨ અંગના પ્રણેતા શ્રી ગણધર ભગવાન અને ૧૨ ઉપાંગના પ્રણેતા મહાન આચાર્યો હોય છે, પરન્તુ ભગવાન સર્વ શ્રુતજ્ઞાનના બીજરૂપ ત્રિપદી ગણધર મહારાજને આપે ત્યારે બીજકોષ્ટબુદ્ધિ વડે અંતર્મુહૂર્ત માત્રમાં ૧૨ અંગનું શ્રુતજ્ઞાન ( શ્રુતજ્ઞાનાવરણીયના શીઘ્ર ક્ષયોપશમવડે ) પરિણમે, અને એ ૧૨ અંગના શ્રુતજ્ઞાન ઉપરથી ધુરંધર આચાર્ય મહારાજાઓ તે અંગના અર્થ વિસ્તાર રૂપ ઉપાંગની રચના કરે છે, માટે શ્રી મહાવીર ભગવાને અંગ ઉપાંગની રીતિ સમજાવી એમ અપેક્ષા પૂર્વક કહેવું તે સત્ય છે. એ ચોવીસ સિદ્ધાંતમાં ૧૨ અંગનું અને ૧૨ ઉપાંગનું સ્વરૂપ અગીઆરમા ભગવાનના ચૈત્યવંદનના અર્થમાં તથા બારમા ભગવાનના ચૈત્યવંદનના અર્થમાં સંક્ષેપથી કહેલ છે.

**તે આગમ આધારથી, જાણું સરવે ભાવ;**
**સ્વપર સ્વરૂપને ઓળખું, કરૂં વિભાવ અભાવ. ॥ ૨ ॥**

તે ૨૪ સિદ્ધાંતના આધારે હું શ્રુતજ્ઞાન ગોચર સર્વભાવ જાણું, મારા આત્માનું અનંતજ્ઞાનાદિ ચિદાનંદમયી સ્વરૂપ ઓળખું, અને પર જે પુદ્ગલાદિ દ્રવ્યોનું જડતા આદિ સ્વરૂપ ઓળખું, એટલે તે બન્ને ઓળખીને મારા આત્માના સ્વરૂપની અભિલાષા કરૂં અને પર પુદ્ગલાદિ દ્રવ્યના ધર્મોનો સંબંધ મારા આત્મા સાથે રહ્યો છે તેનો ત્યાગ કરૂં, અને ક્રોધ, માન, માયા, લોભ આદિ જે ધર્મ આત્માના નથી, પરન્તુ પુદ્ગલાસંયોગના–જડસંયોગના છે તે મારા આત્મામાં આત્મધર્મ જેવા થઇને અનાદિ કાળના જડ ઘાલી બેઠેલા છે, એ બધા વિભાવ ધર્મ છે પણ સ્વભા ધર્મ ( આત્મ ધર્મ ) નથી તે સર્વ વિભાવ ધર્મનો અભાવ કરૂં અર્થાત્ એ ત્રણે આત્માનાં કામ તારા આગમના આધારથી કરૂં તો મારો આત્મધર્મ પ્રગટ થાય એવી અભિલાષા રાખું છું. હે પરમકૃપાળુ પ્રભુ ! મારી એ અભિલાષા કોઈ રીતે પૂર્ણ થાય તો મારૂં સેવકપણું સંપૂર્ણ સફળ થાય. ॥ ૨ ॥

**ભવભ્રમણાદિક દૂર કરૂં, તુજ આગમથી નાથ;**
**ઇહ પરલોકનાં સુખ લહું, પામી આગમ સાથ. ॥ ૩ ॥**

હે શ્રી મહાવીર પ્રભુ ! ત્રણ જગતના નાથ ! તારા આગમના ( સિદ્ધાન્તના ) આધારથી–આલંબનથી મારૂં અનાદિ કાળથી ચાલતું અનંતભવમાં પરિભ્રમણ કરવાનું દૂર કરૂં. અને તારા આગમના સંગથી એટલે સિદ્ધાન્તની શ્રદ્ધા, શ્રવણ, મનન, પૂજા, ભક્તિ વિગેરેથી આ લોકમાં શ્રેષ્ઠ, રાજા, ચક્રવર્તિ ઇત્યા-

દિનાં પ્રાસંગિક સુખો ( માગ્યા વિના સહેજે મળતાં સુખો ), અને પરલોકમાં દેવ દેવેન્દ્ર ઇત્યાદિનાં અનંત પૌદ્ગલિક સુખો પ્રાસંગિક રીતે પામું, અને છેવટે તે શથી તો મોક્ષનુંજ સુખ પરંપરાએ ( અથવા અનંતર ) પામું. કારણકે તારા આગમની ભક્તિમાં મારો હેતુ મોક્ષનો જ હોઇ શકે, સર્વોત્કૃષ્ટ હીરાને કેર જુવાર માટે કોણ સાચવે ? માટે હે પ્રભુ ! ત્હારા અપૂર્વ સિદ્ધાન્તની એજ ખૂબી છે કે મધ્યસ્થ જનો તારાં વચનો સ્વીકાર્યા વિના ન રહે, સાત નય, સપ્તભંગી, ચતુર્ભંગી આદિ અનેક અભિપ્રાયોથી પરિપૂર્ણ અને સ્યાદ્વાદમય એવા ત્હારા સિદ્ધાન્તના સંગથી આત્મસુખ પીછાણ્યા બાદ આ લોક પરલોકનાં પૌદ્ગલિક સુખની વાંચ્છા કોઇ કરી શકેજ નહિ, અને જો પૌદ્ગલિક સુખોની વાંચ્છા કરે તો તેણે તારા સિદ્ધાન્તને સ્પર્શરૂપે અનુભવ્યું નથી, અને આત્મસુખ જાણ્યું પણ નથી. ॥ ૩ ॥

**ઉપકારી ઉપકારનો, બદલો નહિં કોઇ રીત;**
**ઠાણાંગે એમ ભાખીયું, ભક્તિ કરૂં બહુ પ્રીત. ॥ ૪ ॥**

હે ઉપકારી પ્રભુ ! ત્હારા ઉપકારનો બદલો કોઈ રીતે વળે તેમ નથી. એમ શ્રી ઠાણાંગમાં કહ્યું છે. શ્રી ઠાણાંગ સૂત્રમાં માતાપિતા–સ્વામિ–અને ધર્માચાર્યનો બદલો વાળવો બહુ દુઃશકય કહ્યો છે તો પણ તેમનો બદલો વાળવાની રીત દર્શાવી છે. પરન્તુ ત્હારો બદલો તો તે દુઃશક્ય પ્રતિકારોથી પણ વળે નહિ.

ત્રણ જણ અતિ દુષ્પ્રતિકાર ( દુઃખે બદલો વાળવા યોગ્ય ) છે. ૧ માતપિતા, ૨ ભર્તા[1] (સ્વામી), અને ૩ ધર્માચાર્ય. કહ્યું છે કેઃ—

**दुष्प्रतिकारौ माता–पितरौ, स्वामी गुरुश्च लोकेस्मिन् ।**
**तत्र गुरुरिहामुत्र च, सुदुष्करतरप्रतीकारः ॥ १ ॥**

અર્થઃ—આ લોકને વિષે માતાપિતા, સ્વામી અને ગુરૂ એ ત્રણ દુષ્પ્રતિકાર છે. તેમાં પણ ગુરૂ તો આ લોકમાં અને પરલોકમાં પણ અતિ દુષ્પ્રતિકાર છે. હવે કેવી ભક્તિ કરે છતાં પણ બદલો ન વળે તે કહે છે.

માતાપિતાને દરરોજ અતિ પ્રભાતકાળને વિષે પણ કોઇ પુરૂષ શતપાક[2] અથવા સહસ્રપાક તેલ વડે મર્દન કરે, મર્દન કરીને સુગંધિ દ્રવ્યોના ચુર્ણવડે

---

૧ ભર્તા એટલે દરિદ્રાવસ્થામાં પોષણ કરનાર સ્વામી.

૨ જેના પાકમાં સો ઔષધિના ક્વાથ હોય, અથવા સો ઔષધિઓ નાખી પકાવે, અથવા જેને સોવાર પકાવ્યું હોય, અથવા જેનું મૂલ્ય ૧૦૦રૂપિયા હોય તે શતપાક અને એંજ પદ્ધતિએ સહસ્રપાક તેલ પણ કહેવાય.

ઉદ્વર્તન ( મસળવું ) કરીને ત્રણ પ્રકારના ( ગંધોદક, ઉષ્ણોદક, શીતોદક ) જળ વડે સ્નાન કરાવીને સર્વ અલંકાર પહેરાવીને મનોજ્ઞ (શાલિ–કલમ–કમોદનો ભાત) સ્થાલી પાકવડે ( પિઠરી નામના પાત્ર વિશેષમાં રાંધીને, એમાં રાંધવાથી બરાબર પકવ થાય છે માટે પિડરીમાં પકવવા વડે ) શુદ્ધ થયેલ, અને અઢાર જાતિનાં શાક સહિત એવું ભોજન કરાવીને યાવતજીવ સુધી પોતાની ખાંધ ઉપર લઇ ફેરવે. એવી ભક્તિ કરવા વડે પણ માતાપિતાનો બદલો વળે નહિ. કહ્યું છે કેઃ—

कय उवयारो जो होइ, सज्जणो होइ को गुणो तस्स ?
उवयारवहिरा जे, हवंति ते सुंदरा सयणा ॥ २ ॥

જે પરોપકારી છે અને સજ્જન છે તેને ઉપકાર કરવાથી આપણે તેને કયો ગુણ કરી શકીએ છીએ ? કારણ કે સજ્જનો તો ઉપકાર બાહ્ય (કરેલા ઉપકારના બદલાની આશા ન રાખનારા ) હોય છે. અને તેજ શ્રેષ્ટ સજ્જન કહેવાય છે.

એ પ્રમાણે માતાપિતાનો બદલો ન વળે પરન્તુ જો તે પુરૂષ માતાપિતાને શ્રી સર્વજ્ઞે કહેલો ધર્મ કહીને સમજાવીને ભેદાનુભેદથી વર્ણવીને ધર્મમાં સ્થાપન કરે તો તે પુરૂષ માતપિતાનો બદલો સારી રીતે વાળી શકે છે. ॥ ૧ ॥

કોઇક મહા ઐશ્વર્યવાળો પુરૂષ કોઇ દરિદ્રીને ધન ધાન્યવડે સુખી કરે ત્યાર બાદ તે દરિદ્ર ધનાદિવડે અતિ વૈભવવાળો થયો તો પ્રથમથી અથવા પાછળથી ( વૈભવી થતી વખતે અથવા થયા બાદ ) પોતાના સ્વામીની પ્રત્યક્ષ અથવા પરોક્ષ મોટી ભોગસામગ્રીના સમૂહ સહિત વિચરે, ત્યારબાદ તે મહા ધનાઢય સ્વામી કોઇક વખતે લાભાન્તરાય કર્મના ઉદય વડે દરિદ્ર થયે છતે તે ( ધનાઢય થયેલા ) દરિદ્રની પાસે શીઘ્ર આવે તે વખતે તે પૂર્વ દરિદ્ર પુરૂષ પોતાની પાસેનું સઘળું ધન ધાન્ય આપી દે તો પણ તે સ્વામીનો બદલો ન વળે પરન્તુ તે સ્વામિને કેવલિભાષિત ધર્મ કહીને સમજાવીને ભેદપૂર્વક વર્ણવીને ધર્મમાં સ્થાપન કરે તો તેના વડે સારી રીતે બદલો વાળી શકે છે. ॥૨॥

કોઇક તથા પ્રકારના મુનિની અથવા શ્રાવકની પાસેથી એક પણ આર્ય ( નિષ્પાપ ) અને ધાર્મિક સદ્વચન સાંભળીને હૃદયમાં ધારણ કરીને અવસરે મરણ પામીને કોઇપણ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થાય, ત્યાર બાદ તે દેવ પોતાના ઉપકારી ધર્માચાર્યને દુકાળવાળા દેશમાંથી ઉપાડી સુકાળવાળા દેશમાં મૂકે, મહા અટવીમાંથી રાજપંથે મૂકે, અથવા દીર્ઘકાળથી થયેલા રોગ ( ઘણા કાળ સુધી સહન કરવો પડે તે રોગ ) અને આતંક ( શીઘ્ર મરણ નિપજાવ-

નારો રોગ તે આતંક ) વડે પરાભવ પામ્યા હોય તો રોગ રહિત કરે તેથી પણ તે ધર્માચાર્યનો બદલો ન વળે પરન્તુ જો તે ધર્માચાર્ય ધર્મથી પતિત થયેલ હોય તો વારંવાર કેવલિભાષિત ધર્મ કહીને સમજાવીને અને ભેદપૂર્વક પ્રરૂપીને ધર્મમાં સ્થાપન કરે તો તેનાવડે ધર્માચાર્યનો સારો બદલો વાળી શકે છે.

હે પ્રભુ ! એ પ્રમાણે માતાપિતાને ધર્મમાં સ્થાપ્યાથી બદલો વળે, સ્વામીને ધર્મમાં સ્થાપ્યાથી બદલો વળે, અને ધર્માચાર્યને પણ ધર્મથી પતિત થતાં બચાવી ધર્મમાં સ્થાપ્યાથી બદલો વળે છે, પરન્તુ હે પ્રભુ ! તારા ઉપકારનો બદલો તો કોઇ રીતે વળી શકે નહિ. માટે હે પરમ ઉપકારી પ્રભુ ! હું હારી સેવા ભક્તિ બહુ પ્રીતિ પૂર્વક કરૂં તો માગ આત્માનો ઉદ્ધાર થાય. ॥ ૪ ॥

**અનુપમ ભક્તિથી લહું, આત્મતત્ત્વનો પાર;**
**ભાગ્ય ઉદયથી પ્રભુ મળ્યા, સેવુ એકતા સાર. ॥૫॥**

ઉપમા ન આપી શકાય એવી એટલે અપૂર્વ પ્રભુભક્તિવડે હું આત્મદ્રવ્યના તત્ત્વનો એટલે આત્માના સ્વરૂપનો પાર પામું, પરંતુ સંસારમાં મોહમાયાની જંજાલમાં મોહિત થઇને, ધનધાન્યાદિ પરિગ્રહ ઉપર મમત્વભાવ રાખીને અને અનેક પ્રકારના ક્રોધાદિકષાયોવડે આત્મસ્વરૂપનો પાર ન પામું એટલુંજ નહિ પરન્તુ આત્માનો વિનાશ કરૂં છું. આત્મસ્વરૂપ શું છે અને કર્મસ્વરૂપ શું છે ? તે સમજી મારા આત્માને આત્મસ્વરૂપની સન્મુખ કરૂં તોજ સાર્થક છે. વળી એ આત્મસ્વરૂપનો પાર પામવાને મહાઆલંબન રૂપ શ્રી મહાવીર પ્રભુ અથવા તેમનાં વચનો મારા મહાભાગ્યના ઉદયથી મળ્યાં છે, તો શ્રી મહાવીર પ્રભુ સાથે સાર એટલે ઉત્કૃષ્ટ એવી એકતા એટલે ઐક્ય—અભેદભાવ સેવું તો મારા આત્માનું સ્વરૂપ અનુભવું. શ્રી મહાવીર પ્રભુને ઓળખવા, ઓળખીને તેની સેવાભક્તિ કરવા પૂર્વક તેમની આજ્ઞા પ્રમાણે ચાલવું અને અહોનિશ શ્રી મહાવીર પ્રભુનું ધ્યાન હૃદયમાં એકાગ્ર ચિત્તે કરવું તે પ્રભુની સાથે ઐક્યતા કરી કહેવાય. જો એવી ઐક્યતા સેવું તો અવશ્ય મારા આત્મસ્વરૂપનો શીઘ્ર પાર પામું. (ગાથામાં અનુપમ એ શબ્દથીગ્રંથકર્તાનું અનુપચંદ્ર એવું નામ પણ પ્રગટ થાય છે.) ॥૫॥



શ્રેષ્ઠિવર્યશ્રી અનુપચંદ મલુકચંદ વિરચિત.

# ॥ नवपद खमासमणना दुहा ॥

## ॥ १ श्री अरिहंत पदना १२ गुणना दुहा ॥

નમસ્કાર નિરાગીને, શ્રી અરિહંત ભગવાન;
અશોક વૃક્ષે દીપતા, કરે જગત સુખવાન. ॥ ૧ ॥

દેવ કુસુમ વૃષ્ટિ કરે, જોજન એક મઝાર;
એ પ્રભુને હિયડે ધરે, તાસ સફલ અવતાર. ॥ ૨ ॥

દેવધ્વનિથી પૂરતા, યોજનવાણી સુણાય;
તે વાણીને પામતાં, આતમશુદ્ધિ કરાય. ॥ ૩ ॥

ચામર જોડી ચઉદિશી, અણવીંજી વીંજાય;
એ પ્રભુના ગુણ ગાવતાં, શ્રદ્ધા નિરમલ થાય. ॥ ૪ ॥

સિંહાસન પર શોભતા, વીતરાગ જિનરાય;
જિન આણાને ધારતાં, દશા નિરાગ કરાય. ॥ ૫ ॥

ભામંડલથી શોભતા, રવિથી તેજ વિસ્તાર;
તીર્થપતિને ધ્યાવતાં, પામે તીર્થનો સાર. ॥ ૬ ॥

દુંદુભિ આકાશે બજે, કહે ભજો ભગવાન;
જેહ ભજે ભગવાનને, તે થાયે ગુણવાન. ॥ ૭ ॥

છત્ર ધરે જિનરાજને, સમવસરણ મોઝાર;
આતમશુદ્ધિ કારણે, સેવે જિન જયકાર. ॥ ૮ ॥

ત્રણ લોકમાં જ્ઞેય સવિ, કેવલજ્ઞાને જણાય;
એવું અદ્ભૂત જ્ઞાન છે, મહિમા કહ્યો ન જાય. ॥ ૯ ॥

વચનાતિશયે સર્વની, ભાષામાં સમજાય;
એહ જ્ઞાન પામ્યા થકી, સમકિત શુદ્ધિ કરાય. ॥ ૧૦ ॥

પૂજા અતિશયથી પ્રભુ, ત્રણ જગમાં પૂજાય;
જે પ્રભુજીને પૂજતા, તે જગમાં પૂજાય. ॥ ૧૧ ॥

જ્યાં પ્રભુ પાય ધરે તિહાં, રોગ સોગ સવિ જાય;
અનુપમ પ્રભુ ધ્યાનજ ધરે, મનવંછિત ફલ થાય. ॥ ૧૨ ॥
વિધિ કરતાં અવિધિ થઇ, તેહ નિવારો નાથ;
દાતારી કરૂણા કરી, દીયો મોક્ષનો સાથ. ॥ ૧૩ ॥

## ૨ શ્રી સિદ્ધપદના આઠ ગુણના દુહા

જ્ઞાનાવરણી ક્ષય કરી, પામ્યા કેવલજ્ઞાન;
તે સિદ્ધની સેવા કરૂં, પામવા સિદ્ધિ સ્થાન. ૧
દર્શનાવરણી ક્ષય થકી, કેવલદર્શન સાર;
તે પદ આરાધન કરી, લહીયે શિવસુખ સાર. ૨
વેદની કર્મ વિદારીને, અવ્યાબાધતા થાય;
તે પદને નિત્ય ધ્યાવતાં, બાધા સર્વ પલાય. ૩
મોહનીયનો ક્ષય કર્યે, સ્વભાવ સ્થિરતા થાય;
એ ગુણ આરાધન કરે, સંયમશ્રેણિ મંડાય. ૪
આયુકર્મનો અંત કરી, લહ્યું અક્ષયપદ સાર;
એ ગુણ હિયડે ધારતાં, પામે શિવસુખ સાર. ૫
નામ કર્મ નિવારીને; અરૂપ પદ જયકાર;
અરૂપ ગુણ આરાધીને, કરૂં અંતર શુદ્ધ સાર. ૬
ગોત્ર કર્મ ગુમજ કરી, અગુરૂ લઘુ ભગવાન;
તે ગુણ સ્થાપી હૃદયમાં, આરાધુ ભગવાન. ૭
અંતરાયના અંતથી, દાનાદિક વિસ્તાર;
અનુપમ ભાવે સેવતાં, સફલ થાય નમસ્કાર. ૮
વિધિ કરતાં અવિધિ થઇ, પાપ નિવારો નાથ;
દાતારી કરૂણા કરી, દીયો મોક્ષનો સાથ. ૯

## ૩ શ્રી આચાર્ય પદના ૩૬ ગુણના દુહા

સ્પર્શેન્દ્રિયને વશ કરી, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આતમ તત્ત્વ જાણંત, ૧

રસ ઇન્દ્રિયને વશ કરી, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મતત્ત્વ જાણંત. ૨
ઘ્રાણ ઇન્દ્રિને વશ કરી, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મતત્ત્વ જાણંત. ૩
ચક્ષુ ઇન્દ્રિને વશ કરી, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મતત્ત્વ જાણંત. ૪
શ્રોત્ર ઇન્દ્રિને વશ કરી, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મતત્ત્વ જાણંત. ૫
મન અબ્રહ્મ સેવે નહિ, છત્રીસ ગુણે ગુણવંત
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૬
વચન અબ્રહ્મ સેવે નહિ, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૭
કાય અબ્રહ્મ સેવે નહિ, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૮
મન અબ્રહ્મ સેવાવે નહિ, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૯
વચન અબ્રહ્મ સેવાવે નહિ, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૧૦
કાય અબ્રહ્મ સેવાવે નહિ, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૧૧
મનથી કુશિલ અનુમોદે નહિ, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૧૨
વ ાથી કુશિલ અનુમોદે નહિ, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૧૩
કાયાથી કુશિલ અનુમોદે નહિ, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૧૪
ક્રોધ સર્વથા દૂર કરી, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૧૫

માન સર્વથા દૂર કરી, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મતત્ત્વ જાણંત. ૧૬
માયા સર્વથા દૂર કરી, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મતત્ત્વ જાણંત. ૧૭
લોભ સર્વથા દૂર કરી, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૧૮
પ્રાણાતિપાતને ટાળતા, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૧૯
મૃષાવાદ નવિ બોલતા, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૨૦
અદત્ત વસ્તુ લીયે નહિ, છત્રીસ ગુણે ગુણવંત,
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૨૧
કામદશા સ્વપ્ને નહિ, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૨૨
ધન કંચનને પરિહરી, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૨૩
જ્ઞાનાચારને પાળતા, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૨૪
દર્શનાચારને પાળતા, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૨૫
ચારિત્રાચારને પાળતા, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૨૬
તપાચારને પાળતા, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૨૭
વીર્યાચાર વિસ્તારતા, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૨૮
ઇર્યાસમિતિ સેવતા, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત. ૨૯
ભાષાસમિતિ સેવતા, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણંત; ૩૦

એષણા સમિતિ સેવતા, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણુંત. ૩૧
જયણાએ વસ્તુ ગ્રહે, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણુંત. ૩૨
જયણાએ પરિઠવતા, છત્રીસ ગુણે ગુણવંત.
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણુંત. ૩૩
મનોગુપ્તિએ વર્તતા, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મતત્ત્વ જાણુંત- ૩૪
વચનગુપ્તિએ વર્તતા, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણુંત. ૩૫
કાયગુપ્તિએ વર્તતા, છત્રીસ ગુણે ગુણવંત;
તે આચારજ પ્રણમતાં, આત્મ તત્ત્વ જાણુંત. ૩૬
વિધિ કરતાં અવિધિ થઇ, પાપ નિવારો નાથ;
દાતારી કરૂણા કરી, દીયો મોક્ષનો સાથ. ૩૭



## ॥ ૪ श्री उपाध्याय पदना २५ गुणना दुहा ॥

આચારાંગ ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૧
સુયગડાંગ ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૨
ઠાણાંગજી ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૩
સમવાયાંગ ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૪
ભગવતીજી ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૫
જ્ઞાતા અંગ ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૬

ઉપાસકદશા ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૭
અંતગડદશા ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૮
અનુત્તરોવવાઇ ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૯
પ્રશ્નવ્યાકરણ પઢાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૧૦
વિપાકસૂત્ર ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૧૧
ઉવવાઇસૂત્ર ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૧૨
રાયપસેણિ ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૧૩
જીવાભિગમ ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૧૪
પન્નવણાજી ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૧૫
સૂર્યપન્નત્તિ ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૧૬
ચંદપન્નત્તિ ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૧૭
જંબૂપન્નત્તિ ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૧૮
કપ્પવડંસિયા ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૧૯
પુપ્ફિયાસૂત્ર ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૨૦

પુપ્ફચુલિયા ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૨૧
વન્હિદશાંગ ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૨૨
કપ્પિયાસૂત્ર ભણાવતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૨૩
ચરણસિત્તરિ પાળતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતાં, આતમ પાઠક થાય. ૨૪
કરણસિત્તરી પાળતા, ઉપાધ્યાય ભગવાન;
તે પાઠકજી પ્રણમતા, આતમ પાઠક થાય. ૨૫
વિધિ કરતાં અવિધિ થઇ, પાપ નિવારો નાથ;
દાતારો કરૂણા કરી, દીયો મોક્ષનો નાથ. ૨૬

## ॥ ૯ साधुपदना २७ गुणना दुहा ॥

જીવદયા રૂડી કરે, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૧
મૃષા વચન નવિ બોલતા, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૨
અદત્ત વસ્તુ ગ્રહે નહિ, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૩
કામદશાને પરિહરે, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૪
પરિગ્રહ ઇચ્છા નવિ કરે, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૫
રાત્રીભોજન નવિ કરે, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરત. ૬
પૃથ્વીકાયની રક્ષા કરે, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૭

અપકાયની હિંસા નવિકરે, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૮
તેઉકાયની હિંસા તજે, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૯
વાયુકાય વધ નવિ કરે, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૧૦
વનસ્પતિ વિરાધે નહિ, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં. સમકિત શુદ્ધ કરંત. ૧૧
ત્રસકાયની જયણા કરે, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૧૨
સ્પર્શ ઇન્દ્રિને વશ કરે, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૧૩
રસેંન્દ્રિયનો રોધ કરે, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૧૪
ઘ્રાણેન્દ્રિયને ગોપવે, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૧૫
ચક્ષુ વિષય નવિ ચિંતવે, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૧૬
શ્રોત્રેન્દ્રિયને વશ કરે, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત ૧૭
લોભદશા દૂરે કરે, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૧૮
ધર્મક્ષમા ચિત્તમાં ધરે, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૧૯
આત્મભાવ શુદ્ધજ ધરે, સાધે મોક્ષનાં અંગ
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૨૦
પડિલેહણ પૂરણ કરે, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં સમકિત શુદ્ધ કરંત. ૨૧

સંજમ જોગે વર્તતા, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૨૨
ચિત્ત ચપલતા વારીને, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૨૩
વાચાલપણું વારીને, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૨૪
કાયયોગને સંવરી, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૨૫
બાવીસ પરિષહ જય કરે. સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૨૬
ઉપસર્ગ થકી નવિ હટે, સાધે મોક્ષનાં અંગ;
તે સાધુજી પ્રણમતાં, સમકિત શુદ્ધ કરંત. ૨૭
વિધિ કરતાં અવિધિ થઇ, પાપ નિવારો નાથ;
દાતારી કરૂણા કરી, દીયો મોક્ષનો સાથ. ૨૮

## ॥ ६ श्री दर्शनपदना ६७ दुहा ॥

જીવાદિ[1] નવતત્ત્વને, જાણે દર્શનવંત;
તે દર્શનપદ પ્રણમતાં, થાયે સમક્તિવંત. ૧
કુગુરૂ સંગતિ પરિહરિ, પ્રભુ આણા ધરે અંગ;
તે દર્શનપદ પ્રણમતાં, રાખે સમક્તિ રંગ ૨
પરદર્શન સંગતિ તજી, ધરતા આતમ રંગ;
તે દર્શન ગુણ સમરતાં, પામે તત્ત્વનાં અંગ. ૩
જ્ઞાન પામવા કારણે, ફોરવે શક્તિ મહંત
તે દર્શન ગુણ ગાવતાં, આતમ શુદ્ધિ કરંત ૪

૧ અહિંથી મૂળ કોપી કરતાં કંઇક સામાન્ય શબ્દ સુધારા અનુપ્રાસ મેળવવાના કારણસર કરેલા છે.

ધર્મ ઇચ્છાને ધારતા, સેવતા શુદ્ધો ધર્મ;
વસ્તુધર્મ આરાધતા, વારે મિથ્યા કર્મ. ૫
વૈયાવચ્ચ ગુરૂ દેવની, કરતા ભાવ વિસ્તાર;
તે દર્શન ગુણ પૂજતાં, પ્રગટે દર્શન સાર. ૬
અરિહંતનો વિનય કરે, સમક્તિ શુદ્ધિ કાજ;
તે દર્શનપદ પ્રણમતાં. પ્રગટે વિનય તે આજ. ૭
સિદ્ધ વિનય શુદ્ધો કરે, વારે મદનાં થાન;
તેહ વિનયને આદરે, પામે શિવ સોપાન. ૮
જિનપ્રતિમા જિન સારિખી, પૂજે સમક્તિવંત;
વિધિએ વિનયને સાચવી, દર્શન સેવા કરંત. ૯
ક્ષમાવંત સાધુતણો, બહુધા વિનય કરંત;
દર્શન શુદ્ધિ કારણે, સેવો ભવિ એકાન્ત. ૧૦
પંચ આચારને આપતા, આચારજ મહારાજ;
તે સૂરિવરના વિનયથી, પામે દર્શનરાજ. ૧૧
પાઠક પદની પૂજના, શુદ્ધ વિનયથી થાય;
તે દર્શનપદ ધારતાં, વિનય વિશુદ્ધિ થાય. ૧૨
આગમ વિનય બહુ કરો, આત્મ તત્ત્વને હેત;
આગમ આણાએ વર્તતાં, આત્મ તત્ત્વ લહંત. ૧૩
ક્ષમાદિક દશ ધર્મને, આરાધે ઉજમાલ;
અંતર વિનયને આદરે, સાધે મુક્તિ વિશાલ. ૧૪
સંઘ ચતુર્વિધ થાપતાં, તીર્થંકર પદ થાય;
તે સંઘનો વિનય કરે, સમકિત શુદ્ધિ થાય. ૧૫
સમકિત શુદ્ધિ પાલવી, તે દર્શન કહેવાય;
તે ગુણને પ્રગટાવતાં, દર્શન વિનય લહંત. ૧૬
અરિહંત વિણુ માને નહિં, અવર ધર્મ સવિ ધંધ;
એહ ભાવ મન ધારતાં, સમકિતનો આનંદ. ૧૭

જિનભક્તિએ જે નવિ થયું, તે બીજા ન કરંત;
એવું વચન જે બોલતા, તેહને પ્રણમું એકંત. ૧૮
છેદન ભેદાદિક કરે, પણ નવિ નમે કુદેવ;
એહવી કાયશુદ્ધિ કરે, તેહને નમું સદીવ. ૧૯
જિનવચને શંકા નહિં, શ્રદ્ધા ધરે એક ચિત્ત;
શંકા દૂષણ પરિહરે, સમકિત શુદ્ધ લહંત. ૨૦
કુમતની વાંછા નવિ કરે, ધરે જ સમકિત રંગ;
તેની સેવા નિત્ય કરે, સાધે ધર્મ એક અંગ. ૨૧
ફળનો સંશય નવિ કરે, સાધે ધર્મ એક સંત
ભવસાયરથી તે તરે, ઇમ ભાષે ભગવંત. ૨૨
વિપરીત બુદ્ધિવંતના, ગુણ ગાવે નહિ લેશ;
તે શ્રદ્ધાને સેવતાં, જાયે સઘળા ક્લેશ ૨૩
મિથ્યામતિ સંગ નવિ કરે, આત્માનંદી સંગ;
તત્ત્વશુદ્ધિને કારણે, સેવે જ્ઞાનાનંદ. ૨૪
પંચાંગી પૂરણ ધરે, સર્વ અર્થના જાણ;
પ્રથમ પ્રભાવક પદ તણી, સેવા છે સુખઠાણ. ૨૫
નંદિષેણ મુનિપરે, કથા કરે ગુણખાણ;
સંશય સવિ દૂરે કરે, બીજે પ્રભાવક જાણ. ૨૬
તર્કવાદ સવિ જાણતા, મલવાદિ પરે જેહ;
બૌદ્ધવાદિને કાઢીયા, ત્રીજો પ્રભાવક તેહ. ૨૭
નિમિત્તશાસ્ત્રને જાણતા, ભદ્રબાહુ મહારાય;
ચોથા પ્રભાવક એહવા, પ્રણમું તેહના પાય. ૨૮
તપ તપતા અતિ આકરા, કર્મ ખપાવા કાજ;
કોપ કદાપિ નવિ કરે, તેહ પ્રભાવક તાજ. ૨૯
વિદ્યાવંત મુનિવરા. વજસ્વામિ મહારાજ;
બૌદ્ધધર્મિ પ્રતિબોધિયા; છઠ્ઠા પ્રભાવક રાજ. ૩૦

અંજન સિદ્ધિ પામીયા, શ્રી કાલિકસુરિરાજ;
સાધવીને ઉદ્ધારિયાં, એહ પ્રભાવક ઝાજ. ૩૧

કાવ્યશક્તિને પામીયા, સિદ્ધસેન મહારાજ;
પ્રગટાવ્યા શ્રી પાસજી, અષ્ટ પ્રભાવક આજ. ૩૨

વંદન વ્રત વિધિએ કરે, ધર્મ કુશલ તે જાણુ;
સમકિત ભૂષણુ તે ધરે, વંદુ ગુણમણિખાણુ. ૩૩

જંગમ તીરથ મુનિવરા, તેહની સેવા સાર;
તે ભૂષણુને ધારતાં, સમકિતનો વિસ્તાર. ૩૪

ભકિત કરે ગુરૂ દેવની, ભાવ ધરી ઉલ્લાસ;
એ ત્રીજું ભૂષણુ ધરે, તેહનો હું છું દાસ. ૩૫

ધર્મથકી જે નવિ ચલે, શ્રદ્ધામાં દ્રઢ ભાવ;
એવા શ્રદ્ધાવંતની, સંગતિ શિવનો લ્હાવ. ૩૬

જિનશાસન શોભાવતા, કરે શાસન પ્રભાવ;
પંચમુ ભૂષણુ પહેરતા, એ સમકીતી સ્વભાવ. ૩૭

ઉપશમ લક્ષણુ પામીને, વર્તે છે અકષાય;
અપરાધિની ઉપરે, ધરતા શાન્ત સ્વભાવ. ૩૮

સુરનર સુખ નવિ માનતા, માને મોક્ષ મઝાર;
સંવેગ લક્ષણુ પામતાં, ધરતા સમકિત સાર. ૩૯

ઉદાસીન સંસારમાં, ધરતા સંયમ ભાવ;
સંસારમાં ન્યારા રહે, ધરતા આતમ ભાવ. ૪૦

દ્રવ્ય ભાવ અનુકંપથી, કરે દયા વિસ્તાર;
ચોથું લક્ષણુ આદરે, હરે મિથ્યાત્વ વિકાર. ૪૧

જિનવર ભાષિત સૂત્રને, માને સત્ય એકંત;
ડામાડોલ હોવે નહિ, પંચમ લક્ષણુવંત. ૪૨

સમકિત યતના કારણે, વંદે નહિ પરદેવ;
અન્ય ગુરૂ નવિ વંદતાં, સમકિત યતના સેવ. ૪૩

મિથ્યાદ્રષ્ટિએ ગ્રહ્યાં, જિનવર પ્રતિમા ચૈત્ય;
તેહને ન કરે વંદના, સમકિત શ્રદ્ધાવંત. ૪૪
કુપાત્રને જે નવિ દીયે, પાત્રબુદ્ધિએ દાન;
ત્રીજી જતના પાળતાં, ધારે પ્રભુની આણ. ૪૫
વિપરીત જૈન ધરમ થકી, તાપસ આદિક જેહ;
પાત્રબુદ્ધિએ વારવાર, દાન ન આપે એહ. ૪૬
અણબોલ્યે મિથ્યાત્વીને, નવિ બોલાવે પ્હેલ;
નિરતિચાર શ્રદ્ધા થકી, પામે સમકિત સ્હેલ. ૪૭
મિથ્યાદ્રષ્ટિથી વારવાર, જેહ નવિ બોલંત;
છઠ્ઠી જતના પાળતાં, કરશે ભવનો અંત. ૪૮
શુદ્ધ ધર્મવંત જીવડા, નવિ સેવે આગાર;
ન્યૂન શ્રદ્ધાવંત પ્રાણીયા, સેવે રાજ આગાર. ૪૯
મહાજનની આણા વિના, નવિ સેવે આગાર;
અંતરશ્રદ્ધા શુદ્ધ કરે, સાધે શુભ આચાર ૫૦
બલવંતાની બીકથી, સેવે જે આચાર;
બાહ્ય વૃત્તિએ વર્તતાં, અંતર શ્રદ્ધા સાર. ૫૧
દેવ તણા ઉપસર્ગથી, ન સેવે શુદ્ધ આચાર;
અધ્યાતમ સુંદર રહી, પાવે આતમસાર. ૫૨
માતાપિતા આદેશથી, વર્તે અવિધિ આચાર;
તેને તત્ત્વ ન જાણતા, આતમને હિતકાર. ૫૩
આજીવિકાના કારણે, સેવી ન શકે જિન આણ;
પણ ઇચ્છા વિધિયોગની, તો સમકિતનું ઠાણ. ૫૪
પાજો તાજો ઉપદેશ છે, સમકિત પુષ્ટિ મૂલ;
સમકિત શુદ્ધિ તે દિયે, વ્રતફલ પણ અનુકૂલ ૫૫
સમકિત દ્વાર ધરમતણું, જેને મલ્યું વિસ્તાર;
શ્રદ્ધાવંતને પાળતા, એમ ભાવો ચિત્ત સાર. ૫૬
સમકિત રૂપ પાયા થકી, ધર્મ મ્હેલ બલવાન;
એમ ભાવના ભાવતાં, શ્રદ્ધા નિર્મલ જાણ. ૫૭

સમકિત શ્રેષ્ઠ નિધાન છે, ધર્મનું કહે ભગવાન;
તે સમકિતને ભાવતાં, આત્મ થાય ગુણવાન. ૫૮
ધર્મ તણો આધાર છે, સમકિત અંતર સાર.
એમ ભાવના ભાવતાં, પ્રગટે જ્ઞાન વિચાર. ૫૯
સમકિત ભાજન જો મિલે, તો શ્રુત શિલ સચવાય;
એમ શ્રદ્ધાની વૃદ્ધિએ, પરમાનંદ પ્રગટાય. ૬૦
આત્મ દ્રવ્ય તે નિત્ય છે, ધ્યાવો આપ સ્વભાવ;
દેવ મનુષ્ય પર્યાય છે, વિભાવ તણો પ્રભાવ. ૬૧
ચેતના લક્ષણ આતમા, ધ્યાવો જ્ઞાન વિશાલ;
એ સ્થાનકને પામતાં, સમકિત થાય રસાલ. ૬૨
અનુપચરિત વ્યવહારથી, કર્મતણો કરનાર;
નિશ્ચયથી નિજ ગુણ કરે, એમ ભાષે જિન સાર. ૬૩
નિશ્ચયે નિજ ગુણ ભોગવે, વ્યવહારે પરભાવ;
નિજ ગુણ ભોગી જે નરા, તેહનો પ્રગટે સ્વભાવ. ૬૪
નિશ્ચય શિવપદ જેહને, ગણે તે શુદ્ધ સમકિતવંત;
આત્મસાધન પૂરણ કરે, થાય મુકિત સુખવંત. ૬૫
જ્ઞાન ક્રિયાથી મોક્ષ છે, જાણી ધરે દોય ધર્મ;
પ્રગટ અનુપ જો અનુભવે, તો પામે વંછિત શર્મ. ૬૬
વિધિ કરતાં અવિધિ થઇ, તે પાપ નિવારો નાથ;
દાતારી કરૂણા કરો, દીયો મોક્ષનો સાથ. ૬૭

## ॥ ૭ શ્રી જ્ઞાનપદના ૫૧ દુહા ॥

શુદ્ધ જ શ્રદ્ધાવંતને, ઉપન્યું જ્ઞાન વિશાલ;
સ્પર્શેન્દ્રિય વ્યંજનાવગ્રહને, પ્રણમો ભાવે લાલ. ૧
રસેન્દ્રિય વ્યંજનાવગ્રહ તે, મતિ જ્ઞાનનો અંશ;
તેહ જ્ઞાનને સેવતાં, પ્રગટે બુદ્ધિ વિશેષ. ૨

ધ્રાણેન્દ્રિય વ્યંજનાવગ્રહ જે, મતિજ્ઞાનનો ભેદ;
તેહ જ્ઞાન આરાધશો, તો પામશો જ્ઞાન અભેદ. ૩
શ્રોત્રેન્દ્રિય વ્યંજનાવગ્રહ તે, ચોથો ભેદ કહેવાય;
તે મતિજ્ઞાનને પૂજતાં, આતમા પંડિત થાય. ૪
સ્પર્શેન્દ્રિ અર્થાવગ્રહ તે, જાણે સ્પર્શ થયો કોય;
કર્માવરણ ગયા થકી, જ્ઞાન પ્રગટ એ હોય. ૫
રસનેન્દ્રિય અર્થાવગ્રહે, જીભે સ્પર્શ્યું જણાય;
એ આવરણ દૂરે થતાં, વસ્તુ પરીક્ષા થાય. ૬
ધ્રાણેન્દ્રિય અર્થાવગ્રહે, સામાન્ય ગંધ ઓળખાય;
વસ્તુ નિર્ણય નવિ હોયે, એ જ્ઞાનજ કહેવાય. ૭
ચક્ષુ અર્થાવગ્રહે, સામાન્ય બોધ જે થાય;
તેહ જ્ઞાનને પૂજતાં, જ્ઞાનની વૃદ્ધિ કરાય. ૮
શ્રોત્રેન્દ્રિય અર્થાવગ્રહે, સામાન્ય શબ્દ જણાય;
જે જે આવરણ દૂર ગયું, તેટલું જ્ઞાન પ્રગટાય. ૯
મન અર્થાવગ્રહ થકી, મતિજ્ઞાન કહેવાય;
તે મતિજ્ઞાનને પૂજીને, મતિ શુદ્ધ કરો ભાય. ૧૦
સ્પર્શેન્દ્રિય ઇહા થકી, શું સ્પર્શ્યું ચિંતવાય;
તેનો ઉચિત નયે કરી, વસ્તુ વિચાર તે થાય. ૧૧
રસનેન્દ્રિય ઇહા થકી, કેનો સ્વાદ જણાય;
એહવા પ્રશ્ન વિચાર તે, એ મતિજ્ઞાનથી થાય. ૧૨
ધ્રાણેન્દ્રિય ઇહા થકી, કેની ગંધ પૂછાય;
તેહ જ્ઞાનને પ્રણમતાં, આવરણ દૂરે થાય. ૧૩
ચક્ષુ ઇન્દ્રિય ઇહા થકી, રૂપની ચિંતા થાય;
જેવાં આવરણ દૂર કર્યાં, તેવું જ્ઞાન સમજાય. ૧૪
શ્રોત્રેન્દ્રિય ઇહા થકી, શબ્દ વિચાર કરાય;
પણ નિર્ધારી નવિ શકે, એ મતિભેદ કહાય. ૧૫
મન ઇહા પ્રાપ્તિ થકી, પ્રશ્ન શકિત પ્રગટાય;
તે મતિજ્ઞાનને પ્રણમીએ, આતમહિત સમજાય. ૧૬

સ્પર્શેન્દ્રિય અપાયથી, ફરસનો નિર્ણય થાય;
તેહ જ્ઞાન પામી કરી, સાધો આતમ રાય. ૧૭
રસનેન્દ્રિય અપાયથી, સ્વાદ તણો નિરધાર;
ભક્ષ્યાભક્ષ્યને ઓળખી, ટાળો વિષયવિકાર. ૧૮
ઘ્રાણેન્દ્રિય અપાયથી, ગંધ જ્ઞાન સમજાય;
જડ વસ્તુ જાણી કરી, વિભાવવિજય કરાય. ૧૯
ચક્ષુ ઇન્દ્રિય અપાયથી, થાય રૂપનું જ્ઞાન;
અરૂપી આતમ જાણીને, ટાળો તે અજ્ઞાન. ૨૦
શ્રોત્રેન્દ્રિય અપાયથી, શ્રુતનો નિર્ણય થાય;
જાણી આગમતત્ત્વને, આત્મરમણતા થાય ૨૧
મન અપાયને પામીને, કરે સ્વ પરનો વિચાર;
સ્વસત્તાને જાણતાં, પરનો કરે પરિહાર. ૨૨
સ્પર્શેન્દ્રિય ધારણા થકી, વસ્તુ ધારી રખાય;
ક્ષયોપશમ હોય જેહનો, તેહની ધારણા થાય. ૨૩
રસનેન્દ્રિય ધારણા થકી, રસનું જ્ઞાન ધરાય;
પાંચ વિષયને પરિહરી, નિર્વિષયી તે થાય. ૨૪
ઘ્રાણેન્દ્રિયની ધારણા, ગંધ જ્ઞાનની થાય;
ગંધનો વિષય નિવારતાં, તેહના વિકાર પલાય. ૨૫
ચક્ષુ ઇન્દ્રિયની ધારણા, રૂપી વસ્તુની થાય;
તેહનો વિષય નિવારતાં, જ્ઞાનદશાને પમાય. ૨૬
શ્રોત્રેન્દ્રિયની ધારણા, જેહને પ્રગટી સાર;
આગમ અર્થ ભૂલે નહિ, કરે જ્ઞાન વિસ્તાર. ૨૭
મન ધારણા જેણે લહી, તેણે સાધ્યાં આતમકાજ;
સદા નિજ સ્વભાવે રહી, કરે પરભાવનો ત્યાજ. ૨૮
શ્રદ્ધાવંત શ્રુતજ્ઞાનીને, વંદુ વારંવાર;
અક્ષરશ્રુતને પામવા, પૂજું શ્રુત સુખકાર. ૨૯
અનક્ષર શ્રુત પામવા, ઇચ્છા બહુ મહારાજ;

શ્રુતજ્ઞાન આરાધવા, આતમ થા ઉજમાલ. ૩૦
સંજ્ઞિશ્રુત જે જાણુતા, શ્રુતજ્ઞાની કહેવાય;
તેહ આવરણુ વારવા, પ્રણુમું શ્રુતના પાય. ૩૧
અસંજ્ઞિ જે બોલતા, તેહનું જ્ઞાન જ થાય;
જ્ઞાન જગત આધાર છે, જ્ઞાન સમાન ન કોય. ૩૨
સમકિત શ્રુત પ્રભુ જે કહે, શ્રદ્ધાવંતનું જ્ઞાન;
શ્રદ્ધાશુદ્ધ જેણે કરી, તે તરિયા ભવરાન. ૩૩
વિપરીત બુદ્ધિ જેહની, તે મિથ્યાશ્રુત કહેવાય;
તે શ્રુતથી દૂરે રહી, માગું શુદ્ધશ્રુત સાર. ૩૪
સાદિશ્રુત તે જાણીયે, ભરત ઐરવતમોઝાર;
પ્રથમ તીર્થંકર જબ હુવે, તવ શ્રુત આદિસાર. ૩૫
અનાદિ શ્રુત તે જાણીયે, મહાવિદેહ મઝાર;
સદાય શ્રુત વર્તિ રહ્યું, તે શ્રુત દ્યો હિતકાર. ૩૬
શ્રુતજ્ઞાન તણો અંત છે, ભરત ઐરવત મઝાર;
પાંચમા આરાના અંતમાં, નહિ શ્રુતજ્ઞાન વિચાર. ૩૭
શ્રુતનો અંત નવિ કહ્યો, મહાવિદેહ મઝાર;
તે શ્રુતજ્ઞાનને પ્રણમતાં, પ્રગટે શ્રુત શ્રીકાર ૩૮
ગમિત શ્રુત તે જાણીયે, સરિખા પાઠ સંકેત;
તે શ્રુતજ્ઞાનને સેવીયે, આગમજ્ઞાનને હેત. ૩૯
અગમિક શ્રુત તે ધારીયે, જુદા પાઠ હોય જેહ;
તેહ જ્ઞાન આરાધીને, પામીએ જ્ઞાનનો નેહ. ૪૦
દ્વાદશ અંગ તે જિન કહ્યાં, તે અંગશ્રુત છે આંહિ;
તે શ્રુતજ્ઞાનને વંદતાં, શ્રુત પ્રગટે આતમમાંહિ. ૪૧
અનંગશ્રુત તે જે કહ્યાં, ઉપાંગ પયન્ના છેદ;
મૂલસૂત્ર આદિ કહ્યાં, આચારજ કૃત ભેદ. ૪૨
અવધિજ્ઞાની મુનિવરા, પૂજું તેહના પાય;
અનુગામી અવધિ જાણીયે, જીહાં જાય તિહાં જણાય. ૪૩

અનનુગામી અવધિ કહ્યું, કહ્યું જ્યાં ઉપન્યું ત્યાં જણાય;
ક્ષયોપશમના ભેદથી, અવધિના ભેદ કરાય. ૪૪

દિન દિન વૃદ્ધિ જ્ઞાનની, તે વર્ધમાન કહેવાય;
ભક્તિ એવા જ્ઞાનની, કરતાં જ્ઞાની થવાય. ૪૫

દિન દિન હાનિ જ્ઞાનની, હાયમાન કહેવાય;
જ્ઞાનાવરણીના ઉદયથી, અવધિ ન્યૂનજ થાય. ૪૬

પ્રતિપાતિ અવધિ જ્ઞાન તે, આવ્યું જરૂર જાય;
તેહ આવરણ વારવા, ભક્તિ એક ઉપાય. ૪૭

અપ્રતિપાતિ તે કહ્યું, આવ્યું કદિ નવ જાય;
એહવા જ્ઞાનને પામવા; ભજીએ નિત્ય જિનરાય. ૪૮

ઋજુમતિ મનપર્યવ કહ્યું, જાણે મનના ભાવ;
મુક્તિતણો નિરધાર નહિ, આવરણ પ્રભાવ. ૪૯

વિપુલમતિ મન પર્યવ, જાણે સંપૂરણ ભાવ;
મુક્તિનો નિર્ણય કહ્યો, તે પૂજો જ્ઞાન સ્વભાવ. ૫૦

સર્વ વસ્તુને જાણતા. કેવલજ્ઞાની મહારાજ;
તેહ જ્ઞાન આરાધતાં, પામો આતમ રાજ. ૫૧

વિધિ કરતાં અવિધિ થઇ, તે પાપ નિવારો નાથ;
દાતારી કરૂણા કરી, આપો મોક્ષનો સાથ. ૫૨

---

## ॥ ૮ શ્રી ચારિત્રપદ ૭૦ દુહા ॥

પંચ મહાવ્રત જે ધરે, આરાધે ચારિત્ર સાર;
તે ચારિત્રપદ પ્રણમતાં, પ્રગટે ચારિત્ર વિસ્તાર. ૧–૫

દશવિધ યતિધર્મ પાળતાં, અંતર સ્થિરતા થાય;
તે પદ ભાવે આરાધતાં, આતમ શુદ્ધ કરાય. ૨–૧૦

કુલ આદિક દશ મુનિ તણી, વૈયાવચ્ચ કરે વિસ્તાર;
એહવા મુનિવર સેવતાં, પ્રગટે સંયમ સાર. ૩–૧૦

નવવિધ બ્રહ્મચર્યને, ધારે જે મુનિરાજ;
તે મુનિવરને સમરતાં, પામો ચારિત્ર રાજ. ૪—૯

જ્ઞાનાદિ ત્રયી ધારતાં, સ્થિરતા નિજગુણ માંહ્ય;
તે ચારિત્રપદ આરાધતાં, સંયમ આતમમાંહિ. ૫—૩

તપસ્યા બાર પ્રકારની, કરતા મુનિ નિત્ય જેહ;
તે મુનિપદને પૂજતાં, પામું પદ વત્તિ એહ. ૬—૧૨

સંયમ સત્તર પ્રકારથી, નિત્ય સેવે મુનિરાય;
તે સંયમને પામવા, સેવો મુનિના પાય, ૭—૧૭

ચાર કષાય નિવારીયા, થયા સમતારસધામ;
એહવા મુનિવર પૂજીયે, મોક્ષ આરાધન કામ, ૮—૪

વિધિ કરતાં અવિધિ થઇ, તે પાપ નિવારો નાથ;
દાતારી કરૂણા કરી, આપો મોક્ષનો સાથ. ૯

## ૯ श्री तप पदना दूहा.

ઇન્દ્રિ તપ આરાધતાં, કર્મ કલંક પલાય;
પુરિમુઢ એકાશન નીવી, આંબિલ ઉપવાસે થાય. ૧

યોગ શુદ્ધિ તપ તે કહ્યો, ત્રણ અઠ્ઠમથી થાય;
તે તપને આરાધતાં, આત્મ તપસ્વી થાય. ૨

જ્ઞાન દર્શન ચારિત્રનો, ત્રણ અઠ્ઠમે કરાય;
સમતાએ તપ સેવતાં, કર્મ કાટ દૂર થાય. ૩

ક્રોધજય તપ તે કહ્યો, એકાશન નીવી થાય;
આંબિલ ને ઉપવાસથી, કષાય દુર પલાય. ૪

લઘુસિંહ ક્રીડિત તપ કહ્યો, વર્ષદુ અડવીસ દિન;
નવ ઉપવાસ વૃધ્ધ્યાદિકે, કરતાં મુકિત આધીન. ૫

આ નવ દુહામાં ૭૦ ભેદ સંક્ષેપથી ગણેલા છે.

મહાસિંહ ક્રીડિત તપ કહ્યો, છ વર્ષ દિન બહોતેર;
તે તપને આરાધતાં, કર્મ તણી રજ વિખેર. ૬
મુક્તાવલી તપ કરે મુનિ, ચાર વરસંજ પૂર્ણ;
તે તપને તપવા થકી, કર્મકષ્ટ થાય ચૂર્ણ. ૭
રત્નાવલિ તપ એક વર્ષ, બહોતેર દિવસે થાય;
તે તપ ભવિજન સેવતાં, આત્મ શુદ્ધિ તસ થાય. ૮
કનકાવલિ એક વર્ષ ને, બહોતેર દિવસે થાય;
આત્માર્થી તે તપ કરો, સ્હેજે શિવપુર જાય. ૯
ભદ્ર તપ જિનેશ્વર કહે, દિવસ પાંચ સિતેર;
તે તપ મુનિ આરાધીને, પામે શિવપદ લ્હેર. ૧૦
મહાભદ્ર પ્રતિમા કહ્યો, એકસો છ ઉપવાસ,
આત્માનંદી તપ કરી, કરે શિવપુરમાં વાસ. ૧૧
ભદ્રોત્તરના ઉપવાસ, એકસો પંચોત્તર;
પચીસ પારણાના દિવસ, પ્રવચન સારોદ્ધાર. ૧૨
રોહિણિ તપ રોહિણિએ કરે, સાત વર્ષ સુધી એમ;
વાસુપૂજય પ્રભુ પૂજીને, આત્મ શુદ્ધિ કરો તેમ. ૧૩
મૌન એકાદશી તપ કરો, શુકલ એકાદશી સાર;
ઉપવાસ કરી મૌનજ ધરો, પામો શ્રુત વિસ્તાર. ૧૪
આઠ ઉપવાસને અંતરે, આઠ આંબિલ કરે જેહ;
સર્વાંગ સુંદર એ તપ કરે, આત્મ સુંદર થાય એહ. ૧૫
નિરૂજ સિંહ તપમાં કહ્યા, આઠ ઉપવાસ આંબીલ;
કૃષ્ણ પક્ષમાંહે કરે, નાશે કર્મનો ક્રીલ. ૧૬
પરમ ભૂષણ તપ કરો, બત્રીસ આંબિલ થાય;
પ્રભુને આભૂષણ ધરો, સાધો મોક્ષ ઉપાય. ૧૭
આયત જનક તપ કહ્યો, બત્રીસ આંબિલ સાર;
વૈયાવચ્ચાદિ પૂર્ણ કરી, તપશુદ્ધિ વિસ્તાર. ૧૮
સોલ ઉપવાસે પૂર્ણ કરે, કરી ચાર ચાર ઉપવાસ;
સમો સરણ તપ એ કહ્યો, પર્યુષણે પૂર્ણ થાય. ૧૯

નંદીશ્વર તપ તમે કરો, અમાસમાં ઉપવાસ;
સાત વરસ એમ આદરો, મળે મુક્તિમાં વાસ. ૨૦

બાર વર્ષ પુંડરીક તપ, એકાશન નીવી આંબીલ;
વળી ઉપવાસને આદરો, આતમ રસમાં ઝીલ. ૨૧

અક્ષય નિધિ તપ કળશમાં, અક્ષત નાખે થાય;
પંદર એકાશન થકી, પંદર દિવસે થાય. ૨૨

ચંદ્રાયન તપ જે કરે, શુદિ પડવે પ્રારંભ થાય;
એક કવલ પ્હેલે દિને, પછી ચડતા કવલ તે ખાય. ૨૩

ચંદ્રપ્રતિમા તપ કરો, એક માસમાં થાય;
ચડતા ઉતરતા કવલ, શુકલ કૃષ્ણમાં ખાય. ૨૪

દંતી પ્રતિમા તપ કરે, એક દંતિ નિત લેઇ;
સાત દિવસ સુધી આદરે, કર્મ વિનાશને દેઇ. ૨૫

બે બે દંતી નિત લહે, સાત દિવસ પર્યન્ત;
પછી ચડતી દંતી લીયે, ઓગણ પચાસ દિન અન્ત. ૨૬

આઠ દંતી પ્રતિમા કહી, ચઢે કવલ દિન આઠ;
ચોસઠ દિવસે પૂર્ણતા, સાધે શિવપુર સાથ. ૨૭

એમ નવદંતી તપ કરે, એકાશી દિન અંત;
ચડતી દંતી નવ કરે, નવ ઓલી પર્યન્ત. ૨૮

દસ દંતી પ્રતિમા કરે, ચડતી દંતીએ જેહ;
સો દિવસે પૂરણ કરે, દશ ઓલીએ તેહ. ૨૯

વર્ધમાન તપ તમે કરો, એક ઉપવાસે આંબીલ;
એક એક આંબીલ વૃદ્ધિથી, કરવાં સો આંબીલ. ૩૦

ગુણ રત્ન સંવત્સર કહ્યો, સોલ માસમાં જેહ;
એકાન્તર ઉપવાસથી, એક માસ કરે એહ. ૩૧

બીજે બે ઉપવાસ છે ઉપવાસ વૃદ્ધિ એમ;
દિવસે આસન ઉત્કટ, રાતે વીરાસન તેમ. ૩૨

એહવા તપ મુનિવર કરે, ઉપજે લબ્ધિ અછેહ;
આમૌષધિ લબ્ધિ થકી, ફરસે રોગનો છેહ. ૩૩

વિપ્રૌષધિ લબ્ધિ થકી વિષ્ટાથી રોગ જાય;
શ્લેષ્મૌષધિ લબ્ધિ થકી, શ્લેષ્મથી રોગ પલાય. ૩૪

જલ્લૌષધિના પ્રભાવથી, મેલથી રોગનો નાશ;
સર્વૌષધિ લબ્ધિ થકી, સર્વ ફરસથી નાશ. ૩૫

સંભિન્નશ્રુત લબ્ધિ થકી, એક ઇન્દ્રિયે પાંચનું જ્ઞાન;
અવધિ લબ્ધિથી રૂપીનું, થાય મુનિને જ્ઞાન. ૩૬

મન પર્યવ દો લબ્ધિથી, મનના ભાવ જણાય;
વિદ્યાચારણ જંઘાચારણથી, આકાશ માર્ગ જવાય. ૩૭

આશીવિષ લબ્ધિ થકી, શ્રાપ દે તે ન સહાય;
કેવલ જ્ઞાનની લબ્ધિથી, સર્વે ભાવ જણાય. ૩૮

ગણધર લબ્ધિ પામીને, ત્રિપદીએ શ્રુત થાય;
ચૌદ પૂર્વની લબ્ધિથી, સહુ શ્રુતજ્ઞાન સમજાય. ૩૯

તીર્થંકર લબ્ધિ થકી, તીર્થંકર ઋદ્ધિ થાય;
તે પદને નિત્ય પ્રણમતાં, તીર્થંકર પદ આય. ૪૦

ચક્રવર્તિ ને વાસુદેવ, બલદેવ લબ્ધિ થાય;
ક્ષીરાશ્રવથી વચન તે, દુગ્ધ સમાન મનાય. ૪૧

મધ્વાશ્રવ વચન તે, સાકર સરખું મીઠ;
કોષ્ઠ બુદ્ધિથી શ્રુત ગ્રહ્યું, વિસ્મૃત તે નવિ દીઠ. ૪૨

પદાનુસારીથી એક પદે, બીજાં પદ સમજાય;
બીજ બુદ્ધિથી અલ્પ ગ્રહી, અતિ વિસ્તાર જણાય. ૪૩

તેજોલેશ્યા લબ્ધિથી, બાર્યું સ્થાન જલાય;
ચઉદ પૂર્વિ મુનિરાજને, આહારક લબ્ધિ થાય. ૪૪

શીત લેશ્યાથી શીતલતા, પ્રજવલતાને થાય;
વૈક્રિય લબ્ધિથી અન્ય દેહ, બહુ રચતા મુનિરાય. ૪૫

અક્ષીણ માનસી લબ્ધિથી, ખુટે નહિ અન્ન પાન;
પુલાક લબ્ધિથી ચક્રીનું, સૈન્ય ચૂર્ણ થાય જાણ. ૪૬

અઠ્ઠાવીસ લબ્ધિ ધરા, વર્તે જે મુનિરાજ;
તે મુનિવરને પ્રણમતાં, પામે શિવપુર રાજ. ૪૭

મનબલથી શ્રુત ચિંતવે, અંતર્મુહૂર્ત્ત માંહિ;
વચન બળે શ્રુત ઉચ્ચરે, અંતર્મુહૂર્ત માંહિ. ૪૮

આઠ સિદ્ધિને પામતા, અણિમાઆદિક જેહ;
તપસ્યા કરતાં પામતા, ઋદ્ધિ સિદ્ધિ સુખ એહ. ૪૯

તપપદને આરાધીને, પામ્યા શિવ સુખ ગેહ;
અનુપ અનોપમ તપ કરો, સિદ્ધિ સેવા કહી એહ. ૫૦

વિધિ કરતાં અવિધિ થઇ, તે પાપ નિવારો નાથ;
દાતારી કરૂણા કરી, આપો મોક્ષનો સાથ. ૫૧

